# पृथुराज रासा.

स्वतःकल्पित वीररस काव्य.


રચનાર.

**ભીમરાવ ભોળાનાથ.**

( રા. નરસિંહરાવ ભોળાનાથ, બી. એ., સી. એસ. (રીટાયર્ડ)ની ટીકા

તથા

સ્વ. સર રમણભાઇ મહીપતરામ, બી. એ., એલ એલ. બી.

ના લખેલા અવતરણ સહિત. )



પ્રસિદ્ધ કરનાર

**તેમનાં સંતાનો.**

આવૃત્તિ ૨ જી. પ્રત ૨૦૦૦

સંવત ૧૯૮૮ ઇ. સ. ૧૯૩૨

કિંમત ~~૧-૦-૦~~ =-૦ પોસ્ટેજ ~~૦-૨-૦~~





સ્વ. ભીમરાવ ભોળાનાથ

જન્મતિથિ
આસો સુદ ૮ ગુરુવાર સંવત ૧૯૦૭
(તા. ૨ ઑક્ટોબર ૧૮૫૧)

અવસાનતિથિ
પોષ વદ ૭ સોમવાર સંવત ૧૯૪૭
(તા. ૧૩ જાન્યુઆરી ૧૮૯૦)

## ( આવૃત્તિ પહેલીની )

# પ્રસ્તાવના.

સ્વર્ગસ્થ ભીમરાવનાં બે પુસ્તકો, 'મેઘદૂત' તથા 'દેવલદેવી' પ્રસિદ્ધ થયાં છે. 'મેઘદૂત' તો એમણે પોતાની હયાતીમાં જ પ્રસિદ્ધ કર્યું હતું § 'દેવલદેવી' પ્રસિદ્ધ કરવાનો એમનો વિચાર હતો, અને છપાવવાનું કામ શરૂ પણ કર્યું હતું પરંતુ એ અરસામાં એમને ભયંકર માંદગી આવી અને તે પછી થોડા સમયમાં એમનો સ્વર્ગવાસ થયો. ત્યાર પછી, ગયે વર્ષે જ એ પુસ્તક પ્રસિદ્ધ થયું. 'પૃથુરાજરાસા' એમનું રચેલું ત્રીજું પુસ્તક છે એ રચવાનો આરંભ તો ઘણાં વર્ષો ઉપર કર્યો હશે એમ લાગે છે, પણ પોતાના અંતકાળ સુધી પૂરૂં કરી સકયા નહોતા તેથી પોતાની હયાતીમાં પ્રસિદ્ધ કરી સકયા નહી. સુજ્ઞ વાંચકવૃંદને, આ કાવ્ય વાંચ્યા પછી, જણાશે કે જો ગ્રંથકર્ત્તા જાતે એ પુસ્તક પ્રસિદ્ધ કરી શકયા હોત તો વધારે લાભ થાત; કારણ કે પોતાને સુધારો વધારો કરવાનો પ્રસંગ મળત અને તેને લીધે, જે કાંઈ ખામીઓ હાલ લાગશે, તે ઓછી થાત.

અવતરણમાં તથા ટીકામાં આ પુસ્તકના ગુણ દોષની પરીક્ષા સંપૂર્ણ રીતે થઇ છે એટલે આ સ્થળે તે વિશે કાંઇ લખવાનું રહેતું નથી* માત્ર છાપવામાં જે કાંઈ દોષ આવ્યા છે તે વિશે કહેવાની જરૂર છે. બહુ હાથે કામ થયાને લીધે તથા બીજી ખામીને લીધે આ પુસ્તકમાં ઘણી ભૂલ્યો આવી ગઇ છે. વિરામચિહ્નો જ્યહાં જે જોઇયે ત્યહાં તે નથી, તથા જ્યહાં જે ના જોઇયે ત્યહાં તે છે, સમસ્ત પદ ભેગાં મૂકવાં જોઈયે તે જૂદાં મૂકયાં છે; જે શબ્દો જૂદા જોઇયે તે ભેગા મૂકયા છે; કેટલાક શબ્દો છાપવામાં બરાબર ઉઠયા નથી; 'ન' ને બદલે 'જ' અને 'જ' ને બદલે 'ત,' એવી રીતે અક્ષરોમાં પણ ગડબડ થઈ છે; કેટલીક જગ્યાએ શબ્દો પણ એવા મૂકયા છે કે કડીઓ અર્થહીન થઇ જાય છે; આવી રીતની અનેક ભૂલ્યો થઈ છે. આમાંની ઘણી ખરી ભૂલ્યો શુદ્ધિપત્રકમાં સુધારી છે. જે ભૂલ્યો

---

§ પૃથુરાજરાસાની પહેલી આવૃત્તિ પ્રસિદ્ધ થયા પછી સ્વ. ભીમરાવનું અપ્રસિદ્ધ કાવ્યોનું ત્રીજું પુસ્તક 'કુસુમાંજલિ' પણ પ્રગટ કરવામાં આવ્યું હતું.

* આ પરિચ્છેદમાં જે ભૂલોનો નિર્દેશ કરવામાં આવ્યો છે તે આ નવી આવૃત્તિમાં સુધારવામાં આવી છે.

ઘણીજ સાધારણ છે, અને જે સુધાર્યા વિના પણ શ્લોકનો ભાવાર્થ વાચક વર્ગથી સમઝી સકાય એમ છે, તેવી ભૂલ્યો શુદ્ધિપત્રકમાં દાખલ કરી નથી. કેટલેક સ્થળે હ્રસ્વ દીર્ઘ સ્વરો બરોબર મૂક્યા નથી તેથી વૃત્તમાં ખામી છે. આ સહજ સમઝી સકાય એમ છે માટે તે પણ શુદ્ધિપત્રકમાં મૂકી નથી. કેટલાક શ્લોકમાં તો એવું બન્યું છે કે મૂળ હસ્તલેખમાં જે શબ્દો છે તેને બદલે એવા શબ્દો મૂકાયા છે કે આખા શ્લોકનો અથવા છૂટી કડીઓનો અર્થ બદલાઈ ગયો છે; જેમકે, પૃ૦ ૩૧ શ્લો. ૭૩ 'પક્ષ્મવિભાવિનીને' તથા 'વારિવિહારિણીને' ને બદલે 'પક્ષ્મવિભાવિની તે' તથા 'વારિવિહારિણી તે' શ્લો. ૭૫ 'લાજે' ને બદલે 'બાઝે;' પૃ૦ ૩૩ શ્લો. ૫. 'પ્રસાદ છાયા' ને બદલે 'પ્રસાર છાયા' પૃ૦ ૪૭ શ્લો. ૭૪ 'બાગમાં' ને બદલે 'લાગમાં,' અને 'લાગમાં' ને બદલે 'બાગમાં;' વગેરે. આ માટે અમારી એટલી વિનંતિ છે કે આ કાવ્ય વાંચતી વખત શુદ્ધિપત્રકનો વધારે ઉપયોગ કરવો, જેથી અર્થ સમઝવો સુગમ પડશે.

આ પુસ્તક પ્રસિદ્ધ કરતાં ધાર્યા કરતાં વધારે વાર થઇ તેથી સુજ્ઞ વાચકવૃંદની ક્ષમા માગીએ છીએ; અને આશા રાખીએ છીએ કે સહૃદય વર્ગ આ પુસ્તકને યોગ્ય સત્કાર આપશે.

**અમદાવાદ.**
**તા. ૫ મી ઓકટોબર. ૧૮૯૭.**

**પ્રસિદ્ધ કર્ત્તા.**

## ( આવૃત્તિ બીજીની )

# પ્ર સ્તા વ ના.

ચોત્રીસ વર્ષના લાંબા ગાળા પછી " પૃથુરાજ રાસા " ની બીજી આવૃત્તિ પ્રસિદ્ધ થવા પામી છે. એટલા લાંબા ગાળા દરમિયાન ગુજરાતી સાહિત્યમાં અતિ મહત્વના અનેક ફેરફારો થઈ ગયા છે. અનેક ઉત્તમ ગ્રંથો—બહુ મ્હોટી સંખ્યામાં પ્રગટ થયા છે. " પૃથુરાજ રાસા " ની પ્રથમ આવૃત્તિ પ્રગટ થઇ તે વખતે જેમનો જન્મ પણ થયો નહોતો એવા અનેક યુવક સાહિત્યકારોએ આજ શિષ્ટ ગ્રંથો લખી સાહિત્યના ક્ષેત્રમાં નામના મેળવી છે. છતાં ગુજરાતી સાહિત્યમાં " પૃથુરાજ રાસા " ની શૈલીનાં કાવ્યો, આટલા લાંબા ગાળા દરમિયાન પણ બહુ જૂજ પ્રગટ થયાં છે; એટલે " પૃથુરાજ રાસા " ફરી પ્રગટ કરવાનું અનુચિત નથી એમ અમે માનીયે છીએ.

આ ચોત્રીસ વર્ષના લાંબા ગાળામાં પ્રથમ આવૃત્તિ પ્રસિદ્ધ કરનાર, સ્વ. **ભીમરાવ**નાં સંતાનોનો માળો પણ લગભગ ખાલી થઇ ગયો છે ! પિતા વિહોણાં, અતિ સ્નેહાળ માતાની પાંખમાં ભરાયેલાં અમે આઠ ભાંડુમાંથી માત્ર બેજ રહ્યાં છીએ. માતા અને છ પંખીઓ પરવડીએથી ક્યાંયે ઊડી ગયાં છે ! પ્રથમ આવૃત્તિની બધી મહેનત કરનાર અમારા ભાઇ સત્યેન્દ્ર પણ અકાળે સ્વર્ગવાસી થયા છે. પુસ્તકમાંનું અર્પણનું કાવ્ય એમનુંજ રચેલું છે.

વળી પ્રથમ આવૃત્તિમાં સ્વ. ' **ભીમ**રાવનું ભાંડુ ભાવ ભીનું ' કવિચરિત લખનાર, ત્હેમના બંધુ રા. કૃષ્ણરાવ અને અતિ વિદ્વત્તા પૂર્ણ અવતરણ લખનાર રા. રમણભાઇ એ બન્નેને પણ ક્રૂરકાળે ઝડપી લીધા છે.

આ આવૃત્તિમાં પુસ્તકના કદમાં ફેરફાર કરવામાં આવ્યો છે, તેમજ કાવ્યની ટીકા, કાવ્ય પૂરૂં થયા પછી છેવટે ન છાપતાં તેની નીચે જ છાપવામાં આવી છે, આ નવી આવૃત્તિમાં કેટલાક ચિત્રો આપવાનું ઉચિત લાગવાથી તે દાખલ કરવામાં આવ્યાં છે.

પૃથુરાજનું ચિત્ર મેળવી આપી તેનો બ્લૉક કુમાર કાર્યાલયમાં બનાવી આપવા તથા તે છપાવી આપવા માટે શ્રી. રવિશંકર રાવળના અમે આભારી છીએ. પૂંઠાપરનું ચિત્ર તથા ' જયપાલ ' અને " પ્રતિઉત્તર " દેનાર "ધ્રુવડ" નું ચિત્ર (પાનુ. ૧૮૦) પ્રસિદ્ધ ચિત્રકાર શ્રી. કનુદેસાઇની ભાવનામય

કલાનાં પરિણામ છે. એ ચિત્રો માટે ભાઇ કનુભાઇનો અમે અંતઃકરણથી આભાર માનીયે છીએ.

સંયુક્તાના વિલાપનું ચિત્ર (પાનુ ૨૧૬) શ્રી. હીરાલાલ ખત્રીએ ખાસ દોરી આપી અમને ઉપકૃત કર્યા છે. એ ભાઇ ગુજરાતના ઉગતા અને આશાજનક કલાકાર છે, અને ગુજરાતે તેમની યોગ્ય કદર કરવી જોઇએ એવો અમારો નમ્ર મત છે.

પ્રુફ સુધારવામાં શ્રી. મણીલાલ છબારામ ભટ્ટે જે શ્રમ લીધો છે તે માટે તેમનો પણ અમે ઉપકાર માનીયે છીએ.

ઘણી કાળજી રાખવા છતાં છાપવામાં કેટલીક ભૂલો રહી ગઇ છે તે માટે વાચકોની અમે ક્ષમા યાચીએ છીએ અને વિનંતિ કરીયે છીએ કે શુદ્ધિ પત્રકમાં જોઇ પુસ્તકમાંની ભૂલો સુધારી પછી તેઓ પુસ્તક વાંચવું શરૂ કરે.

ગુજરાતનો સહૃદય વાચક વર્ગ આ પુસ્તકનો યોગ્ય સત્કાર કરશે એવી અમે આશા રાખીયે છીએ.

તા. ૧૪ મી જાન્યુઆરી
૧૯૩૨.

**પ્રસિદ્ધ કર્ત્તા.**

# અર્પણ

## વસંતતિલકા.

સૂર્યાસ્તવેળ દિન એક બધુ જ શાન્ત,
આકાશને ઘનદળે બહુ ઘેરિ દીધ,
દૂરે થકી સમય તે કંઇ તેજ આવ્યું,
રૂપેરિ રંગ વહિને દિશ સર્વ વ્યાપ્યું. ૧

ન્હાયું જગત્ સકલ તેજ અપૂર્વ માંહિ,
આનંદ વ્યાપી રહિયો મનમાંહિં કાંઇ;
ચન્દ્રે પ્રસારિ દીધ ચાંદનિ રમ્ય જાણે
છાનો રહી અમૃતધાર અમોલ રેડે. ૨

ધીમે ધીમે દળ બધું ઘનકેરું ભારે,
વ્યૂહો નવા સ્ચતું જાય ફરી ફરીને;
ભંગાણ ત્યાંહિં પડિયું વિખર્યું હવે તે,
ઘેરો ઉઠાવી લઇ નાઠું ત્વરા થકી એ. ૩

ને પશ્ચિમે શકલ મેઘનું એક દીઠું,
સૂનેરિ ઝૂલ થકિ ઓપતું એ શું રૂડું !
તે ઉપરે મુજ પિતા નિરખ્યા વિરાજ્યા,
ને હર્ષ-શોક થકિ મ્હેંય પ્રણામ કીધા. ૪

તે કાળ શાં સ્મરણ પૂર્વ તણાં થયાં, ને
સંસ્કાર ગૂઢ ઝળક્યા મુજ ચિત્ત માંહે.
તે ચિત્ર રમ્ય કંઇ જોયું ન જોયું હેવે
સંકેલિયું તુરત તેજ ત્યહાંથિ કોએ. ૫

હા ! એ સમે મધુર ચિત્ર વિંટયું બધું એ
ક્રૂરે જ આવી પળમાં હીણ અંધકારે;

ન્હાનું શું રમ્ય ઝરણું ફુટયું હર્ષનું જે,
તત્કાળ લુપ્ત થયું શોકપ્રવાહમાં તે. ૬

કો ચિત્રકાર જયમ ચિત્ર સમીપ ઊભો,
રૂડું સ્વકાર્ય નિરખી મલકાઇ જાતો;
કો શ્યામ રંગ લઇ તે પર નાંખી રાચે;
હા ! ચિત્રકારમનદુઃખ શું મૂર્ખ જાણે ! ૭

શાંને દુખી થવું વૃથા, પળ એક માંહિં
ફેડી, દીસે તિમિરનો પટ, ચિત્ર ત્યાંહિં;
રહેશે છબી સ્થિર સદા હૃદયે જ મ્હારે
જેમાં પિંછી લઇ પુર્યો કંઇ રંગ **સ્નેહે.** ૮

રે અંધકાર ! તુજશા જગમાં બહૂએ
કર્વા મલિન મધુરી કૃતિયો મથે છે,
તોયે ન એ અણુસમી પડશે જ ઝાંખી;
મ્હાલે ભલે મનસુખી સુખ એમ માની. ૯

સારંગી આ હૃદયરૂપનિ માંહિં વાગી
કર્ત્તવ્યતંત્રી જ મિઠા ધ્વનિ કાઢી ત્યાંહિં;
**સ્નેહે** લઇ અતુલ કોણ કૃતજ્ઞતાનો,
ચાતુર્યથી મધુર સૂર પસારી મૂક્યો. ૧૦

હે માત ! કીધ ઉપકાર અનેક ત્હેંતો
તે માનવા ઉપકૃતિ તું સમીપ આવ્યો
ભાંડૂનિ સાથ સઘળાં મળિ હેત ભાવે,
ને અર્પું હું વિનયથી નમિ નમ્રતાએ. ૧૧

આ તાતના હૃદયથી ઉપજેલ બાળ,
બંધુ સરીખ અમપાસ ઉભૂં હસંત;
સૂતું હતું જ નિજ તાતવિયોગ દુઃખે,
લાડે ઉઠયું, અહિંજ આવ્યું અમારી સંગે. ૧૨

ત્હારો આજ્ઞાંકિત
પુત્ર.

# કવિચરિત.



## ( લખનાર—કૃષ્ણરાવ ભોળાનાથ )

**સાહિત્યપ્રિય** જનોને ગ્રન્થકારના જીવન માટે સ્વાભાવિક રીતે જિજ્ઞાસા ઉત્પન્ન થાયછે. તેના રચેલા ગ્રન્થો ઉપરથી વાચકવર્ગને તેની સ્વભાવમુદ્રા, અભિપ્રાય, અને અભિરુચિ વિશે કેટલેક અંશે માહિતી મળે છે ખરી, પરંતુ તેટલાથી સર્વને સંતોષ થતો નથી. ગ્રન્થકર્ત્તાની રચનામાં જે તેના સ્વભાવ, મત અને રુચિની છાયા પડેછે તે ઉપરથી વાંચનાર ભિન્ન ભિન્ન અનુમાન કરે છે; માટે કવિના જીવનની બીના અને હકીકત જાણવાની સ્વાભાવિક ઇચ્છા રહેછે; અને તે ઇચ્છા તૃપ્ત કરવા કવિચરિત લખવાની ઇષ્ટતા અને આવશ્યક્તા રહેછે. માટે આ પુસ્તકમાં પણ તેના કર્ત્તાના જીવનચરિતની નોંધ લેવી ઇષ્ટ ગણી છે.

પરંતુ, દીર્ઘાયુષ્ય ન ભોગવેલા અને સામાન્ય રીતે શાન્ત રીતે વહેલા જીવનમાં હકીકત અને બીના કેટલી હોય ? અડત્રીસ વર્ષની વયે ગુજરેલા પુરુષનું જીવન જગતના કોલાહલમાં શામિલ થયું હોય તો તે હકીકતોથી ભરેલું હોય. પરંતુ **ભીમ**રાવને સ્વભાવથી અને શારીરિક પીડાને લીધે એકાન્ત વાસ પ્રિય હતો, અને તે પ્રકૃતિને અનુસરી તેમણે વગર ઘોંઘાટે જ પોતાની ટૂંકી જિંદગી ગાળી હતી. તોપણ, તેટલા ટૂંકા સમયમાં તેમણે શાન્ત નિર્વ્યાપરીતે જનસમુદાયનું હિત કર્યું છે, તેમાં તેમના ગ્રન્થોએ મુખ્ય સેવા બજાવી છે, અને તેટલા માટે જ તેમના જીવન વિશે કાંઇક માહિતી વાચકવર્ગને આપવી યોગ્ય લાગે છે.

મરહૂમ **ભોળાનાથ સારાભાઇના** પાંચ પુત્રમાં **ભીમ**રાવ ત્રીજા પુત્ર હતા. **ભીમ**રાવનો જન્મ સંવત્ ૧૯૦૭ ના **આસો** સુદિ ૮ ગુરુવારે, તા. ૨ જી **ઑક્ટોબર** ૧૮૫૧ ને દિવસે પાછલી રાત્રે બે વાગે અમદાવાદમાં થયો. તે વખતે **ભોળાનાથ ખેડા**માં હતા; અને તેમની રોજનિશીમાં ફારસી નોંધ છે ( એ વર્ષની આખી રોજનિશી ફારસીમાં છે ) તેનો નીચે મુજબ તરજુમો છે:—" **અતુ** સિપાઇએ ખબર આપી કે ગઇ કાલે રાત્રે બે વાગે એક છોકરાનો જન્મ થયો છે; અગર જીવતો રહેશે તો તેનું નામ **નરસિંગદાસ** પાડીશું. " પણ પાછળથી એ વિચાર બદલ્યો હશે અને તેથી એમનું નામ **ભીમ**રાવ પડ્યું.

ગુજરાતી શાળાની કેળવણી લીધા પછી ઇંગ્રેજી અભ્યાસનો આરમ્ભ કરી સને ૧૮૭૦ માં મુંબાઇ યુનીવ્હર્સિટીની મેટ્રીક્યુલેશન પરીક્ષા તેમણે પાસ કરી. ૧૮૭૧ નું વર્ષ ખાલી જવા દઈ ૧૮૭૨ માં મુંબાઇમાં એલ્ફીન્સ્ટન કૉલેજમાં અભ્યાસ શરૂ કર્યો; તે ત્રણ વર્ષ સુધી ચલવ્યા પછી ભીમરાવને ભયંકર રોગક્રાન્તિ થયાથી કૉલેજ છોડવી પડી; તે વખતે છોડી તે ફરીથી તેનો લાભ લઇ સકાયો નહિ; કેમકે, તે રોગનાં ભયંકર ચિહ્ન તરતજ ગયા છતાં પણ સંપૂર્ણ રોગમુક્ત થતાં તેમને ઘણો વિલંબ લાગ્યો, બલ્કે સંપૂર્ણ રોગમુક્ત થયાજ નહિં; કેમકે ચૌદ વર્ષ સુધી એ રોગની પીડા અનેક વાર ભોગવ્યા પછી એ રોગેજ તેમના શાન્ત જીવનનો અંત આણ્યો. ૧૮૭૪ ના એપ્રીલ માસમાં મુંબાઇથી ભીમરાવ આવ્યા તે વખતે ફેફસાનું સખ્ત દર્દ લાવ્યા; તેમની શરીરસ્થિતિ ભય ભરેલી જણાયાથી તેમના પિતા ભોળાનાથે તુરતજ ખુલ્લી હવામાં એક બંગલો રાખ્યો અને ત્યાં ઉત્તમ ઔષધોપચાર કરી ઘણી સારવાર કરી. ભયમુક્ત થયા છતાં ઘણા વખત સુધી ભીમરાવ પથારીવશ રહ્યા અને તે કારણથી કૉલેજ અને અભ્યાસ એ બન્ને વિચાર તુરત માટે તો પડતા મૂક્યા. કૉલેજ તો હમેશ માટેજ ગઇ અને તેથીજ યુનીવ્હર્સિટીની ડીગ્રીનું માન તે મેળવી સક્યા નહિં, તોપણ અભ્યાસ એ વસ્તુનો ત્યાગ કર્યો નહિં અને બાળપણથીજ વિદ્યા તરફ વિશેષ અભિરુચિ હોવાથી ઘરમાં રહ્યે પણ વિદ્યાર્થી જેવો અભ્યાસ તેમણે રાખ્યો અને તેથીજ યુનીવ્હર્સિટીની છાપનું માન ન મેળવ્યા છતાં પણ તેવી છાપ મેળવેલા અનેક સદ્ગૃહસ્થો કરતાં તેમણે વિશેષ જ્ઞાન સંપાદન કર્યું. ઇંગ્રેજી, સંસ્કૃત અને ગુજરાતી ભાષાઓનો વિશેષ પરિચય મેળવ્યો, અને ગુજરાતી સાહિત્યસંગ્રહમાં થોડાં પણ ઉપયોગી પુસ્તકોનો વધારો કરી તે ઉત્તમ સાક્ષરની પંક્તિમાં ગણાવાને યોગ્ય થયા.

પાંચ વર્ષ સુધી થોડી ઘણી રોગપીડા ભોગવી સને ૧૮૮૦ ના જુલાઇ માસમાં વડોદરા રાજ્યમાં સર. ટી. માધવરાવની પાસે ગાયકવાડી નોકરીમાં ભીમરાવ દાખલ થયા; ત્યારથી મરણ પર્યન્ત એટલે આશરે ૧૦ વર્ષ તેમણે વડોદરામાં ગાળ્યાં. વડોદરા શહેર અસ્વચ્છતા માટે પ્રખ્યાત હોવાથી ભીમરાવે પિતાની ઇચ્છાનુસાર, પ્રકૃતિ ન બગડે એ હેતુથી, વડોદરાકાંપમાંજ રહેવાનું રાખ્યું હતું. તે દરમીયાન પણ શરીરપીડા એમના સામાન્ય કાર્યવ્યવહારમાં પણ ઘણીવાર વિઘ્ન કરતી. અને તે પીડાને લીધે, તેમજ, નોકરીના ધંધામાં, તેમાં વિશેષે દેશી રાજ્યમાં, ખુશામદનો પ્રભાવ વધારે હોય છે, અને ભીમરાવની પ્રકૃતિ તેથી વિરુદ્ધ હોવાને લીધેજ તેમનું ઉત્તમ

બુદ્ધિકૌશલ, નોકરીને સંબંધે, વિશેષ પ્રકાશમાં આવી સક્યું નહિં. તોપણ તે ઉત્તમ બુદ્ધિકૌશલ બીજા માર્ગમાં જતાં યોગ્ય સત્કાર પામ્યું અને તેણે **ભી**મરાવને સાક્ષર તરીકેની કીર્તિ અપાવી. સને ૧૮૮૯ ના માર્ચ માસમાં માંદગીને સબબે તેમણે રજા લીધી: તે રજા પછી ફરીથી નોકરી ઉપર **ભી**મરાવ જઇ સક્યાજ નહિં, કારણ કે એ રજાનો અન્ત તેમના શાન્ત, ઉપયોગી, અને સ્નેહાળ જીવનના અન્ત સાથેજ થયો.

સંવત ૧૯૧૫ વૈશાખ સુદિ ૧૨ ને દિવસે **ભી**મરાવને ઉપવીતસંસ્કાર થયો અને તેજ વર્ષના વૈશાખ વદિ ૪ ને દિવસે તેમનું લગ્ન અમદાવાદના મરહૂમ બાપુભાઇ દયાશંકરની ત્રીજી પુત્રી ચતુરલક્ષ્મી સાથે થયું. સ્વાભાવિક રીતે સ્નેહાળ હૃદયવાળા **ભી**મરાવ તેમની સાથે ઘણો સ્નેહ રાખતા અને સામાન્ય રીતે તે સ્નેહાળ પતિપત્નીનું એક જોડું ગણાતું. એ લગ્નથી **ભી**મરાવને નવ સંતાન થયાં, તેમાંથી હાલ ત્રણ પુત્ર, વ્યંકટરાવ, સત્યેન્દ્ર, અને વીરમિત્ર, અને ચાર પુત્રિયો કેશવંબા, સત્યવતી, કુસુમકુમારી, અને વસન્તકુમારી, હયાત છે. પિતાની હયાતીમાં **ભી**મરાવની બે પુત્રીયોનાં લગ્ન ઇ સ. ૧૮૮૦ અને ૧૮૮૪ માં, યથાક્રમે થયાં; અને **ભી**મરાવની હયાતીમાં તેમના જ્યેષ્ઠ પુત્ર વ્યંકટરાવનું પ્રથમ લગ્ન ૧૮૮૯ માં થયું. બે મ્હોટી પુત્રીયોને **ભી**મરાવની હયાતીમાંજ સંતાન થયાં.

તેમના પિતા ભોળાનાથનું હૃદય સંતાનવત્સલ હોવાથી પોતાનાં સંતાનમાંથી જે ન્હાનું હોય તેને તેઓ હમેશ પોતાની પાસે રાખતા, તેથી તેમનાં સંતાનોને અનેક લાભ થયા છે; તે લાભમાં વિદ્યાઉપર અભિરુચિ, અને સાહિત્ય ઉપર પ્રેમ એ મુખ્ય છે. **ભી**મરાવની પાંચેક વર્ષની વય થઇ ત્યારથી તે પિતાની સાથે ફરતા હરતા. પિતાને ખેડામાં નોકરી હોવાથી ત્યાં તેમની સાથે અનેક વાર જતા. કુટુંબનાં બીજાં માણસો અમદાવાદમાં રહે—તેમનાં મા સુદ્ધાં—તોપણ પિતા સાથે **ભી**મરાવ ખુશીથી ખેડે જતા. બાળપણમાં ખરા સંસ્કૃત શબ્દોને ગમે તેમ આડા અવળા ભેગા કરી ખોટા ખોટા શ્લોક બોલવાની ટેવ **ભી**મરાવને હતી તેમજ પોતે ગુજરાતી તથા ઇંગ્રેજી અભ્યાસ કેટલોક કર્યા પછી કુટુંબનાં બીજાં ન્હાનાં છોકરા છોકરીયોની શાળા, "ગુજરાતી બાળનિશાળ" નામ આપી ઘરમાંજ ચલાવતા અને તે નિશાળોના નિયમ પ્રમાણે જ ચલવતા; તેના હેડ માસ્તર પોતે થતા. તેમાં તેમના પિતા પણ કોઇક વાર શામિલ થઇ નિશાળ તપાસતા. એ નિશાળનું પત્રક—**ભી**મરાવના હાથનું—છે તેમાં પિતાએ કરેલી નીચે લખેલી બે નોંધ જાણવા જેવી છે:— 

"હું લખવાને ખુશી થાઉંછું કે ગુજરાતી બાલનિશાલની પરીક્ષા મ્હેં આજ લીધી તેમાં છોકરાંઓનો અભ્યાસ ઉત્તમ રીતે ચાલે છે; ને મહેતાજી **ભી**મરાવે સારી મહેનત લીધી છે તેથી તેમને ઘણું માન છે.

અમદાવાદ
ગુજરાતી બાલનિશાલ
તા. ૩૧ મે સને ૧૮૬૪

Bholanath Sarabhai
Examiner."

અને,

"આજરોજ બાલાભ્યાસકશાલાની પરીક્ષા લીધી તેમાં છોકરાંએ અભ્યાસ સારો કરેલો જણાય છે. આ પ્રમાણે એ શાળાના મહેતાજી મહેનત લઇને છોકરાંઓને અભ્યાસ કરાવશે તો છોકરાં જલદીથી સરકારી નિશાળમાં જવાને લાયક થશે. મહેતાજીએ સારી મહેનત લીધી તે વાસ્તે તેમને માન ઘટે છે. અમે છોકરાંઓનો અભ્યાસ જોઈ ઘણા ખુશી થયા છીયે.

તા. ૭ સપ્ટેંબર ૧૮૬૪

Bholanath Sarabhai"

બાળપણમાંથીજ એમને વિદ્યાવિલાસ ઉપર રુચિ હોવાનું આના કરતાં બીજું વધારે સબળ પ્રમાણ એ છે કે આશરે ૧૦-૧૨ વર્ષની ઉમ્મરે **ન**ળાખ્યાન એ પૂરું વાંચી ગયા હતા અને પોતાનાં કુટુંબીયોને એની વાર્તા ઉલટભેર કહી જતા. છેક ન્હાનપણમાં માણગોળીયા કથા કહેનારની કથા સાંભળવાનો તથા તે પ્રમાણે કથા કહેવાનો એમને ઘણો શૉક હતો.

બાળપણથીજ પિતા સાથે ફરવાનું શીખ્યાથી મુસાફરીનો શૉક પણ સ્વાભાવિક રીતે ઉત્પન્ન થાય છે. પરંતુ બાવીસ વર્ષની વયમાંજ રોગાક્રાન્ત થવાથી અને તે પછીનાં વર્ષ પણ થોડી ઘણી પીડા ભોગવવાથી **ભી**મરાવના ટૂંકા જીવનમાં મુસાફરીનો કાંઇ ખાસ હેવાલ નથી. પિતા સાથે **મું**બાઇ, પૂના, **સુ**રત, **ભ**રૂચ, વગેરે સ્થળે ગયા હતા. **ભ**રૂચમાં પ્રદર્શન થયું ત્યારે —એટલે ૧૮૬૮ ના **ડી**સેમ્બરમાં **ભી**મરાવ તેમના પિતા તથા ભાઇયો વગેરે મંડળ સાથે ગયા હતા, તેમજ બિ. બિ. એંડ. સી. આઇ. રેલવે. ૧૮૬૧ માં ઉઘડી ત્યારે પણ પ્રથમ મુસાફરીમાં પિતા સાથે **ભી**મરાવ હતા. **ભ**રૂચ પાસે કબીરવડ અને **શુ**ક્લતીર્થ જોવા માટે ૧૮૬૬ માં **ભો**ળાનાથ ગયા ત્યારે **ભી**મરાવ તેમની સાથે હતા; અને તે વખતે જે સંસ્કાર થયા હશે તેનું પરિણામ તેમના "પૃથુરાજ રાસા"ના પ્રથમ સર્ગના નીચેના શ્લોક (૨૦) માં છેઃ—

ગંભીર મૌનથિ મહાન્ત વ્રતાનુસારી,
ગાઢી જટા સફળ આયુષ દીર્ઘ ધારી,
જે છાયમાં શમવતો જન તપ્ત લોભે,
જ્યાં ચિંતનાત્મક નમી વડ પ્રૌઢ શોભે.

ઈ. સ. ૧૮૬૯ ના **મે** માસમાં **ભોળાનાથ** પોતાના કુટુંબના પુરુષ-વર્ગને લઇ **અંબાજી** તથા **આબુપર્વત** ઉપર ગયા હતા; તે વખતે **આબુ**ની સૃષ્ટિરચનાની છાપ **ભીમ**રાવની ઊગતી કલ્પનાશક્તિ ઉપર પડી હતી તે એમના "**આબુ**ના વર્ણન"ની કવિતા વાંચ્યાથી જણાશે. પિતાની સાથે ઉત્તર **હિંદુસ્થાન**ની મુસાફરીએ જવાની તેમને ઘણી ઇચ્છા હતી પરંતુ જે રોગે તેમને જગદ્વ્યવહારમાં અનેક રીતે વિઘ્ન કર્યું તેજ રોગે અને તેની પીડાએ એ વખતે પણ તેમની ઇચ્છા સફળ થવા દીધી નહિં; નહિંતો **ભીમ**રાવની સ્વાભાવિક કાવ્યશક્તિને **જબલપુર**ના આરસના ડુંગર, **નર્મદા**નો ધોધ, ગંગામાંથી **કાશી**નો દેખાવ વગેરે પ્રકૃતિરચનાના દર્શનથી વિશેષ પુષ્ટિ મળત અને આપણને પણ તેના પરિણામમાં વિશેષ લાભ થાત. ઇ.સ. ૧૮૮૮માં શરીરસ્થિતિ સુધારવાના હેતુથી દરિયાના કિનારાની હવાનો લાભ લેવા **ભીમ**રાવ **ઘોઘે** જઇ થોડો વખત રહ્યા હતા; કાઠીયાવાડ તરફ તેમનું આ પ્રથમ અને છેલ્લુંજ પ્રયાણ હતું. એ વર્ષના **માર્ચ** માસમાં **ભીમ**રાવ જ્યારે **અમદાવાદ** આવ્યા હતા ત્યારે દાક્તરે તેમનું શરીર તપાસતાં ચિન્તા-જનક મત આપ્યો હતો; અને તેથીજ **ઘોઘા** તરફ હવાફેર કરવા ગયા હતા. સને ૧૮૮૯ ના **જાન્યુઆરી** માસમાં પોતાના જ્યેષ્ટ પુત્રના લગ્નનિમિત્ત **ભીમ**રાવ **અમદાવાદ** આવ્યા હતા. તે વખતે શરીરાવસ્થા વધારે બગડેલી હતી; ઘરમાં વિવાહોત્સવ છતાં તેમાં તે શામિલ થઇ શક્યા નહોતા. ત્યાર પછી તુરતજ **વડોદરે** ગયા. ત્યાં દાક્તરે તેમના મુખ આગળજ તેમના રોગનાં ભયંકર ચિહ્ન વિશે કહ્યાથી તેમના કોમળ અંતઃકરણને ઘણી પીડા થઇ અને ત્યારથી અવસાન માટે તેમણે મનમાંથી એક પ્રકારની તૈયારી કરવા માંડી. તોપણ, કુટુંબવર્ગના આગ્રહથી હવાફેર કરવા જવા માટે તેમણે રજા લીધી અને **મુંબાઇ** પાસે **વાંદરા** ( Bandora ) માં એક બંગલામાં રહ્યા; તે પહેલાં કેટલોક વખત **અમદાવાદ**માં પણ આરામ ભોગવવા માટેજ રહ્યા હતા; પરંતુ **અમદાવાદ**માં **મે**, **જૂન**, માં ગરમી વધારે લાગે માટે **વાંદરા**ની શીતળ ટેકરી ઉપર જઇ રહ્યા; ત્યાંથી ચોમાસામાં પાછા **અમદાવાદ** આવ્યા. હવાફેરથી કાંઇ વિશેષ લાભ જણાયો નહિં. આ વખતની એમની

બિમારીમાં કાંઈ વિશેષ રોગચિહ્ન પ્રત્યક્ષ ન્હોતાં. તોપણ ભૂખ અને રુચિ બન્ને ન્હોતાં, ઉંઘ ગઇ હતી, ઉધરસ જે ક્ષયરોગનું મુખ્ય ચિહ્ન તે ઘણી પીડાકારક રૂપે ન્હોતી, ઝીણો તાવ આવતો; ઘરમાં ફરતા હરતા અને સાંઝરે ગાડીમાં અને કદી કદી થોડું પગે ચાલીને પણ ફરવા જતા; તોપણ દુર્બલતા વધતી જતી હતી અને ધીરે ધીરે શરીર ઘસાતું હતું એ વાત તેમના આપ્તજનો, દાક્તરો, અને તેમની પોતાની ચિત્તવૃત્તિથી અજાણી નહોતી. આમ ધીરે ધીરે ઘસાતા શરીરમાં અને નિરાશ થતી મન વૃત્તિમાં પણ તેમની કવિતાશક્તિ મંદ થઇ નહોતી. *પૃથુરાજ રાસાનો છેવટનો કેટલોક ભાગ તેમણે હાવી દુર્બલાવસ્થામાં જ પૂરો કર્યો; અને એજ અવસ્થામાં પિતાનું જીવનચરિત પ્રસિદ્ધ થયું હતું તે, કુટુંબવર્ગમાંથી જે કોઇ પણ પાસે હોય તેની પાસે વંચાવવું શરું કર્યું હતું: કારણ કે પોતે વાંચવાની મહેનત લે તેવું રહ્યું નહોતું. એ પુસ્તકમાં તેમના વડીલ બંધુ **આ**પારાવ તથા **બા**બારાવના મરણની હકીકત આવી ત્યાંથી વંચાવવું બંધ રાખ્યું, કેમકે તેમના નબળા થઇ ગયેલા મન ઉપર વધારે હાનિકારક અસર થશે એમ તેમના આપ્તજનોને લાગ્યું. આ બિમારીનો અંત તેમના જીવનાવસાનમાંજ આવ્યો.

**ભી**મરાવની શરીરસ્થિતિ મુંબાઇમાં ફેફસાંનું દરદ લાગ્યા પછી ખરાબ થઇ; પરંતુ તે પ્હેલાં શરીર એકવડું હોવા છતાં કોઇપણ જાતનો રોગ લાગુ ન્હોતો; અને તેની પૂર્વે એટલે દશ વર્ષની ઉમરની અંદર તેમનું શરીર સારુંજ હતું. છેક બાળપણમાં તો ઘણુંજ સારું હતું અને તેથીજ તેમનું નામ **ભી**મ પડયું હતું. શરીરસૌન્દર્યમાં તે કુટુંબમાં સર્વ કરતાં ચઢીયાતા ગણાતા દુર્બલ શરીર છતાં સૌન્દર્ય ઓછું થયું ન્હોતું. બાળપણમાં તેમના સૌન્દર્યને લીધે એક કુટુંબમિત્ર જે ગુંસાઇજી મહારાજ તે સૌન્દર્યની ઉત્તમ મૂર્તિ માનતા હશે, તે તેમના પિતાને કહેતા કે " **ભી**મ-

* વિશેષ કરીને છેલ્લા સર્ગના છેલ્લા ત્રણ શ્લોક તો છેક મરણસમય સમીપ હતો તે અરસામાં લખેલા છે. એ હસ્તલેખના કાગળ જૂદા છે અને શાહી તાજી છે, તે પ્હેલાંના બધા લેખની શાહી તથા કાગળ ઝાંખા થઈ ગયેલા છે. તેથી એ બે ભાગ વચ્ચે સમયનો ઘણોજ અંતર હોવો જોઇયે તેમજ એ ત્રણ શ્લોક લખ્યા છે તે મથાળે " સર્ગ છેલ્લાના બાકી " એમ એમનાં હાથથી લખેલું છે અને આ વાત એમના બન્ધુવર્ગમાંથી ઘણાને માલૂમ પણ છે.

ભાઇને જો થોડા દિવસ મ્હને સોંપો તો મીયાનામાં બેસાડી ગુંસાઇજી મહારાજ છે કહી ફેરવું અને ઘણું ધન કમાઉં." તેમજ, **ભીમરાવ** અમદાવાદ-હાઇસ્કૂલમાં ભણતા ત્યારે તેમની સાથે ભણનારા છોકરાઓએ એમનું નામ Lady of the Lake પાડ્યું હતું તે એમના શરીરના સૌન્દર્યલાલિત્યને લીધે. અને એવુંજ લાલિત્ય તેમની કૃતિમાં, રુચિમાં ( taste ) અને લખાણમાં સર્વત્ર વ્યાપેલું જોવામાં આવે છે. બાળપણમાં અંગકસરત કરવા-નો **ભીમરાવને** અભ્યાસ હતો. કોઈ પણ રમતનો શૉક—ન્હાનપણમાં કદાચ્ હશે–તેમને હતો એમ જાણ્યું નથી. મ્હોટી ઉમરે તો ગંજીફાની રમત પણ પૂરી આવડતી નહિ. કોઇ કોઇ વાર મંદવાડના સમયમાં આપ્તજનોના આગ્રહથી વખત ગાળવા માટે ગંજીફો રમવા બેસતા, પરંતુ ભારે ભારે પાનાં આગળ ઉપર કામમાં આવશે એમ કરી રાખી મૂકતા અને તેનો ઉપયોગ કરવો જોઇએ તે વખત ન કર્યાથી ઘણું કરીને હમેશાં હારતા. રમતનો શૉક ન હોવાથી તેમનું મન હમેશ વિચારમાં રહેતું. કાંઈ લખતા વાંચતા ન હોય ત્યારે વિચારગ્રસ્ત રહેતા. ઘણી વાતચીત કરવાની ટેવ પણ નહોતી. હાસ્યવિનોદ ઘણો થોડો કરતા; તોપણ તેમના "દેવલદેવી" નાટકમાં કેટલેક ઠેકાણે સારો હાસ્યરસ ઉત્પન્ન કરી સક્યા છે; તે ઉપરથી જણાય છે કે તેમની અંતર્વૃત્તિ વિનોદપ્રિય હતી. ઉપર કહેલી વૃત્તિને લીધે **ભીમરાવના** વિચારતરંગમાં અનેકવાર સકારણ અથવા અકારણ ચિન્તાઓ પણ થતી અને અનેકવાર તેમાંથી ઉત્તમ કવિતાનો જન્મ પણ થતો. બીજી રમતગમતનો તેમને શૉક નહોતો, પણ કવિતા અને સંગીત એ બે ઉત્તમ રમતગમત તેમને ઘણાં પ્રિય હતાં; પ્રિય હતાં એટલુંજ નહિં પરંતુ કવિતા કરી સક્તા અને ગાઇ પણ સકતા. જે કવિતા કરી સકે છે તે બધા ગાઇ સકતા નથી, અને ગાઇ જાણે છે તે બધા કવિતા કરી સકતા નથી. આમ કવિતા અને સંગીત એ બે કલાઓ ઘણું કરીને જૂદા જૂદા મનુષ્યનેજ વરે છે; પરંતુ

"સંગીત, કવિત્ત, બે દેવી થઈ'તી પ્રસન્ન એકપર હેવી,–"

એ બે ચરણમાં સૂચવેલા, "હૃદયવીણા"ના કર્ત્તાના બંધુ તે **ભીમ**-રાવજ હતા. સંગીત ઉપર પ્રેમ અને ગાવાની શક્તિ **ભીમ**રાવના કુટુંબમાં તેમના પિતા પિતામહ વગેરે તરફથી ઉતરી આવી હતી. તેમના બે જ્યેષ્ઠ બંધુઓ પણ વાદ્ય અને કંઠગાનમાં સારું કૌશલ ધરાવતા. જેમ **ભીમરાવની** કવિતામાં એક પ્રકારનું વિશેષ પદલાલિત્ય જોવામાં આવે છે તેમ તેમના

સ્વાભાવિક રીતે મધુર કંઠમાંથી નીકળતા સંગીતમાં પણ એક પ્રકારનું વિશેષ સ્વરલાલિત્ય સાંભળવામાં આવતું. પરંતુ, જે શરીરપીડા તેમનાં બીજાં સર્વ કાર્યમાં શત્રુવત્ થઇ હતી તેજ શરીરપીડા તેમના સંગીતવિલાસમાં પણ આડે આવી હતી. ફેફસાંના દર્દથી તેમના કંઠને ઘણી તસ્દી આપી સકાતી નહિં અને અનેકવાર તેમનું સંગીત એક ક્ષણમાં જ શરૂ થઇ ક્ષણમાંજ પૂરું થતું; તોપણ તેટલી વારમાં પણ વિજળીના પ્રકાશની પેઠે કંઠમાધુર્ય અને સ્વરલાલિત્યનું ભાન કરાવતું.

શરીરાવસ્થા દુર્બલ થવાથી **ભી**મરાવનું હૃદય પણ હમેશ કોમળ રહેતું કોઇને પણ-પોતાનાં ન્હાનાં ભાંડુ કે સંતાનને પણ ખોટું લાગે એવું ન બોલાય તે વિશે કાળજી રાખતા; અને તેમ છતાં કોઇવાર તેવું કાંઇ બોલાય કે થાય તો તે વિશે પોતાનાથી ન્હાના આપ્તજન આગળ પણ, તે આપ્ત-જનના સ્મરણમાંથી પણ તે વાત જતી રહી હોય તેટલે લાંબે કાળે પણ દીલગીરી બતાવી ક્ષમા માગતા. એમ ઘણે લાંબે કાળે પાછલી વાત સંભારીને, ઘણીવાર બીજા વિષયની વાત ચાલતી હોય તે વખતે જાણે હમણાંજ તે વાત કરી હોય તેવી રીતે, કહેતા તે વખતે એમના એક મિત્ર હાસ્ય કરી કહેતા કે " તમારો જવાબ નહિ કબૂલ કરાય; ' Time-barred ' છે." પોતાનામાં ક્ષમાગુણ હોવાથી પોતાના તરફ થયેલા અન્યાયની ક્ષમા આપતા; પરંતુ મનમાંથી તે વાત ભૂલી સકતા નહિં; એ ગુણથી એમની શરીર-સ્થિતિ ઉપર બહુ માઠી અસર થતી. પરંતુ હૃદયનું અંતર્પટ સ્નેહાળ હોવાથી તેવી સ્મૃતિનું પરિણામ તેમની પોતાની તબીયતને હાનિ શિવાય બીજું કાંઇ થતું નહિં. હાવા શાન્ત, નમ્ર અને સ્નેહાળ હૃદયમાં એક ઉગ્ર ગુણ હતો; અને તે કેમ આવ્યો હશે તે વિશે તેમના કુટુંબને ઓળખનારને આશ્ચર્ય લાગતું નહિ. સાત પ્હેડીથી વારસામાં મળેલો ક્રોધનો ગુણ—દુર્ગુણ —**ભી**મરાવ જેવી શાન્ત દુર્બલ પ્રકૃતિમાં પણ હતો. પરંતુ તેમાં એક વિશેષતા હતી. બીજા સાથેના વ્યવહારમાં તે વૃત્તિ **ભી**મરાવ શમાવી સકતાં પરંતુ પોતાના આપ્તજન આગળ ક્રોધવૃત્તિનું પ્રબળ ચાલવા દેતા. જે મનુષ્ય વધારે પ્રિય તેની સાથેના વ્યવહારમાં વધારે ક્રોધોદ્રેક જણાવતા—અને તેથીજ તેમની પાસે રહેનાર નોકરચાકર, સ્ત્રી અને સંતાનોને તેમના ક્રોધની વધારે અસર થતી. તોપણ સામાન્ય રીતે ક્રોધીજનોનાં હૃદય નિર્મળ હોય છે તે પ્રમાણે **ભી**મરાવના ક્રોધી અંતઃકરણ પાછળ સ્નેહનું અંતર્પટ હોવાથી કાંઈ વિશેષ માઠી અસર થતી નહિં. ક્રોધોત્પત્તિ વખતે તેમના શરીરને હાનિ થતી એતો ખરુંજ.

શરીરાવસ્થા દુર્બલ રહેવાથી એક પ્રકારનું શૂન્યહૃદયત્વ **ભીમ**રાવમાં જોવામાં આવતું. એ શૂન્યહૃદયત્વનું એક રમુજી ઉદાહરણ આ સ્થળે આપવું અયોગ્ય નથી. **મુંબાઇ**માં કૉલેજમાંથી થયેલા **ભીમ**રાવના મિત્રોમાં રા. **ગોવર્ધનરામ માધવરાવ ત્રિપાઠી** અગ્રગણ્ય હતા; તેમણે **સરસ્વતીચંદ્ર** પ્રથમ ભાગ રચ્યો તેવામાં એક પ્રસંગે તે **અમદાવાદ**માં **ભીમ**રાવના પિતાના મહેમાન તરીકે આવ્યા હતા. પુસ્તક પ્રસિદ્ધ નહોતું થયું તેથી **ભીમ**રાવે ગોવર્ધનરામને તેનું plot વાંચી સંભળાવવા કહ્યું; તે ઉપરથી ગોવર્ધનરામે વાંચવા માડ્યું; પણ **ભીમ**રાવને તે ઘણું લાંબું લાગ્યું તથા એકાએક કાંઇ બીજી વિચારશ્રેણીમાં પડી જવાથી થોડુંક સાંભળ્યા પછી ત્યાંથી ઉઠી ચાલતા થયા.

પોતાના વિશે કોઈ શું ધારશે, પોતાનાં કૃત્ય વિશે બીજા શું ધારતા હશે એ વિશે **ભીમ**રાવને ઘણી ચિંતા રહેતી અને એ ગુણના પરિણામમાં તેમણે પોતાની સાહિત્ય રચનાઓ પોતાના ઇષ્ટ મિત્રોથી પણ ઘણી વાર ગુપ્ત રાખેલી. આપ્તજનને તે બતાવતાં પણ સંકોચવૃત્તિ જણાવતા અને બતાવ્યા પછી પણ તેમના મત જાણવાને બહુ ઉત્સુક રહેતા.

લોકમત વિશે આટલી કાળજી રાખવાની ટેવ હોવા છતાં પણ હિંદુ જનમંડળમાં ચાલતાં અનિષ્ટ રૂઢિબન્ધનો વિશે **ભીમ**રાવના મત સ્પષ્ટ અને સંકોચ રહિત હતા, અને પિતાએ આરંભ કરેલાં સાંસારિક અને ધાર્મિક સુધારણાનાં કાર્યોમાં અંતઃકરણથી અને નિર્ભીરુતાથી શામિલ થતા. સંસારસુધારા અને ધર્મ સંબંધી તેમના વિચાર પિતાના મતને અનુસરતા જ હતા. અમદાવાદ પ્રાર્થનાસમાજમાં વ્યાખ્યાનો આપતા અને સાંસારિક રીતિ રિવાજ વિશે વર્તમાનપત્રોમાં પણ પ્રસંગવશાત્ લખતા. મુંબાઇની પ્રાર્થનાસમાજમાં તે ૧૮૭૧–૭૨ થીજ મેમ્બર થયા હતા. ગુજ. વ. સોસાઇટી તરફથી બાળલગ્નના હાનિકારક પરિણામ વિશે કવિતાઓ—ગરબીઓ—લખાવી હતી, તે વખતે **ભીમ**રાવે અનેક રસિક ગરબીઓ રચી હતી.

બાળલગ્ન અને વિધવાવિવાહની ચર્ચા મી. **મલબારી**એ પ્રથમ કાઢી તે વખતમાં **ભીમ**રાવને ખાસ અગ્ર ભાગ લેવાનું બન્યું ન્હોતું; પણ એ બાબત એમના અભિપ્રાય ઘણા દૃઢ હતા; એટલે સુધી કે સરકાર તરફથી ત્વરાથી સખત કાયદા થયા વગર સુધારો થવાનો નથી, એમ અનેક વાર બોલતા. અસમાન વિવાહ—વૃદ્ધ પતિ અને બાલકન્યાના વિવાહ—વિરુદ્ધ તેમણે પ્રસંગ આવ્યે ઘણા આગ્રહપૂર્વક અને જાહેર રીતે મત દર્શાવ્યા હતા; અને વર્તમાનપત્રમાં તેવાં કૃત્ય કરનારની હાંસી કરી તથા બીજા યોગ્ય ઉપાયથી

પોતાના એક મિત્રના કુટુંબની કન્યાને તેવા ક્રૂર વ્યવહારમાંથી બચાવવામાં એક પ્રસંગે **ભી**મરાવ સહાયભૂત થયા હતા. જ્ઞાતિબંધન વિશે તેમના મત સુધારક જેવાજ હતા, તો પણ નાગરહિતેચ્છુ નામની સભા હતી તેના મંત્રીનું કામ કેટલાક વખત સુધી તેમણે કર્યું હતું, તે એટલાજ માટે કે એ સભાનો હેતુ નાત્યના વિદ્યાર્થીવર્ગમાં વિદ્યાવૃદ્ધિ કરવાનોજ હતો, અને જ્ઞાતિબંધનના વિશેષ સ્વરૂપ સાથે તેને કાંઇ સંબંધ નહોતો. બીજા અનેક સામાન્ય રીતિ રિવાજ વિશે તેમના મત ઉત્કર્ષક વર્ગને અનુસરતાજ હતા. પોતાની ન્હાની બ્હેનના લગ્ન વખતે તેમની નાત્યમાં સ્વર્ગસ્થ **મહીપતરામ રૂપરામ** વિલાયત જઇ આવ્યા બાબત તકરાર ચાલી હતી, અને તેના પરિણામમાં પિતા અને કુટુંબ સર્વ નાત્ય બ્હાર હતું, તે છતાં એ લગ્નપ્રસંગ નિર્વિઘ્ન પાર પડ્યો. તેના સંબંધે **ભો**ળાનાથે "થયો જય સત્યનો" એ ધ્રુવપદવાળું ગીત રચી **ભી**મરાવનાં સ્ત્રી પાસે ગવડાવ્યું હતું, તે ગીતમાં "શત્રુ થરથર કંપીયા," "હારી ગયા ભિક્ષુક ગુલામ" વગેરે વધારે સમર્થ રીતે મત પ્રદર્શન કરનારાં ચરણો **ભી**મરાવનાં રચેલાં છે. પરંતુ દરેક કાર્યમાં નડતી રોગપીડાએ **ભી**મરાવને આ તરેહનાં કાર્યમાં પણ બહુ ઘૂમવા દીધા નહિં. માત્ર શરીરસ્થિતિને સાચવી જેટલું બની શકે તેટલું પિતાને સાહાય્ય આપતા.

શુક્રવાર તા. ૧૦ મી જાન્યુઆરી ૧૮૯૦ ની રાત્રિમાંથી **ભી**મરાવની બીમારી વધારે ભયંકર જણાઇ, ક્ષયરોગીને હમેશ બને છે તેમ **ભી**મરાવને શ્વાસોચ્છ્વાસ થવા છતાં પણ સંપૂર્ણ ભાન હતું. અવસાન પાસે આવે છે તે સમજવા લાગ્યા. પોતાનાં સ્ત્રી જે હમેશ તેમની સારવાર કરતાં તેમને કહ્યું કે "હાથ પગમાં શીત છે." દાક્તરને કહ્યું "હવે નહિં જીવું," પરંતુ તેમ કહી કોઇ પણ પ્રકારની અસ્વસ્થતા ન બતાવતાં બીજીજ ક્ષણે બોલ્યા "મરી જઇશ તેમાં શું" તે પ્હેલાં પણ દાકતર આગળ એક બેવાર બોલ્યા હતા કે "I shall die," "I don't wish to live." ચૌદ વર્ષ સુધી, ફરતે હરતે પણ, અનેકવાર પીડા ભોગવી નિરાશ થઇ ગયેલા મનુષ્યને જીવવાની ઇચ્છા જતી રહે એ સ્વાભાવિક છે. જીવ્યા છતાં કોઇના ઉપયોગમાં નથી અવાતું, જીવનનો લાભ પૂરેપૂરો લેવાતો નથી, તે ઉપરાંત આસજનને અનેક પ્રકારની પીડા આપવી પડે છે, એ વિચાર રોગાક્રાન્ત મનુષ્યના નિર્બલ મનમાં સહજ ઉત્પન્ન થાય; અને એ વિચારના પરિણામમાંજ જીવવાની ઇચ્છા લુપ્ત થઇ જે સ્થળ દુઃખકારી નીવડ્યું તે સ્થળનો ત્યાગ કરી અન્યત્ર જવાની ઇચ્છા થાય એમાં આશ્ચર્ય નથી; કેમકે બીજા સ્થળમાં

ગયાથી દુઃખમુક્ત થઇશ, સુખી થઇશ, એ આશા, એ વિશ્વાસ મનુષ્ય-હૃદયમાં સ્વભાવજન્ય છે. એ વિશ્વાસથી, તા. ૧૩ મી જાન્યુઆરી ૧૮૯૦ સોમવારે પ્રાતઃકાળે દશવાગે **ભીમ**રાવે પોતાની પાછળ બેઠેલી પત્નીના ખભા ઉપર માથું નાંખી દઇ દુઃખમય દેહનો ત્યાગ કરી વધારે સુખમય વાસ-સ્થાનમાં જવા માટે પોતાના આત્માને મહાન્ પિતાને સ્વાધીન કર્યો.

આ શાન્ત અને ટુંકા જીવનના ભોક્તા **ભીમ**રાવની રસિક કલ્પના-શક્તિમાંથી ઉત્પન્ન થયેલી રચનાઓ વિશે સવિસ્તર નોંધ આ પુસ્તકમાંજ *અન્ય સ્થળે લેવાઇ છે. તોપણ તે વિશે આ નોંધમાં થોડું ઘણું કહેવું ઇષ્ટ છે. બાળપણથીજ ખોટા ખોટા શ્લોક બોલનાર અને વિદ્યાવિનોદમાં આનંદ માનનાર **ભીમ**રાવની સાહિત્યરચનાઓ હૃદયને–કલ્પનાને આનંદજનક છે એ વાત અનુભવસિદ્ધ છે. કવિતાની શક્તિ તેમણે પિતા, પિતામહાદિ પૂર્વજો પાસેથીજ લીધી જણાય છે. લોકમત વિશે અવિશ્વસ્ત પ્રકૃતિને લીધે તેમની કાવ્યાદિ રચનાઓનો ખરો ઇતિહાસ મળી સકતો નથી. પરંતુ એમ જણાય છે કે "આબુની કવિતા" એ એમની સહુથી પ્રથમ રચના હશે, તે પ્હેલાં કદાચ છૂટક છૂટક શ્લોકબદ્ધ ન્હાનાં પદ્યો કર્યાં હોય. તેમજ તેમની ગરબીઓ વગેરે છે તેમાં પણ કેટલીક બાલ્યાવસ્થામાં રચેલી હોય એમ જણાય છે. "મેઘદૂત"નું ભાષાંતર તેમણે ૧૮૬૯–૭૦ માં શરૂ કર્યું અને ૧૮૭૧–૭૨ માં પૂરું કર્યું એ તેની પ્રસ્તાવનામાં તેમણેજ લખ્યું છે.

એ "ભાષાંતર" તેમણે અલ્પવયમાં કરેલું તેને સહેજસાજ સુધારી મિત્રોના આગ્રહથી ૧૮૭૯ માં પ્રસિદ્ધ કર્યું. તે પ્હેલાં 'દેવલદેવી" નાટક એમણે ૧૮૭૫–૭૬ માં લખ્યું હતું. પરંતુ છેક (તેમના મરણ પછી) સુધી પ્રસિદ્ધ થયું નહિં. તેમણે પોતાની હયાતીમાં પ્રસિદ્ધ ન કર્યું તેનું કારણ એક તો પોતાના અવિશ્વસ્ત પ્રકૃતિ અને બીજું "શંકલદેવ તથા દેવલ-દેવી" એ નામનું એક નમાલું પુસ્તક છપાયું હતું તે. "પૃથુરાજરાસા," જે એમનું મ્હોટામાં મ્હોટું અને સુંદરમાં સુંદર પુસ્તક છે તે કયારે શરૂ કર્યું તે માલૂમ પડતું નથી. તોપણ, એ પુસ્તક રચવાનો આરંભ ૧૮૭૪–૭૫ કે ૧૮૭૫–૭૬ માં થયો હશે એમ અનુમાન કરવાને આધાર છે. તે શિવાય છૂટક ગરબીયો રચી હતી. બાળલગ્ન વિશે ગરબીયો સને ૧૮૭૫–૭૬ માં કરી હતી; **લાવણ્યમયી**—૧૮૮૦ માં; **જુબીલી (વિનોદિની)** ૧૮૮૭ માં; અને ગાયકવાડનાં મહારાણી **શ્રી**મનાબાઇ વિશેની કવિતા સને ૧૮૮૭ માં

---

* અવતરણ જુઓ.

તેમના મરણ પ્રસંગે કરી હતી. ગદ્ય લખાણમાં તેમના વિશેષ પ્રયત્ન ન્હોતા. Textile Manufacture નો તરજુમો તેમણે કર્યો હતો, તેમજ ગુજ. વ. સો. તરફથી અકબરચરિત લખવાનો આરમ્ભ કરી ઘણું કરીને લખ્યું પણ હતું, પરંતુ તે સોસાઇટીએ કેમ પ્રસિદ્ધ ન કર્યું તે જણાયું નથી. સંસ્કૃતમાં કાલિદાસનાં પુસ્તકોનો તેમને વધારે શૉક હતો. સંસ્કૃત ભાષાના પરિચયને લીધે **ભી**મરાવનાં ગુજરાતી ગદ્ય પદ્ય લખાણનું પ્રૌઢ અને સુંદર સ્વરૂપ સચવાઇ રહ્યું છે. એમનાં કાવ્યો વગેરેમાં સંસ્કૃતના વ્યાકરણજ્ઞાનની કવચિત્ કવચિત્ ખામી જણાય છે; છતાં સંસ્કૃતનું સાહિત્ય-જ્ઞાન એમનું ઉત્તમ પ્રકારનું હતું. મેટ્રીક્યુલેશનમાં જતાં પ્હેલાં મેઘદૂત કાવ્યનો તથા કાલિદાસનાં નાટકોનો અભ્યાસ ખાસ શૉકથી સારી રીતે કરેલો હતો; અને કૉલેજમાં અભ્યાસ થયા પછી આખર સંસ્કૃત સાહિત્યનું જ્ઞાન ગ્રેજ્યુએટ જેવું સંપાદન કર્યું હતું. એમના સ્વરૂપમાં, કૃતિમાં, અને રુચિમાં જે લાલિત્ય જોવામાં આવતું તે લાલિત્ય ( gracefulness ) એમનાં લખાણમાં એટલું પ્રબલ હતું કે રચનામાં અર્થની કિલષ્ટતા અથવા અસ્પષ્ટતાના દોષ આવેલા છતાં તેમાં પણ ધ્વનિનું લાલિત્ય હમેશાં કર્ણને રંજન કરેછે. બીજા કેટલાકનાં પદ્યોમાં જ્યાં કિલષ્ટાર્થતા કે અવિશદત્વ આવ્યાં કે માધુર્ય અને લાલિત્ય પણ ઘણું કરીને જતાં રહેછે; પણ **ભી**મરાવનાં કાવ્યોમાં તેમ નથી. લાલિત્ય અને લાવણ્યનો કદી એમની કવિતા ત્યાગ કરતી નથી. ઇંગ્રેજી ભાષાનો પણ તેમને સારો અભ્યાસ હતો. ઇંગ્રેજી કવિતા વાંચવાનો તેમને શૉક હતો; અને વૉલ્ટર સ્કૉટ તથા લૉર્ડ લિટનનાં નૉવેલો ઉપર વિશેષ રુચિ હતી. ઇંગ્રેજી ગદ્ય લખવામાં **ભી**મરાવની કુશલતા 'ગ્રેજ્યુએટ' નામ ધારણ કરનારમાંના ઘણાખરા કરતાં ચઢિયાતી હતી. તેમની શૈલીની સુંદરતા અપૂર્વ હતી.

ગુજરાતી પ્રાચીન કવિયોનાં ( પ્રેમાનંદ વગેરેનાં ) કાવ્યોનો અભ્યાસ પણ પ્રેમપૂર્વક એમણે ન્હાનપણથી જ કરેલો હતો. પ્રેમાનંદનાં કાવ્ય એમનાં ખાસ માનીતાં હતાં. **ભી**મરાવની ગુજરાતી પદ્યરચનાની ખુબીયો અને તેનું ખરું સ્વરૂપ આ પુસ્તકના અવતરણમાં વિવેચકના દૃષ્ટિબિન્દુથી બતાવ્યું છે. મેઘદૂત કાવ્ય ઉપર એમના ખાસ મોહના પરિણામમાં એમનું એ કાવ્યનું ભાષાન્તર રચાયું. એમની રીત પ્રમાણે ઘણાં વર્ષ સુધી એ ગુપ્ત રાખ્યું; રા. નવલરામે કરેલું એજ કાવ્યનું ભાષાન્તર "ગુજરાતશાળાપત્ર"માં છપાવા માંડયું તેથી વળી ગુપ્ત રાખવાની વૃત્તિને વધારે મદદ મળી. તોપણ અંતે **ભી**મરાવનું ભાષાન્તર છપાઇ પ્રસિદ્ધ થયું. પરંતુ પ્રસિદ્ધ થવાની

સાથેજ કોઇ અપૂર્વ વૃત્તિથી પ્રેરાયલી અઘટિત આઘાત કરનારી ટીકા મુંબાઇ-માં " સ્વદેશવત્સલ " પત્રમાં પ્રસિદ્ધ થઇ. એના પરિણામમાં એમના કોમળ હૃદયને જે તીવ્ર આઘાત થયો તે કદી નિર્મૂળ થયોજ નહિં. એ નિષ્ઠુર અને અન્યાયયુક્ત હુમલાનું ખંડન બુદ્ધિપ્રકાશમાં કેટલાંક વર્ષ પછી (૧૮૮૨ માં) આવ્યું. ત્યાર પછી કેટલાંક વર્ષે **ભી**મરાવની ઇચ્છા મેઘદૂતના ભાષાન્તરને વળી સુધારીને બીજી આવૃત્તિ છપાવવાની થઇ હતી. પણ અનેક કારણને લીધે તે અમલમાં ના આવી. એમને લાગેલા આઘાતના પરિણામમાં કાવ્યરચવાની શક્તિને અથવા કૃતિને તો કાંઇ પણ ફેરફાર ના થયો. પરંતુ એ શક્તિનો લાભ જગતને મળવાનો માર્ગ બંધ થયો, અયોગ્ય અને દાહક ટીકાના વિનાશક અગ્નિમાં આ કોમળ કવિની કવિતા અને કવિત્વજીવન બલિદાન રૂપ થયાં. પૃથુરાજ રાસાના અંતિમ શ્લોકમાં વર્ણવેલા **સં**યુક્તાના અગ્નિપ્રવેશનું વર્ણન વાંચીને

" * * ગઇ સહજ ભારતની પ્રતિષ્ઠા "

એ અંતિમ પંક્તિ ગાઇ રહ્યા પછી, પુસ્તક નીચે મુકતાં શોકમય, ગંભીર ભાવના ભણકારા હૃદયમાં થવાની સાથે જ એ મહાકાવ્યના કવિની, કવિતા-ની, અને કવિત્વજીવનની દશાને સંબન્ધે પણ એવાજ ગંભીર ભણકારા નિષ્પક્ષપાત રસિક હૃદયમાં થયા વિના નહિં રહે; અને તેનીજ સાથે હૃદયમાં પ્રતિધ્વનિ થશે કે

" લલિત કવિતપદ એહનાં રસ ઝરતાં અવિરામ,
હીણી અસૂયાએ ચગદેલાં, અધિક બન્યાં અભિરામ; "

અને, એમના મેઘદૂતના ભાષાન્તર ઉપર થયેલા હુમલા સામે કરેલા એજ બચાવ ( બુદ્ધિપ્રકાશ ૧૮૮૨ )માં એમના પક્ષવાદીએ અંતે, " માં હો આવો કદિ પણ તને વીજળીથી વિયોગ " એ યક્ષે મેઘને દીધેલી આશિષ લાગુ પાડીને 'વીજળી જેવી કવિત્વશક્તિથી તમારો પણ કદી વિયોગ ના થશો ' એમ **ભી**મરાવને દીધેલી આશિષ ઈશ્વરે સફળજ કરી હતી.

આવા ઉત્તમ કલ્પનાશક્તિવાળા રસિક બંધુના ટૂંકા જીવનથી અસંતુષ્ટ થનાર અને અકાલ મરણથી ખેદ પામનાર આપ્તજન અને બંધુવર્ગના હૃદયમાંથી

" નમેરા કાળ ! ગળ્યા ત્હેં સર્વ

રસિક પ્રિય બન્ધુ જનો, ધરી ગર્વ."

એ ઉદ્‌ગાર સહજ નીકળે એમાં કાંઇ આશ્ચર્ય નથી. એટલુંજ નહિં પણ, તેમનાં કાવ્યથી આનંદ પામનાર અને તે કાવ્યસ્રોત આમ જલદી અટકી ગયાથી નિરાશ થનાર સહૃદય સાહિત્યપ્રિયજનો તે કાવ્યસરિતને રોકનાર "નમેરા કાળ" ને ઠપકો આપતાં સ્વાભાવિક રીતે બોલી ઉઠશે કે

"જામીઁ નવ જામી એ રસરેલ,
ઝરણ ઝટ સુકવ્યું ત્હેં તે પ્હેલ,
કાળઓ !"



# અવતરણ.



દીલ્લી અને અજમેરના રજપૂત રાજા પૃથુરાજ ચહુઆણનું વૃત્તાન્ત હિંદુસ્તાનના ઇતિહાસમાં સુપ્રસિદ્ધ છે. તેના અદ્દ્ભુત શૌર્યથી મોહિત થઇને ઇતિહાસકોએ તેને The flower of Rajput Chivalry 'રજપૂત વીરવૃત્તિનું પુષ્પ' એ ઉપપદ આપ્યું છે. એવા વીર પુરુષોના ચરિતની કથા ઇતિહાસમાં અને કવિતામાં અતિ વિસ્મયકારક થાય છે, પણ, પૃથુરાજના વૃત્તાન્તમાં શૌર્ય સાથે હૃદયને આર્દ્ર કરનાર એવા અંશો છે કે તે તરફ આકર્ષાવાનું કવિજનોને વિશેષ કારણ રહેલું છે. પૃથુરાજનો સમય બારીક હતો, પૃથુરાજની સ્થિતિ વિષમ હતી, અને વીર્ય સાથે તેનામાં એવી કામુકતા હતી, એવી મોહાન્ધતા હતી, એવો દર્પ હતો, એવું અદૂરદર્શિત્વ હતું કે તેનાં પરાક્રમો વાંચી સહર્ષ રોમાંચ અનુભવવાની સાથે તેના વિલાસ તથા તેના વિનાશથી અને તેનાં ચિરકાલ પ્હોંચતાં પરિણામથી ઉંડા ખેદની જોડે અપૂર્વ ચમત્કારની પ્રતીતિ થાય છે. જે રાજાની વિપરીત બુદ્ધિથી તેનો પોતાનો પ્રાણ ગયો, દીલ્લીનું રાજ્ય ગયું, અને હિંદુસ્તાનની સ્વતંત્રતા ગઇ, તે વારસાના હકથી ગાદીએ ટકી રહેનાર કોઇ સાધારણ નિર્માલ્ય અધિપતિ નહોતો, પણ પોતાની શમશેરની ધારથી દુશ્મનોને દૂર રાખનાર, વૈરીઓના માનનું ખંડન કરનાર, અને દ્વેષીઓ પાસે પોતાનો યશ કબુલ કરાવનાર વિરલ પરાક્રમી વીર હતો. પૂજ્ય ભાવથી ભક્ત બની રહેલા પોતાના નાના પણ બહાદુર સૈન્યને અનેક રણસંગ્રામમાં લઇ જઇ જે વિજયધ્વજાઓ સ્થળે સ્થળે તેણે ઉડાડી હતી તે જ ઐતિહાસિક વીરરસ કથાને શોભાવવાને બસ છે. તેની સાથે દરેક પ્રસંગે પ્રકટ થયેલું તેનું પોતાનું શૌર્ય, સાધારણ મનુષ્યો ભયભીત થઇ વ્યાકુળ થઇ જાય એવે સમયે મદોન્મત્ત થઇ શત્રુ તરફ તેણે બતાવેલો તિરસ્કાર, વગર પક્ષપાતે મિત્રો પાસેથી તેણે મેળવેલી માનવૃત્તિ તથા પ્રશંસા અને શત્રુઓમાં ઉત્પન્ન કરેલા ત્રાસ અને કંપ એ સર્વ એકત્ર કરતાં એની જીવનકથા વધારે વિસ્મયકારક અને અદ્દ્ભુત થાય છે. પણ એટલેથી જ એના વૃત્તાન્તની વિશેષતા અટકતી નથી. મહા બળવાન્ મહા અભિમાની અને મહા ઇર્ષ્યાવાન પોતાના શત્રુ જયચંદની પુત્રીને પોતાનાં પરાક્રમથી મોહિત કરી પૃથુરાજે તેનું હરણ કરી તેની સાથે લગ્ન કર્યું, અને એ રીતે પોતાની જીવનકથામાં વીર-

રસ અને શૃંગારરસની સંધિ કરી. શૃંગારરસમાં પણ તેણે સીમા રાખી નહિ. વિલાસમાં નિમગ્ન થઇ જઇ તેણે દિવસોના દિવસો રાજકાજ ભૂલી જઇ, પ્રજાને વિસારી મુકી, મિત્રોની અવગણના કરી, શત્રુઓની તૈયારીથી બેદરકાર રહી એવી રીતે ગાળ્યા, નવવધૂ સાથે મેહેલમાં તે એવો પૂરાઇ રહ્યો, વિનોદમાં ખલેલ ન થવા દેવા માટે તેણે આવતી વિપત્તિ વિશેના મિત્રોના સંદેશા એવી રીતે વગર સાંભળ્યે પાછા જવા દીધા, કે એ પ્હેલાંના અને એ પછીના તેના અદ્‌ભુત પરાક્રમનું વૃત્તાન્ત ન જાણનાર તેની તુચ્છ કાયર પુરુષમાં જ ગણના કરે. તેમ જ વળી ચઢી આવતા પરદેશીઓના હુમલા સામે ટક્કર લેવામાં તેનું રાજ્ય મોખરે આવી રહ્યું હતું અને તેના રાજ્યની દશા પર ઘણાં રાજ્યોની દશાનો આધાર હતો તે છતાં એ વિશે કંઇ પણ સાવચેતી કે અગમચેતી ન લેતાં ગર્વથી, મદથી, મોહથી દોરાઇ જઇ તેણે અનેક શત્રુ ઉભા કર્યા તથા મિત્ર એકે મેળવી રાખ્યો નહિં. શૌર્ય દેખાડવા વિનાપ્રયોજન યુદ્ધો કરી પોતાના સૈનિકો ખપી જવા દીધા, અને ભ્રાન્તિથી અન્ધ થઇ પોતાના ઉત્તમોત્તમ સામન્તોનું અપમાન કરી તેમને સેવામાંથી દૂર કર્યા. આ ઉદ્ધત અવિચારિતાને પરિણામે વિનાશ થયા વિના રહે એમ હતું જ નહિં. લક્ષ્મીથી લોભાયેલા અને ધર્મની ઝનુનથી પ્રેરાયેલા પરદેશીઓના પ્રવેશનો એ સમય નહોત તો, એ વિનાશનું સ્વરૂપ બહુ દુઃખકારી ન થાત, અને કદાચ તેનાં ફળ પૃથુરાજને નહિં પણ તેના વારસને જ ચાખવાં પડત. પણ, જે અણીની અવસ્થા આવી પડી હતી તેને લીધે વિનાશ ઉગ્ર અને ભયંકર થયો, અને તેને લીધે કદિ ન ટળે એવી વિપત્તિ આખા દેશ પર આવી પડી. આથી કરીને ઇતિહાસમાં પૃથુરાજની જવાબદારી બહુ મ્હોટી ગણાઇ છે, અને દુષ્ટતા નહિં પણ મૂર્ખતા માટે તેને ભારે દોષ દેવામાં આવ્યો છે. અંતકાળે તેણે ફરી એકવાર વીરત્વ દેખાડ્યું, પણ એ અને તેનાં બીજાં સર્વ પરાક્રમ પ્રશંસનીય છતાં વ્યર્થ ફલહીન ગણાઇ દુઃખકર સ્મૃતિ સાથે જોડાયાં છે.

જે જીવનકથામાં વીર, અદ્‌ભુત, શૃંગાર અને કરુણ રસ આવી ભવ્યતાથી વ્યાપી રહ્યા છે તે કથા રસપ્રિય કવિના ચિત્તનું આકર્ષણ કરે અને કવિતાના ચમત્કાર વડે ઐતિહાસિક ચમત્કાર ફરી પ્રદીપ્ત કરવાની કવિને પ્રેરણા કરે એમાં આશ્ચર્ય નથી. પૃથુરાજનાં પરાક્રમ તેમ જ તેની અવદશા નજરે જોનાર, તેના આશ્રિત, તેના સાથી, તેના મિત્ર, તેને શૌર્યમાં ઉશ્કેરનારૂં ચંદ વરદાયીએ તેના ચરિતના દર્શનથી પ્રેરિત થઈ "પૃથીરાજ રાસૌ" નામે કાવ્ય રચ્યું છે અને વાસ્તવિક વૃત્તાન્તમાં કલ્પના સૃષ્ટિ ઉમેરી પૃથુરાજ-

ની પ્રશંસા ગાઇ છે. એ કાવ્યને પ્રતાપે આજ સાતસેં વર્ષ સુધી એ અદ્‌ભુત વૃત્તાન્ત જીવન્ત રહ્યું છે અને સાતસેં વર્ષોનાં અનેક ચક્ર ચાલ્યાં જશે તો પણ જીવન્ત રહેશે.

ગુજરાતમાં પણ એક રસિક હૃદયને અદ્‌ભુત કથા વાંચી તેનો ચમત્કાર નવે રૂપે જાગ્રત્ કરવાની પ્રેરણા થઇ. એ હૃદયમાં રસની ખોટ નહોતી. રસથી તે પરિપૂર્ણ હતું, ઉભરાતું હતું. પૃથુરાજના ચરિતમાં જે રસ પ્રકટ થયા હતા તે સર્વ પોતાના સંસ્કાર વડે ગ્રહણ કરી લઇ તે સર્વનો ઉલ્લાસ કરવા તે સમર્થ હતું. કોઇ અજ્ઞાત રીતિએ સામર્થ્યનું ભાન કવિમાં ઉદ્દીપ્ત થઈ તેને કવિતા રચવામાં પ્રેરે છે, અને એ જ પ્રકારે **ભીમરાવ ભોળાનાથે** પૃથુરાજની કથાનું કાવ્ય આરંભ્યું અને તેનું નામ "પૃથુરાજ રાસો" પાડ્યું. ઇશ્વરેચ્છાએ એ કાવ્ય સમાપ્ત થઇ શક્યું નહિં અને હવે થઇ શકે એમ નથી. પરંતુ થયું છે તેટલા કાવ્યમાં જે ઉત્કર્ષ સમાયો છે, તે ગુજરાતી સાહિત્યમાં ચિરકાળ જાળવી રાખવા જેવો છે, અને તે માટે વાચક વર્ગ સમક્ષ આ કાવ્ય મુક્યું છે.

'રાસૌ' ( જેને ચંદ 'રાસા' પણ કહે છે ) તે સંસ્કૃત ' રસ ' શબ્દ પરથી થયેલો લાગે છે. પોતાના ગ્રન્થમાં ચંદ 'રાસૌ' શબ્દની આ પ્રમાણે વ્યાખ્યા કરે છેઃ—

**श्लोक ॥**

उक्तिधर्म्मविसालस्य । राजनीति नवं रसं ॥
षट्भाषा पुरानं च । कुरानं कथितं मया ॥

**कवित्त ॥**

चरन नीम अच्छिर सुरंग ॥
पाट लहु गुरु विधि मंडिय ॥
सुर विकास जारी सु मुष्य ॥
उक्ति रस गौषनि छंडिय ॥
जुगति छोह विस्तरिय ॥
सिढियन घाट सुबद्दिय ॥
महि मंडन मेधान ॥

याहि मंडन जस सद्दिय ॥
घन तर्क उतर्क वितर्क जति ॥
चित्ररंग करि अनुसरिय ॥
विश्वकर्म कवि निर्मइय ॥
रसियं सरस उच्चरिय ॥

अरिल्ल ॥

तर्क वितर्क उतर्क सुजतिय ॥
राज सभा सुभ भासन भतिय ॥
कवि आदर सादर बुध चाहौ ॥
तौ पटि करि गुन रासौ निर्बाहौ ॥
धर्म्म अधर्मन बुद्धि विचारौ ॥
नयन नारिनिय नेह निहारौ ॥
कौक कलाकल केलि प्रकासौ ॥
तो अरथ करौ गुन रासौ भासौ ॥

અર્થ:—'ઉક્તિના વિશાળ ધર્મનું રાજનીતિવાળું નવરસવાળું ૭ ભાષાનું પુરાણ અને કુરાન મેં (આ ગ્રન્થમાં) કહ્યું છે.

(જેમાં) ચરણોનો નિયમ, સુરંગ અક્ષરો, (અને) લઘુ ગુરુની વિધિ પ્રમાણે માંડેલો પાઠ (છે), સ્વરનો જારી રહેતો સારો મુખ્ય (મ્હોટો) વિકાસ (છે), ઉક્તિરસમાં વાચાના દોષ* છાંડેલા (તજેલા) છે, ×પ્રેમની યુક્તિનો વિસ્તાર કર્યો છે, શ્રેઢીનો (કથાપરંપરાનો) ઘાટ સારો બાંધ્યો

---

* गौषनिमां જુની લેખનરીતિ પ્રમાણે ख ને ઠેકાણે ष છે, પરંતુ गौखनिનો અર્થ બહુ સ્પષ્ટ નથી. गौखनि=गोखनि=गो+खनि=વાચાનો ખાડો=વાચાની ખામી, એ અર્થ છે એમ ધારણા થાય છે.

× छोह=જુદા થવું, વિરહ. તે પરથી એ શબ્દનો અર્થ વિયોગની અવસ્થાની પ્રેમકથા, વિપ્રલંભ શૃંગાર એવો થતાં આખરે શૃંગાર અથવા પ્રેમ એવા અર્થમાં એ શબ્દ વપરાય છે.

છે, ( જેની ) અંદર બુદ્ધિમાને કરેલું મંડન ( શોભા ) છે, આ મંડનોથી યશ સાધ્યો છે, ( જેમાં ) ભારે તર્ક છે, ઉતર્ક ( ઉત્તમ કે ઉદ્ગત ) તર્ક છે, વિતર્ક ( અનુમાન, અટકળ ) છે, યતિ ( છન્દનાં વિરામસ્થાન ) છે, ચિત્રરંગોએ કરીને કવિએ વિશ્વકર્માને અનુસરી નિર્મિતિ (રચના) કરી છેઃ- એવું રસિક સરસ કાવ્ય મેં ઉચ્ચાર્યું છે ( કહ્યું છે ).

સારી જાતના, તર્ક, વિતર્ક, ઉતર્ક; રાજસભાનાં શુભ ભાષણની ( જુદી જુદી ) ભાતો; કવિઓનો આદર: સાદર બુદ્ધિ; ( એ સહુ ) ચાહતા હો તો ગુણનો પાઠ કરી રાસૌ બનાવો. ધર્મ, અધર્મ ( અને ) બુદ્ધિનો વિચાર કરો; નારીનાં નયનનો સ્નેહ નિહાળો; કોકશાસ્ત્રની અકલ કળા (અને) કેલિનો પ્રકાશ થાઓ; તે અર્થે ગુણ વડે વિરાજે એવો રાસૌ કરો. (અર્થાત્ આ ઉત્તમ ગુણો કવિતામાં લાવવા હોય તો "રાસૌ" કાવ્ય કરો ).

આ રીતે રાસૌ તે સાહિત્યની પરિભાષામાં અમુક લક્ષણવાળું કાવ્ય નથી, પણ સુન્દર રસ અને અલંકારવાળું તથા જ્ઞાન આપનારું કાવ્ય છે.*

---

* સંસ્કૃત સાહિત્યમાં જે रासक નામે ઉપરૂપક ( અથવા ઉતરતા પ્રકારનું નાટક ) કહ્યું છે તેને અને આ रासौ ને કંઈ સંબંધ જણાતો નથી. रासौ શ્રવ્ય કાવ્ય છે ને रासक દૃશ્ય કાવ્ય છે અને તેનું લક્ષણ साहित्यदर्पणમાં આ પ્રમાણે આપ્યું છે.

रासकं पंचपात्रं स्यान्मुखनिर्वहणान्वितम् ।
भाषाविभाषाभूयिष्ठ भारतीकौशिकीयुतम् ॥
असूत्रधारमेकांकं सवीथ्यंगं कलान्वितम् ।
श्लिष्टनान्दीयुतं ख्यातनायिकं मूर्खनायकम् ॥
उदात्तभावविन्याससंश्रितं चोत्तरोत्तरम् ।
इह प्रतिमुखं सन्धिमपि केचित्प्रचक्षते ॥

परिच्छेद. ६.

'રાસક પાંચ પાત્ર વાળું હોય છે. તેને મુખ તથા નિર્વહણ સંધિ હોય છે. તેમાં ભાષા વિભાષા ઘણે ભાગે હોય છે, અને ભારતી તથા કૌશિકી વૃત્તિ હોય છે. તેમાં સૂત્રધાર નથી હોતો, અને અંક એક હોય છે.

તેની ગોઠવણ અમુક પ્રકારની હોવી જોઇએ એવો નિયમ જણાતો નથી, પરંતુ વિષયમાં તે સંસ્કૃત મહાકાવ્યને મળતું હોઇ શકે એમ લાગે છે. આ ઉપરથી જ **ચંદ** **બારોટે** પોતાની કૃતિને આપેલું નામ **ભીમ**રાવે આ કાવ્ય માટે કાયમ રાખ્યું હશે એમ જણાય છે.

પૃથુરાજના ચરિતનું વૃત્તાન્ત રચવામાં **ચંદ**ના ગ્રન્થથી જુદું જ દૃષ્ટિબિન્દુ આ કાવ્યમાં છે. **ચંદ**ને પોતાના આશ્રયદાતાનું ગુણકીર્તન કરવાનું હતું. જે પરદેશીઓ દેશના શત્રુ હતા તે **ચંદ**ના શત્રુ હતા, તેની સાથે જે સ્વદેશીઓ પૃથુરાજના શત્રુ હતા તે પણ **ચંદ**ના શત્રુ હતા. એ સર્વ શત્રુ સાથેનો વિગ્રહ સરખા ઉલ્લાસથી **ચંદે** વર્ણવ્યો છે. હવે એ વૃત્તિ થવી અશક્ય છે. જર જોરૂ અને જમીનમાટે રજપૂતો માંહોમાંહ લઢી મૂઆ અને એક બીજાની ખુવારી કરી એ વૃત્તાન્ત શૌર્યની કથાઓથી ભરેલું છે તથાપિ દેશહિતચિન્તકને તેથી પરિણામે ખેદનીજ વૃત્તિ થાય છે. આ કારણથી પૃથુરાજે સ્વદેશીઓ સાથે કરેલા જે વિગ્રહથી આખરે દેશના સુખનો વિનાશ થયો તેને કીર્તિકર વીરવૃત્તાન્ત કલ્પવો એ અનુચિતજ છે, અને એવો વીરરસ પ્રકટ કરતાં હૃદયમાં રહેલી શોકવૃત્તિથી તે મંદ થયા વિના રહે નહિં. **ભીમ**રાવમાં વિરલ રસિકતા સાથે ઉચ્ચ દેશપ્રીતિ હતી, 'પૃથુરાજ રાસા'નો પ્હેલો સર્ગ સ્વદેશમહિમા ગાવામાં જ તેમણે પૂરો કર્યો છે,

'ગર્વે ગવાય ત્યમ **ભા**રત બોલ આવો'

એવી તેમને દેશકીર્ત્તિ માટે લાગણી હતી, અને કીર્તિનો ધ્વંસ થયો તેનું કારણ તે આપે છે કે

'જ્યારે કુસંપ ઘર કલેશ વિશેષ પેસે,
એ નીમ નિત્ય પર તે ઘર આવિ બેસે.'

આ રીતે રસિકતા અને વિચારશીલ દેશપ્રીતિની વૃત્તિથી **ભીમ**રાવે 'કુસંપ' અને 'કલેશ' ના હેવાલને પોતાના કાવ્યમાં દાખલ કર્યો નથી અને વીરરસ માટે પૃથુરાજના યવનો સાથેના વિગ્રહની જ કથા લીધી છે.

---

વીથી નામે રૂપકનાં અંગ તેમાં હોય છે, અને તે કલાવાળું હોય છે. તેને દ્વિઅર્થી નાન્દી હોય છે. તેમાં નાયિકા પ્રખ્યાત હોય છે અને નાયક મૂર્ખ હોય છે. તેમાં ઉત્તરોત્તર ઉદાત્ત ભાવની રચના હોય છે. કેટલાકના મત પ્રમાણે એમાં પ્રતિમુખ સન્ધિ પણ હોય છે.'

આ પ્રમાણે રસનો વિચ્છેદ થવા ન દેવો એ સૂક્ષ્મ વિવેક કરનારી સહૃદયતાનું કાર્ય છે. એ વિવેક જાણી જોઇ કર્યો હોય કે અજાણતાં થયો હોય પણ સહૃદયતા વિના તે સચવાતો નથી. સહૃદયતાને અનુસાર આ રીતે યોગ્યાયોગ્યનો સૂક્ષ્મ વિવેક કરવાની શક્તિ તે જ કવિની કલાવિધાનની કુશલતા ( artistic skill ) છે, અને એ કુશલતા **ભી**મરાવમાં ઘણે અંશે વિદ્યમાન નહોતી તે છતાં વસ્તુકલ્પનામાં આ રસવિરોધી અંશ મુકી દેવામાં કુશલતાવાળો તેમનો વિવેક ખરેખરો પ્રશંસનીય છે. **હિં**દુસ્તાનના છેલ્લા રજપૂત રાજાઓના ઇતિહાસને કવિતાનું મૂળ કરવામાં ઘણી વાર આ વિવેકની ખામી જોવામાં આવે છે, અને એ વિષયનાં અનેક નાટકોમાં તથા કાવ્યોમાં પરાક્રમોનું વર્ણન છતાં તે અભિરુચિ ઉત્પન્ન નથી કરતાં તેનું આજ કારણ છે. વિચાર કરી બુદ્ધિએ પ્રાપ્ત કરેલું સત્ય તે લાગણીથી હૃદયને જણાયેલા સત્યથી જુદુ નથી હોતું, તેથી વિચારવંતને જે કથાથી ખેદ થાય તેથી રસિક જનને આનંદ થાય એમ બની શકે નહિં.

યવનો સાથેના અર્થાત્ **શહાબુદ્દીન ગોરી** સાથેના વિગ્રહ સિવાય આ કાવ્યમાં બીજું મુખ્ય વૃત્તાન્ત **પૃ**થુરાજ અને તેની રાણીના શૃંગારનું છે અને અંતના સર્ગમાં તેની રાણીનો વિલાપ છે. આ ઉપરાંત બહુ થોડી વાર્તા કાવ્યમાં છે, અને વાર્તા કહેવા માટે કાવ્ય રચાયેલુંજ નથી **પૃ**થુરાજ અને તેની રાણીનું આલમ્બન કરી શૃંગાર, વીર અને કરુણરસ તથા સર્વત્ર ફરી વળતો અદ્ભુત રસ—એ રસ ઉપજાવવા અને રસનિષ્પત્તિમાં ઉચ્ચ અને ઉદાર ભાવોનો અજ્ઞાત રીતિયે ધ્વનિ કરવો, એટલોજ કાવ્યનો ઉદ્દેશ છે. એ અર્થે **ચં**દે કરેલી કલ્પનામાંથી આ કાવ્યમાં કંઇ લીધું નથી.

આ વિવિધ રસવાળી રચના કાવ્યમાં સ્થળે સ્થળે છે, પરંતુ, સર્વમાં ઉત્તમ ભાગ તે પ્હેલો સર્ગ છે. કવિની ધારણા પ્રમાણે કાવ્ય પરિપૂર્ણ થયું હોત અને સુધારો વધારો કરી બધા ભાગ બરાબર ગોઠવી શકાયા હોત તો આ ભાગની બરાબરીના બીજા ભાગ થયા હોત. પરંતુ, જે સ્થિતિમાં કાવ્ય રહ્યું છે તે સ્થિતિમાં પ્હેલા સર્ગને ફરી ફરી સુધારવાના જેટલા સંસ્કાર થયા છે તેટલા બાકીના સર્ગને નથી થયા એ સ્પષ્ટ જણાય છે. કેટલાક કવિયો અને લેખકો એકવાર લખ્યા પછી સુધારી શકતા નથી, પણ ઘણાખરા ફરી વિચાર કરતાં સુધારો અને શોધન કરી વધારે ઉત્કર્ષ આણી શકે છે. **ભી**મરાવની રચનાશક્તિમાં પણ એ લક્ષણ હતું અને તેનો લાભ તેમના આખા કાવ્યને પરિપૂર્ણ રીતે ન મળ્યો એ શોચનીય છે.

કાવ્યનો આરંભ કરતાં પ્હેલા સર્ગમાં કવિએ વિષયપ્રવેશરૂપે હિંદુસ્તાનના મહિમાનું અદ્ભુત અપૂર્વ વર્ણન કર્યું છે. હિંદુસ્તાનની ભૂમિ, હિંદુસ્તાનની કુદરતી રચના, હિંદુસ્તાનનું સાહિત્ય, હિંદુસ્તાનનો પુરાણ કથાસમૂહ, હિંદુસ્તાનનો ઇતિહાસઃ એ સર્વનું જે વાગ્વિભવથી વ્યાખ્યાન કર્યુંછે તે પૂર્વે કદિ જોવામાં આવ્યું નથી. જે ભૂમિ આવી સુન્દર, જે ભૂમિ આવી મ્હોટી, જે ભૂમિમાં આવાં કૌતુક બન્યાં, એવાં એવાં અનેક વચનો કહી જે દેશના ઇતિહાસમાંનો એક ભાગ કાવ્યમાં ક્હેલો છે તે દેશ કેવો વિશાળ છે એમ બતાવવા જતાં કવિની વિશાળ શક્તિ ખીલી નીકળે છે, અને ભવ્ય વિષયને ગ્રહણ કરનારી કલ્પના પણ ભવ્ય છે એમ પ્રતીતિ થાય છે. કલ્પના આમ વેગવાળી થઇ હિંદુસ્તાનના વૃત્તાન્તમાં સર્વત્ર ફરી વળતાં ભૂતકાળની અનેકાનેક અદ્ભુતતાઓ કવિ સમક્ષ આવી ઉભી રહી છે અને તે સર્વને પોતાની વિશેષ છાપથી છાપી કવિએ પ્રકટ કરી છે. આ વૃત્તાન્તમાં ઇતિહાસ કહેવાતો હોય કે પુરાણ કથા કહેવાતી હોય એવી શૈલીનું વર્ણન ન હોતાં, જાતજાતની બિનાઓમાંથી કેવા ચમત્કાર નિકળી આવીને ચિત્તને મોહિત કરે છે એનું જ માત્ર વર્ણન છે. આ રીતના વર્ણનમાં બનાવોના કાળનો ક્રમ નથી, વિષયનો ક્રમ નથી, સ્થાનનો ક્રમ નથી; ઇતિહાસમાં કહ્યો હોય એવો દરેક બિનાનો આખો હેવાલ નથી, અજાણ્યાને સમજણ પાડવી હોય એવો દરેક હેવાલનો આરંભ કે વિસ્તાર નથી, શાંત રીતે વિષયનો ઉલ્લાસ થતો હોય એવી શૈલીની એકરૂપતા નથી. આ પદ્ધતિ અનિયમ અને અવ્યવસ્થાનો પ્રસાર કરી મુકનારી છતાં ચમત્કાર શોધી ક્હાડી તે પ્રકટ કરનારી કવિની શક્તિથી એ દોષ દૂર થઇ ગયા છે, અને તેની કલ્પનાના બળે અનેક અદ્ભુત વર્ણનોને રમણીય અનુક્રમમાં ગોઠવી દીધાં છે. દેશના સકળ વૃત્તાન્ત અને દેશની સકળ સ્થિતિમાંથી જે વૃત્તાન્ત અને સ્થિતિ વિસ્મયકારક હોય તેનું દોહન કરી, અને તેમાંથી વળી વિસ્મય ઉત્પાદન કરનાર જે વિશેષ અંશ હોય તેટલા માત્રનું દોહન કરી, એવો સારાંશ સર્વને વિદિત છે—માત્ર તેની અદ્ભુતતા ધ્યાનમાં લેવા જેવી છે, એમ કથન કરવાની આ રીત કંઇ અસાધારણ સામર્થ્ય વાળી છે અને ભીમરાવની કૃતિ સિવાય ગુજરાતી સાહિત્યમાં બીજે કોઇ ઠેકાણે આ કવિત્વરીતિ જોવામાં આવતી નથી. આ પ્રકારમાં

'દેવાંગના સરખિ જ્યાં હતિ અંગનાઓ,'
'અત્યંત પૂર્વ રણ રાઘવનું સ્મરાવે,'
'પૂજ્યા અખંડ શિવ જાણિ કૃપા કરે એ

સીતા ગઇ ફરિ મળે મનમાં ભળે એ,'
'જ્યાં ચિંતનાત્મક નમી વડ પ્રૌઢ શોભે,'
'ને રોઇ મૈથિલસુતા પતિના વિયોગે,'
'સદ્ધર્મતત્ત્વ ખરું, અર્જુનને જણાવી,
ગાણ્ડીવઘોષકૃતિ કારમિ જ્યાં કરાવી,'
'ગાઇ ઉદાર ચરિતો, પદ શારદાનાં
પૂજી થયા અમર બે કવિ મુખ્ય માન્યા.'

આવાં વચનોમાં દેવાંગના સરખી અંગનાઓ તે કયી હતી, રાઘવનું રણ તે કયા સ્થાને અને કોની સાથે, ગયેલી સીતા ફરી મળે તે માટે શિવની પૂજા કોણે કરી, ચિંતનાત્મક વડ તે કયો, મૈથિલસુતા તે કોણ તથા તેનો પતિ તે કોણ અને તેમનો વિયોગ શી રીતે થયો, અર્જુનને સદ્ધર્મતત્ત્વ કોણે સમજાવ્યું અને ગાણ્ડીવ તે શું. ઉદાર ચરિત ગાનારા બે મુખ્ય કવિયો તે કયાઃ—આ સર્વ અકથિત રહ્યું છે પરંતુ તેથી અસ્પષ્ટતાનો દોષ ન આવતાં સુવિજ્ઞાત વસ્તુને અનુક્ત રાખવાથી ખુબી આવી છે. આવા વર્ણનમાં કથાના મુખ્ય ભાગને બદલે એકાદ ચમત્કારી ભાગને પ્રધાનતા મળે છે અને તેના નિર્દેશથીજ કથા સૂચવવામાં આવે છે. ગોપીઓ કોણ હતી, કયાં રહેતી હતી, તેમની સાથે રમનાર 'છેલ છૈયો' કોણ હતો, તેની કથાનું હિંદુસ્તાનમાં શાથી મહત્ત્વ છે, એ સર્વ કહ્યા વિના

'વેણુ સુણી વિરહથી બનિ જે અધીરી,
વેણી સરી ન ગણતાં ધરિ અંગ વીરી,'

એટલું જ ગોપીઓનું ઓળખાણ આપનામાં આવે છે. રસને ગૂઢ રાખવાથી જેમ વ્યંગ્યનો ચમત્કાર આવે છે તેમ વૃત્તાન્તને પણ રાખવાથી વ્યંગ્યનો ચમત્કાર ઉત્પાદન કરવાની આ રીતિ વિરલ છે. અને પ્રકટ કરવાના તથા અપ્રકટિત રાખવાના અંશોની પસંદગી જો કૌશલથી કરવામાં ન આવે તો કયા વૃત્તાન્ત વિશે શું કહ્યું તે લખનાર સિવાય બીજા કોઇથી સમજાય એવું ન રહે અને કાવ્ય અસ્પષ્ટ તથા ચમત્કારહીન થઇ જાય. કવિના વિવેકમાં જ આનો નિયમ રહે છે. દમયંતીનું વર્ણન કંઇ વધારે વિસ્તારથી આપ્યું છે, પાંડવોનાં માત્ર નામ જ એકેક વિશેષણ સાથે આપ્યાં છે. ઓખાને ઉંચાં આવાસમાં પુરી મુકી હતી એ વાત ખાસ કરીને તેના વૃત્તાન્તમાં કહી છેઃ—આ સર્વ સ્વીકાર ત્યાગની તુલનાનો નિયમ શોધવો કઠણ

છે. પણ તે સર્વ વિવિધ વર્ણનો અદ્દભુતતાનું ભાન કરાવે છે તેથી ખાતરી થાયછે કે એમાં મર્યાદા બાંધનાર કૌશલનો નિયમ અવશ્ય રહેલો છે. આ શૈલીમાં પ્રસિદ્ધને અપ્રસિદ્ધ ગણવાની તથા અપ્રસિદ્ધને પ્રસિદ્ધ ગણવાની જે રીત છે તેનું સર્વથી ઉત્કૃષ્ટ ઉદાહરણ

'રાખી વરી, રણ ફરી, હતિ એક કૃષ્ણા'

એ લીટીમાં છે. 'એક' શબ્દ બહુજ કળાથી વપરાયોછે; દ્રૌપદીને 'એક' કહેવાથી તે કોઇ મહત્ત્વ વિનાની કે આજ સુધી ન જણાયેલી સ્ત્રી હતી એવો અર્થ ફલિત થતો નથી, પણ, અદ્દભુત, વિશિષ્ટ, ધ્યાનમાં રાખવા લાયક, પ્રશંસાપાત્ર, બહુ મહત્ત્વ પામેલી કૃષ્ણા નામે એક સ્ત્રી જે દેશમાં થઇ ગઇ તે દેશ વિશે આ કાવ્ય છે એ અર્થ સૂચિત થાય છે.

આવા વર્ણનમાં ગૌરવ અને સૌન્દર્ય બેનો સમાવેશ થાય છે એ સ્પષ્ટ છે. વૃત્તાન્તના જે અંશો સ્પષ્ટ કહી બતાવવામાં આવે છે તે તેમના સૌન્દર્ય માટે પસંદ થાય છે. અને જે અનુક્ત રાખી સૂચવવામાં આવે છે તે તેમના અવર્ણ્ય ગૌરવ માટે અકથિત રાખવામાં આવે છે. ઉક્તિવિષયથી સૌન્દર્ય સાધવામાં આવેછે અને સૂચનપ્રકારથી વૃત્તાન્ત કેટલો ઉંડો, કેટલો અગાધ, કેટલો દૂરગામી છે તેની ઝાંખી કરાવવામાં આવે છે. આ બે ગુણ આ શૈલીમાં જ રહ્યા છે, તેની સાથે કલ્પનાની જે સાહસિક પ્રગલ્ભતા (boldness of imagery) ભીમરાવની કવિતામાં સ્થળે સ્થળે છે તે આ વર્ણનમાં પણ દેખા દેછે. બે ઘાટમાંથી ત્રાસ વર્તાવવા નિકળી પડતા મરેઠાને જાદુગરના બે હાથમાંથી 'તુટિ પડતા' 'અંગાર'ની ઉપમા આપી છે, અને આસપાસ એકઠા થયેલા કવિ તથા પંડિતોના સમુદાયથી વીંટલાયેલા વિક્રમ રાજાને બે રત્નોથી કે જ્યોતિયોથી શોભતો નહિં પણ

'જે તેજ માંહિં કવિ પંડિત સર્વ ડૂબ્યા'

એવા 'ઉગ્રપ્રકાશ' વાળો 'રવિ' કલ્પ્યો છે. આવી કલ્પનાઓમાં કંઈ વિશેષ સુન્દરતા નથી પણ તેની સાહસિકતા શક્તિમત્ત્વનું ભાન કરાવે છે, અને તેમાં પ્રશંસનીય અંશ એટલો જ છતાં તે કંઈ નજીવો નથી હોતો.

સૌન્દર્ય માટે પસંદ કરેલા વૃત્તાન્તના કથનમાં શબ્દલાલિત્ય પણ સચવાયેલું છે. વાસ્તવિક રીતે શબ્દ અને અર્થ એ બેની મનોહરતાનો વિશ્લેષ થવો જ અશક્ય છે. શબ્દ મનોહર હોવા વિના મનોહર અર્થ પ્રકટ થઇ શકતો જ નથી, અને અર્થ મનોહર હોવા વિના ગમે તેવા શબ્દો વાપર્યા છતાં મનોહરતા આવી શકતી નથી. કાદમ્બરીના અનુકરણ રૂપે જે

અનેક ગદ્ય લખાણ વર્તમાન સમયમાં માસિક પત્રોમાં અને પુસ્તકોમાં પ્રકટ થતાં જોવામાં આવે છે તેમાં સુન્દર અર્થ કલ્પવાની અને રચવાની અશક્તિને લીધે જ લલિત ધ્વનિના શબ્દો સંખ્યાબંધ વાપર્યા છતાં સુન્દરતાનું ભાન સહેજ પણ થઇ શકતું નથી.

‘ રોતી રહી પિહરમાં, સહસાજ સ્વામી
પામી સતી સુભગ એ દમયન્તિનામી.’

આવું શબ્દલાલિત્યનું ઉદાહરણ **ભીમ**રાવની કૃતિમાં આટલું એક જ નથી, અને લાલિત્યની જે ભાવના તેમનામાં સર્વોપરિ હતી તેનું જ એ પરિણામ છે.

હિંદુસ્તાનના મહિમાનું વર્ણન કરીને સર્ગને અંતે હસ્તિનાપુર અને પૃથુરાજની સ્થિતિનું સૂચન કર્યું છે. અને તે પછી ‘ જે આદ્ય દિવ્ય સહુ વાદ્યનિ ક્યાં તું વીણા ’ એવી નારદની વીણાનું આવાહન કર્યું છે. વીણાના આવાહનનો, તથા તેના બંધ પડી ગયેલા મધુર નાદનું ચિત્ર આપવા તેને ‘ વનવૃક્ષડાળે લટકતી ’ વર્ણવી છે એ કલ્પનાનો ઉદ્‌ભવ Scott ના Lady of the Lake નામના કાવ્યઆરંભમાંના

‘ Harp of the North ! that mouldering long hast hung,
On the witch-elm that shades Saint Fillan's spring.

એ આવાહનના સંસ્કારથી થયેલો લાગે છે, પરંતુ Scott ની કલ્પના કરતાં આ આવાહનમાં સૌન્દર્ય અતિશય વિશેષ છે. **ભીમ**રાવનું આવાહન વાંચતાં

‘ તે ક્યાં દિસે મધુરવાદિનિ રમ્ય વીણા !
તારા વિભાવ સઘળા પ્રણયચ્છબીના; ’

એ મધુરતા માત્ર વીણાના વાદની જ નથી પણ વીણાના વાદનું વર્ણન કરનાર કવિની વાણીની પણ છે એ અનુભવ થયા વિના રહેતો નથી. અને

‘ કે તું રહી લટકતી વનવૃક્ષડાળે,
બેશી તળે વિરતવાદિતને નિહાળે !’

એમાંના ઉત્તરાર્ધની કલ્પના તો અપૂર્વ ચમત્કારવાળીજ છે.

**બીજા** સર્ગથી કથાનો આરંભ થાય છે. અને કાલિદાસાદિના અભ્યાસથી સંસ્કૃત ગ્રન્થકારોની જે ભારપૂર્ણ અને દઢ આકૃતિવાળી શૈલી

ભીમરાવે ગ્રહણ કરી હતી તે અહીંથી પ્રકટ થાય છે. પ્હેલા સર્ગના અપૂર્વ પ્રકારના વર્ણનમાં એ શિષ્ટ પ્રાચીન ( Classical ) શૈલીનો અવકાશ નહોતો પણ એ નવીનતા ત્યાં પૂરી થાય છે અને બીજા સર્ગમાં તો સંસ્કૃત મહાકાવ્યનું જ સ્મરણ થાય છે.

'સ્વાર્થ રક્ષા તથા બીજી રક્ષા જે પરમાર્થની,
સમયોચિત કાર્યોથી જનોત્કર્ષ વિશે ગણી '
' શૌર્યમાં સૂર્યના જેવો, શાન્તિમાં શશિના સમો;
ઉદાર બુદ્ધિમાં તેને મેઘસામાન્ય પારખ્યો.'
' આકૃતિ સરખી તેની શક્તિની પ્રતિમા કહી.
શક્તિતુલ્ય સમુદ્‌ભૂતિ ઉદ્‌ભૂતિતુલ્ય સન્મતિ;
સન્મતિ સરખી તેના વિક્રમોની મહત્કૃતિ.'

આ શ્લોકમાંના વિચાર નવા ન હોય તો સંસ્કૃતમાંથી ભાષાન્તર છે એમ જ સમજાય.

પૃથુરાજમાં આ ગુણ અને ' ધર્મબુદ્ધિ, ' ' ન્યાયબુદ્ધિ, ' ' શાસ્ત્રજ્ઞાન-સમૂહ, ' ' જ્ઞાનાનુસાર ક્રિયા, ' ઇત્યાદિ અનેક ગુણ હોવાની કલ્પના કરી છે તે ઉચિત તો નહિં જ ગણાય. એ ગુણ તેનામાં નહોતા અને એ ગુણ માટે તે વખણાયો નહોતો એમાં સંદેહ નથી. સંસ્કૃત શૈલીના અનુકરણને લીધે મહાકાવ્યોનો નાયક ધીરોદાત્ત હોવોજ જોઇએ એ નિયમનો સ્વીકાર થયાથી આ અતિશયોક્તિ થઇ છે એ સ્પષ્ટ છે.

પૃથુરાજના ગુણના વર્ણન પછી શહાબુદ્દીન ગોરી તરફથી આવેલા સંદેશાના તથા પૃથુરાજના લગ્નપ્રસંગના વૃત્તાન્ત છે. એ વૃત્તાંત કવિએ નવા કલ્પી આ સર્ગની કથા ચિત્તરંજક કરી છે. સંસ્કૃત શિષ્ટ પ્રાચીન શૈલીમાં અને તેમાં વિશેષે કરી અનુષ્ટુપ્ છંદના બંધમાં સંક્ષેપમાં અર્થદ્યોતન કરવાનું જે સામર્થ્ય છે તે ભીમરાવની કૃતિમાં પૂરેપૂરું સંક્રાંત થયેલું આ સર્ગમાં જોવામાં આવે છે. એક જ ઉદાહરણ બસ છે. યવનરાજના દૂતે પૃથુરાજ પાસે તેની ભૂમિનો અર્ધો ભાગ માગ્યો ત્યારે પૃથુરાજે ઉત્તર દીધો,

' સ્વબળે ગ્રહિ જે ભૂમિ, ઘટે તે ભૂપને ધણી;
જે હશે દાનમાં લીધી, ભિક્ષુકી વૃત્તિ તે સુણી.'

ભીમરાવને કાલિદાસનાં કાવ્યોનો ઘણો શોખ હતો અને उपमा कालिदासस्य એમ જે એ કવિની ખુબી સુપ્રસિદ્ધ છે તેની છાપ ભીમરાવ ઉપર થયા વિના રહી નહોતી.

'હૃદયે વશિ તેવી તે, સરમાંહિ શરત્પ્રભા;
શરદ્‌માં સરનો ઊર્મિ શમ્યો તેમ સુવીર આ.'

**સંયુક્તા** અને **પૃથુરાજ**ના પ્રેમના વર્ણનમાંની આ સુન્દર કલ્પના કાલિદાસ સિવાય બીજા કયા ગુરુનું સ્મરણ કરાવશે?

**ત્રીજા** સર્ગમાં **પૃથુરાજ** અને **સંયુક્તા**ના વિલાસ તથા શૃંગારનું વર્ણન છે. અને, કાલિદાસનો એક મ્હોટો દોષ–નિર્મર્યાદ શૃંગારવર્ણન— **ભીમ**રાવની કૃતિમાં કેટલેક અંશે પ્રવિષ્ટ થયેલો અહીં જણાય છે. તે સિવાય, વર્ણનમાં રમણીયતા છે અને વાક્યો ચમત્કાર વાળાં છે.

'ખસ્યા સુકેશો સુમુખી સમારે,'
'શૃંગાર ઊણા પણ ના અધૂરા,'
'આલિંગને નાજુક હસ્ત કેવા!'
'સુરમ્ય પાકી કંઇ કેળ જેવા.'

આ વાક્યો વાંચનારનું ફરી ફરી જે આકર્ષણ કરે છે તે તેમનામાં રહેલી રમ્યતા ને લીધે.

આ પછી આ સર્ગમાં **સંયુક્તા**ની અને તેની સખીઓની જલક્રીડા વર્ણવી છે અને તે પછી **સંયુક્તા** અને **પૃથુરાજ**ની જલક્રીડા વર્ણવી છે. આ વર્ણનનું લક્ષણ પણ ઉપરના વર્ણન જેવું જ છે.

**ભીમ**રાવની કવિતામાં બીજો દોષ અવિશદત્વનો છે. એમના કાવ્યમાં કેટલેક ઠેકાણે બધો અર્થ સ્પષ્ટ રીતે સમજાતો નથી, અને વાક્યોના અન્વયમાં ક્લિષ્ટત્વ તથા કષ્ટત્વ હોય છે,—અર્થાત્ કેટલેક ઠેકાણે વાક્યમાંના શબ્દોનો ક્રમ બદલતાં મુશ્કેલીથી અર્થ બેસે છે અને કેટલેક ઠેકાણે એટલી મુશ્કેલીથી પણ આખું ખરું વાક્ય થઇ શકતું નથી.

'અનંગ અંગે ખરું તેજ આપે,
લજ્જાપટો માન તણા ઉથાપે;'
'વિગૂઢ પ્રેમી રતિવીર માને,
મૃગાક્ષિને તે સમજાવિ સાને;'
'સુકાન્ત કાન્તા વિનયે નમીને,
પ્રિયાગ્રહસ્તે ફુલ આપિ તેને;'
'ક્વચિત્ અનંગ પ્રણયાંગ ચિત્તે,
આલિંગતી તે સુકુમાર નિત્યે;'*

---

* આ સર્વના અર્થ ટીકા જોયાથી સ્પષ્ટ સમજાશે.

આવી રચના કેટલેક ઠેકાણે માલમ પડશે. પરંતુ એ ધ્યાનમાં રાખવું જોઇએ કે આવી રચનાઓમાં સર્વત્ર શબ્દધ્વનિનું લાલિત્ય શ્રવણને રંજન કરે છે અને અન્વય સમજાતાં અર્થ અને ભાવ ચિત્તને મનોહર લાગે છે. શબ્દની કર્કશતા અને અર્થની નિઃસારતા વાળી જે ક્લિષ્ટ રચનાઓ ચિત્તમાં અરુચિ ઉત્પન્ન કરે છે તે વર્ગનાં આ નિબન્ધન નથી. **નર્મદા**શંકરના ઋતુવર્ણનમાંના

'ખારે ભરી હું ખડિયાં ત્વરૂપે,
ખુંચું સગાંને ધણિ હૂનિ ધૂપે;
જાણી સુવાણી રસ જે પિવાવે,
તેને ભુંડી આ બતરીસિ ચાવે.'

આ શ્લોકનો અર્થ રચનારની ટીકાની મદદથી સમજાતાં વિરહાવસ્થામાં ઉગ્ર સ્વભાવવાળી થયેલી સ્ત્રીને ઉનાળામાં સૂર્યના તાપથી પાણી સુકાઇ જતાં જુદાં જુદાં કઠણ ખડપાંના આકારમાં બંધાઇ ગયેલી ખારી જમીનનું રૂપક આપેલું દૃષ્ટિગોચર થાય છે, તથા સ્નેહથી સુવાર્તા કરવા આવનાર તરફની તે સ્ત્રીની કઠોર વાણીને તે ખારી જમીનની જલહીનતા સાથે સરખાવેલી માલમ પડે છે. અર્થ સમજવાના આ પ્રયાસને અંતે કંઇ ચારુતા કે ચમત્કારની પ્રાપ્તિ થતી નથી, અને શબ્દોની પરુષતા તો પ્રથમથી જ વાંચનારના ચિત્તને પાછું વાળે છે. **ભીમ**રાવની કવિતામાં જ્યાં સ્પષ્ટતા નથી ત્યાં આ દૂષણ નથી, પણ ઉલટું અસ્પષ્ટતા છતાં સૌન્દર્ય જળવાઇ રહ્યું છે અને કેટલેક સ્થળે તો કવિનો અન્તર્ગત ભાવ પરિપૂર્ણ રીતે પ્રકટ કરવાને ભાષા અસમર્થ હોવાથી સ્પષ્ટતા આવી નથી એમ પ્રતીતિ થાય છે.

**ચોથા** સર્ગમાં એક કિશોર બ્રહ્મચારી જે આગળ જતાં પૃથુરાજનો મુખ્ય મંત્રી થયો તેના પ્રવાસની તથા સ્વગુરુની પુત્રી સાથેના તેના પ્રેમપુરઃસર લગ્નની કથા છે. મંત્રીનો પૂર્વ વૃત્તાન્ત આવો કલ્પવાનો કંઇ હેતુ જણાતો નથી, તથા તે વૃત્તાન્તના વર્ણનમાં વિસ્તાર કરવાનું કંઇ પ્રયોજન હોય એમ લાગતું નથી. પૃથુરાજના શૃંગાર કરતાં ઉચ્ચતર જાતના પ્રેમના વર્ણનનો લાભ, અપ્રસ્તુતતા છતાં, સંપાદન થાય છે એ કબુલ કરવું જોઇએ. આ સર્ગના વાક્યોની રચનામાં અસ્પષ્ટતા વધારે છે, કેટલેક સ્થળે વ્યાકરણદોષ છે તથા રમ્યતા પ્રમાણમાં ઓછી છે. બ્રહ્મચારી બટુના શરીરબળ તથા મનોબળનું વર્ણન ગયા સર્ગની શૃંગારકથા પછી ચિત્તને વિશ્રાન્તિ તથા આહ્લાદન આપે છે. સર્ગના અંતમાં પૃથુરાજ વિલાસમાં પડી ગયાની વાત જણાવી છે, અને એ અવસરે આ મુખ્ય મંત્રીને તેની સ્ત્રીએ રાજાની

આવી દશાથી રાજ્યને થતી હાનિ કહી બતાવી એવો પ્રસંગ કલ્પ્યો છે. જે મંત્રિજાયાની નિપુણતા

'બહુશ્રુતોમાં ગુણયુક્ત પ્હેલી'

એવા સસત્ત્વ વચનોમાં કહી છે તેના મુખમાં

'નૃપે ગુમાવી જવ બુદ્ધિ જાણી,
પ્રજા તણી ત્યાં સ્થિતિ જાય તાણી;

* * * *

પાયો પ્રજાનો નૃપ છત્ર માથે,
વિસ્તીર્ણ સ્તંભો સચિવો થયા તે;
સેના તણો કોટ વિઘટ્ટ છાજે,
સૌરાષ્ટ્ર પ્રાસાદ સમાન રાજે.

* * * *

વિલાસમાં ભૂપતિ થાય લીન,
સુરાજ્ય તેનું થઇ છિન્ન ભિન્ન,

* * * *

ઉદ્યોગની વૃદ્ધિ સુવૃદ્ધિ સૌખ્યની
ઋદ્ધિ તથા સિદ્ધિ સુકૃત્ય મુખ્યની:
ન થાય પૂરી જનધર્મવાસના,
ન થાય ઉત્કર્ષ પુરો પ્રભુ વિના.'

આવાં રાજનીતિતત્ત્વનાં ગંભીર અને ચિંતનપૂર્ણ સામાન્ય વચનો યોગ્યતાથી શોભે છે. પૃથુરાજના ઇતિહાસનો એક મુખ્ય સાર આ વચનોમાં કવિએ સારી રીતે જણાવ્યો છે.

**પાંચમા** સર્ગના આરંભમાં વળી વિનયાતીત શૃંગારવર્ણન છે, અને કથાના અનુક્રમમાં એ વર્ણન કેવળ નિષ્પ્રયોજન છે. પૃથુરાજ વિલાસમાં નિમગ્ન થઈ રહ્યો હતો એવું પણ આ વર્ણનથી ફલિત થતું નથી કેમકે એક જ પ્રસંગ એમાં વર્ણ્વ્યો છે.

આ પછી સૂર્યાસ્તનું કંઇક વર્ણન છે, તેમાં

'તે સમે સુરજ કેઇ વારનો,
પશ્ચિમે ભરી વિવર્ણ રંગને,

પ્રેરિને વિષય ચિત્રકારનો,
ડૂબિયો શમવી નીર અંગને.'

આ શ્લોકમાંની ત્રીજી લીટીનાં જેવાં હૃદયસ્પર્શિ વચનો છે.

તે પછી સંસ્કૃત ગ્રન્થોના સંપ્રદાય પ્રમાણે રાજાને નિદ્રામાંથી જગાડવા બન્દીજનોએ કહેલાં સ્તુતિપૂર્ણ વચનો રચ્યાં છે. સ્તુતિને અંતે બંદીજન કહે છે.

'થા તયાર ઉદયાર્ચિભાસથી,
તે ઉષાપતિ સમાન શોભતો,

× × × ×

લે કટાર, તુજ અશ્વ આકળો
થાય જો ત્વરિત યુદ્ધમાં જવા;'

આવાં ઉત્સાહપૂર્ણ વચનોથી વીરરસ કથાનો અહીંથી આરંભ કર્યો છે, અને આવા ઉદ્દીપનથી ઉત્તેજિત થતા પૃથુરાજની સ્થિતિનું ચિત્ર

'એમ કોવિદવાણિને સુણી,
પ્રેરિયો બહુ પ્રકાર શૌર્યથી,
સજ્જ થાય સમરાંગણા ભણી,
આંખ તેજિ અરિભંગ ક્રૌર્યથી.'

આ શ્લોકમાં ભાવપૂર્ણ અને યથોચિત આપ્યું છે. યુદ્ધનો પ્રસંગ શી રીતે આવ્યો તે હકીકત કહી નથી અને કાવ્યની કથામાં આ નવા વૃત્તાન્તનું સંધાન એકાએક અને આકસ્મિક છે. ભીમરાવમાં કલાવિધાનની કુશલતાની ઘણી ખોટ હતી તેનું આ પરિણામ છે; પરંતુ તેમનો રસનિધિ પરિપૂર્ણ હતો અને જે વીરરસના ઉદ્‌ભવની આ પ્રસંગથી શરૂઆત કરી છે તે અતિ વિરલ અને આહ્‌લાદક છે, અને રસિક રચના ગોઠવવામાં કળા ન છતાં રસ જાતે જે તૃપ્તિ આપે છે તેનો અનુભવ થઇ શકે છે.

છઠ્ઠા સર્ગમાં ટુંકો પણ રસિક પ્રસંગ છે. રાજા સૈન્ય સાથે નિકળતો હતો એવામાં તેની બ્હેને આવીને તેને ફુલહારથી વધાવી લીધો અને તેને તથા સૈનિકોને ઉત્સાહ તથા આશીર્વાદનાં વચનો કહ્યાં. આ વચનો યુદ્ધ-પ્રસંગને ઉચિત છે અને તે શૂરવીરની જનની હોવામાં અભિમાન માનનારી રજપૂત સ્ત્રીઓનું ખરું મહત્ત્વ દર્શાવે છે. પૃથુરાજની સ્વસાના મુખમાં મુકેલાં આ વચનો કવિના ચિત્તનો ઉત્કર્ષ પણ દેખાડે છે.

'અધીર થાતો ન જરા તું ક્યારે,
પરાભવે જે બગડ્યું સમારે,

પ્રતાપ તેનો વિજયીથી દ્દહોરો,
ઉત્સાહ રાખી કરજે તું જોરો.'

રણસંગ્રામમાં વાપરવાનું આ ધૈર્ય તથા કૌશલ તે યુદ્ધશૌર્ય તથા વ્યૂહરચનાથી જુદી જ વસ્તુ છે. ઘણા સેનાપતિઓમાં તેની ખામી હોય છે. રજપૂતોમાં તે ભાગ્યે જ જોવામાં આવતું. પ્રાણ જતાં પણ પાછી પાની ન કરવી એ વીરત્વનો સિદ્ધાન્ત ઉચ્ચ અને ઉદાર છે, પણ પરાભવ થવાનો પ્રસંગ સમીપ આવ્યો હોય ત્યારે પરીક્ષા કરી તે અગાઉથી જાણી લેવાની શક્તિ પણ સેનાપતિને આવશ્યક છે. એ પ્રસંગે પલાયન કરવું એ તો શૂરોવીરોને ન જ છાજે, પણ ગભરાટથી સૈન્યમાં ભંગાણ પડતાં સૈનિકો પોતે નાસવા માંડે ત્યારે તેમ થવા ન દેતાં સૈનિકોને વશ રાખી જેમ બને તેમ ઓછી હાનિ તથા ઓછો ઘાત થાય તેવી રીતે સૈન્યને ખસેડી લેવું અગર સ્વસ્થ રાખવું એ જેવું ડહાપણનું કામ છે તેવું જ હિમ્મત અને અને પરાક્રમનું કામ છે. તેથી જ શત્રુનો વિજય પરિપૂર્ણ થતાં અટકે છે અને તેનું ફળ ઓછું થઇ જાય છે. તેમ ન કરવામાં આવે તો નાશ અવશ્ય છતાં સૈન્યને સંગ્રામમાં રહેવા દીધાથી અથવા યથેચ્છ પલાયન કરવા દીધાથી પરિણામ એ જ થાય કે ઘણા ખરા સૈનિકો અશરણ થઇ કપાઇ મરે, અને આવા ફલહીન મનુષ્યવધના દોષ માટે સેનાપતિ જ જવાબદાર થાય. ઇગ્લાંડના રાજા ત્રીજા વિલિયમની આ વિષયમાં જે કુશલતા હતી તે વિશે ઇતિહાસકોનાં વચનો આ સંબંધે સરખાવવા યોગ્ય છે.

'The event of battles, indeed, is not an unfailing test of the abilities of a commander; and it would be peculiarly unjust to apply this test to William; *** No disaster could for one moment deprive him of his firmness or of the entire possession of all his faculties. His defeats were repaired with such marvellous celerity that, bcfore his enemies had sung the Te Deum, he was again ready to conflict; nor did his adverse fortune ever deprive him of the respect and confidence of his soldiers.'

Macaulay's History of England:
Chapter VII.

અર્થ:—' રણસંગ્રામોના પરિણામ પરથી સેનાપતિની વિચક્ષણતાની પરીક્ષા કરવી એ ધોરણ હમેશ ખરું પડતું નથી. અને વિલિયમની આ ધોરણથી પરીક્ષા કરવી એ તો ખાસ કરીને ગેરવ્યાજબી થાય; * * * ગમે તેવો પરાભવ થાય તોપણ એક ક્ષણ પણ તેની દૃઢતા ડગતી નહિં, અને તેની માનસિક શક્તિઓ તેની સ્વાધીનતામાંથી લેશમાત્ર પણ ખસતી નહિં. હાર થયા પછી એવી અદ્ભુત ત્વરાથી તે પોતાની સ્થિતિ સુધારી સંધાન કરી લેતો કે જયવંત શત્રુઓ ધન્યવાદનાં વાદિત્ર વગાડી રહે તે પ્હેલાં તો તે ફરી યુદ્ધ કરવા તૈયાર થઈ જતો; અને વિપત્તિમાં પણ તેના સૈનિકોની તેના પરની શ્રદ્ધા તથા માનની લાગણી ઓછી થતી નહિં.' (મેકૉલે).

'His (i. e. William's) bravery indeed was of that nobler cast which rises to its height in moments of ruin and dismay. The coolness with which, boy-general as he was, he rallied his broken squadrons amidst the rout of Seneff and wrested from Condé at the last the fruits of his victory, moved his veteran opponent to a generous admiration. It was in such moments indeed that the real temper of the man broke through the veil of his usual reserve. A strange light flashed from his eyes as soon as he was under fire, and in the terror and confusion of defeat his manners tock an ease and gaiety that charmed every soldier around him.'

Green's Short History of the English People. Chapter IX. Sec vii.

અર્થ:—' તેનું (વિલિયમનું) વીરત્વ વિશેષ ઉમદા પ્રકારની ઘટનાનું હતું; એ વીરત્વ એવું છે કે વિનાશ અને ઉદ્વેગની ક્ષણે તેના ઉત્કર્ષનો ઉદય થાય છે. તે હતો તો બાલ–સેનાપતિ, પણ સેનેફના રણક્ષેત્રમાં સૈન્ય-ભંગ થયો તે સમયે તેણે એવી શાન્ત ધીરતાથી પોતાના વીખરાઇ ગયેલા

સૈન્યગણોને પાછા એકત્ર કર્યા અને છેલ્લી ઘડીએ કોંડે પાસેથી વિજયનું ફળ ખુંચવી લીધું કે તેના એ અનુભવી શત્રુને પણ ઉદાર પ્રશંસાવૃત્તિ થઇ. સાધારણ રીતે તેની મનોવૃત્તિઓ ગુપ્ત રહેતી પણ આવે સમયે એ આવરણ છિન્ન થઇ તેનો ખરો સ્વભાવ પ્રકટ થયો. યુદ્ધમાં આસપાસ અગ્નિ ભર્યાં અસ્ત્રો છુટવા માંડયાં કે તરત તેના ચક્ષુમાંથી વિલક્ષણ દ્યુતિનું સ્ફુરણ થયું, અને પરાજયને લીધે ત્રાસ તથા ગભરાટ પ્રસરી રહેલા હતાં ત્યારે તેની બોલવા ચાલવાની રીતભાત એવી સ્વસ્થ અને પ્રફુલ્લિત બની ગઇ કે તેની સમીપના સર્વ સૈનિકો પ્રસન્ન થઇ આકર્ષાયા..' ( ગ્રીન ).

વીરત્વના આવા એક ઉત્તમ અંગનો આ નિર્દેશ આપણા કવિનું પરિપકવ જ્ઞાન દર્શાવે છે, તેમ જ વીરરસની તેમની ભાવના કેટલી ઉંડી હતી તે બતાવે છે. વીરરસની ભાવના સાથે નિકટ સંબંધે જે ઉચ્ચ દેશપ્રીતિ રહેલી છે તે પણ કવિમાં ઉત્કટ હતી, અને તે

'ક્રમે ભ્રમે કાં રણમાં રમીને,
સુખે દુખે સંકટ સૌ ખમીને,
મહાર્હ રાખો જતિ લાજ પાસે,
અખંડ તે ભારતની પ્રયાસે.'

× × × × ×

'ઉપાય કોટિ કરી રાખવાની:
આ ભૂમિને આર્ય સુપુત્ર માની !
ચિતે ધરો પૂર્વ કૃતિ કહેલી,
સ્વજન્મભૂમિ જનિતાથી પ્હેલી.'

એવાં વચનોમાં અહીં પ્રાદુર્ભૂત થાય છે.

તે પછી રાણી આવીને પૃથુરાજને મણિમાલ પ્હેરાવે છે અને મૌક્તિકથી વધાવે છે, અને એમ આ સર્ગ પૂરો થાય છે.

**સાતમા** સર્ગમાં યુદ્ધનો પ્રસંગ સમીપ આવેલો વર્ણવ્યો છે. વર્ણવેલી હકીકત જેમ યુદ્ધની તૈયારી બતાવે છે તેમ કવિની ઉદ્દીપ્ત શૈલી પણ વીરરસની ભાષા માટે તૈયાર થતી જણાય છે. પાણીપતના રણમાં ઉભેલા ક્ષત્રિય સૈન્યને

'પ્રબળ તે દળ ક્ષત્રિય વંશનું

× × × × ×

ઉભું કુરુ પ્રાની રણભૂમિમાં'

એવા મહાન્ વીરવૃત્તાન્તસૂચક વચનમાં વર્ણવ્યું છે. ચિતોડના **સમરસિંહના** સૂર્યવંશની કીર્તિને

'અજિત અર્ક તણા યશનો ધણી.'

એવા કવિતાયોગ્ય પર્યાયથી સૂચવી વ્યૂહમાં ગોઠવાયેલા સૈનિકોને

'કુલપરાક્રમ પૂર્વજનાં સ્મરી,
અમલ ક્ષત્રિય નામ ચિતે ધરી,
સ્વપદ રક્ષણ ધર્મ મહત્કૃતિ,
સમરના મરનારની સદ્‌ગતિ.'

એવાં પ્રોત્સાહક વચનો કહ્યાં છે. આ સર્વ સ્થાને તેમ જ ચિત્તને યુદ્ધ માટે તૈયાર કરે છે, અને શસ્ત્રોના, કતલના અને શૌર્યના ઠાલા શબ્દોથી જ નહિં પણ ખરેખરી કવિતાથી વીરરસ નિષ્પન્ન થાય છે એમ આનંદપૂર્ણ પ્રતીતિ થાય છે. વાકયોમાં સ્થળે સ્થળે અસ્પષ્ટતા છે અને વૃત્તાન્ત બરાબર ગોઠવાયો નથી, તોપણ આ પ્રતીતિમાં વિચ્છેદ થતો નથી. બે પક્ષનાં સૈન્યોનું ગોઠવાવું અને **પૃથુરાજના** દૂતનું સંદેશો લઇને **શહાબુદ્દીન** તરફ જવું; એટલું જ વૃત્તાન્ત આપવાને આ સર્ગ મૂકેલો જણાય છે, છતાં, છેલ્લા ચાર શ્લોકમાં યુદ્ધનું અપૂર્ણ વર્ણન છે તેનો સંબંધ કયા ભાગ જોડે છે તે બરાબર સમજાતું નથી. વખતે યુદ્ધના આટલા શ્લોક કવિયે પ્રથમથી રચી મૂકેલા હશે અને તે અહીં સ્થાન જાણી મૂકી દીધા હશે. એ મુખ્ય યુદ્ધનો ભાગ છે કે તે પ્હેલાંનો ટુકડીઓના છુટા છવાયા મેલાપનો પ્રસંગ ( skirmish ) છે તે પણ સમજાતું નથી, અને વળી યવનોનું સૈન્ય શી રીતે આવી પ્હોંચ્યું એ વીરરસ કાવ્યમાં બહુ જરૂરનો ઐતિહાસિક વૃત્તાન્ત આપ્યો જ નથી. તથાપિ

'સમરમાં ઝળકી સમશેર જે,
વન ચવ્યું ન ચવ્યું તરુનું જ તે;
પ્રમુખ વીર ભિડયા રજપૂતના,
શરબળે અસિના કડકા કર્યા;'

આમ જે યુદ્ધ વર્ણવ્યું છે તે ખરેખરા વીરોનું યુદ્ધ છે અને રસપૂર્ણ છે એમાં સંશય નથી.

**આઠમા** સર્ગમાં તથા તે પછીના બે સર્ગમાં યુદ્ધનું વર્ણન છે. રજપૂતોએ પ્રથમ મુસલમાનો ઉપર હુમલો કર્યો અને તેમાં જય મેળવ્યો તે આઠમા સર્ગમાં વર્ણવ્યું છે.

પૃથુરાજ

'ચઢ્યો રણે રણવીર, ગજવતો ભેરી તૂરી;
સ્વયશ તુલ્ય હય શ્વેત સમોવડ તે પણ શૂરી.'

કવિ જે વીરને આવી ઉજ્જવલ કલ્પનાથી દૃષ્ટિ સમક્ષ મૂકે છે અને જેનાં ઉત્સાહયુક્ત વેગને 'ચમકાવ્યો ત્યાં તુરગ, ક્ષત્રિદળ ઉત્તર વસતું' એવા સપ્રભાવ શબ્દમાં વર્ણવે છે તે માત્ર સ્વબાહુ બળથી લ્ઢનાર યોદ્ધો જ નહોતો પણ દક્ષ સેનાનાયક હતો. તેણે

'આપ્યો એ ઉપદેશ, ધસે નહિ કાર્ય વગરનો.'

ગયા સર્ગના પ્રસંગમાં પણ તેણે એ જ આજ્ઞા કરી છે કે

'નિપટ શત્રુ ધસે ઉર સૂધિ ત્યાં,
ન ખસવું સ્થળ મૂકી જ એક તે.'

પોતાના સુભટ જયપાળને તેણે બહુ કુશળ પરિવર્ત્તન કરવાની સૂચના કરી અને ચતુરાઇથી શત્રુને ભૂલથાપ ખવડાવી ઘેરી લીધા, અને પછી

'પડ્યા તુટીને સ્વાર, પરશુએ માર્યા પૂરા.'

આ રીતે, સેનાપતિ તે માત્ર અંધ થઇ જઈ બહુ ભારે શરીરબળથી કતલમાં ઝુઝનાર યોદ્ધો જ છે એવી સ્થૂલ કલ્પનાથી ઉંચે જઈ તેને સાધારણ સૈનિકથી બહુ ઉંચી પદવીનો પ્રવીણ અને વિચારવંત નાયક કલ્પવામાં આપણા કવિએ વીરત્વના એક બીજા મ્હોટા અંગનું જ્ઞાન રસિકતા સાથે દાખવ્યું છે. વળી યુદ્ધમાં વીરત્વ દર્શાવ્યું તે એકલા પૃથુરાજે જ નહિં પણ, જયપાળ, 'ખરો જયનો પાળક જે,' તેણે અને સર્વ 'રજપૂત શૂરા'ઓએ દર્શાવ્યું;— આ કલ્પના પણ દર્શાવે છે કે જે ઉદારતા વિના વીરત્વ કાદ શોભતું નથી તે ઉદારતા વીરત્વની ભાવના સાથે કવિએ પણ પોતાની સહૃદયતામાં ગ્રહણ કરી હતી. એકની જ બહાદુરીથી મ્હોટા રણસંગ્રામમાં જય થયો એવી જે કલ્પના કુકવિઓની કૃતિમાં જોવામાં આવે છે તે સંકુચિત દૃષ્ટિ અને રસિકતાની ખામી સૂચવે છે.

આ પ્રથમ યુદ્ધ પૂરું થયું નહોતું તેટલામાં રાત્રિ પડી અને બધું અંધકારથી છવાયું. વિગ્રહમાં આમ સ્વલ્પ કાળનો વિરામ થતાં કવિ પોતાની કલ્પનાને બીજી દિશામાં દોરી જઈ વિશ્રામ આપે છે. રણભૂમિમાં રક્ષણ માટે જયપાલ એકલો 'ધિમે ધિમે ગતિમન્દ' ફરે છે. સર્વત્ર એવી શાન્તિ છે કે જયપાલ જે 'મધુર શબ્દ' નો ઉચ્ચાર કરે છે તેનો 'પ્રતિઉત્તર' દેનાર 'ઘુવડ ઘોર કરતું ત્યાં રવજે' તે સિવાય બીજું કોઇ નથી. આમ

નિશા, શાન્તિ, રણુતટ, મન્દગતિ, મધુર શબ્દ, ઘોર રવ, એ સર્વના ચિત્ર વડે વિધવિધ વૃત્તિઓના અનુભવ માટે ચિત્તને તૈયાર કરી કવિ એક અતીવ સુન્દર સંગીતક્ષમ રાગધ્વનિ કાવ્ય જયપાળની ઉક્તિમાં મુકે છે. આ કાવ્યમાં ' અણુગણુ તારાવૃંદ'થી ભરેલા અને 'ઘન તિમિર'થી ઘેરાયલા આકાશનું વર્ણન છે, રણુભૂમિની આસપાસની રચનાનું દર્શન છે, દૂર નગરીમાં ઉત્કંઠિત થતી વિરહિણીઓની દશાની કલ્પના છે, દેશપ્રીતિથી જયપાલના ચિત્તમાં થતા ઉદ્વેગનું ચિત્ર છે; અને એ સર્વ અનુરૂપ થઇ મળી જઇ એક સમગ્ર સંદર્ભ બની રહ્યો છે. શબ્દમાં, અર્થમાં, અલંકારમાં અને ધ્વનિમાં આ આખું ગીત એવું રમણીય, મનોહર, અદ્દભુત અને રસપૂર્ણ છે, સંગીતમાં ઉતારતાં તેનો ચમત્કાર એવો અવર્ણનીય છે કે ગુજરાતી સાહિત્યમાં તે અનુપમ છે એમ કહેવામાં જરા પણ અયોગ્ય પ્રશંસા નથી. એમાંની પ્રત્યેક કલ્પના એવી હૃદયંગમ છે કે ઉતારો કરતાં આખા કાવ્યમાંથી કંઇ પણ મુકી દઇ શકાય એમ નથી, તેથી આ સ્થળથી અગાડી જતાં પ્હેલાં એ કાવ્ય જોઇ જવાની વાંચનારને વિનંતિ કરીએ છીએ.

યુદ્ધના પ્રસંગોની વચ્ચે આવેલું અદ્દભુત લાલિત્ય અને ગાંભીર્યના મિશ્રણવાળું આ કાવ્ય વીરરસની ક્ષતિ નથી કરતું પણ ઉલટું તે રસની વૃદ્ધિને પુષ્ટિ આપે છે, અને તે રસ ગ્રહણ કરવામાં ચિત્તને તીવ્ર સામર્થ્ય આપે છે. જેને વિરોધ નહિં પણ વિચિત્રતા કહી શકાય તેની આવી અસરનાં ઉદાહરણ ઉત્તમ કવિઓના કાવ્યમાં જ જડશે. શેકસપિયર અને કાલિદાસની કૃતિયોમાં પ્રેમકથાના અથવા કરુણ રસના વૃત્તાન્તમાં વચ્ચે વિદૂષકના પ્રવેશથી હાસ્ય રસની નિષ્પત્તિ થતાં છતાં રસભંગ થતો નથી પણ રસનો ઉત્કર્ષ થતો જ જોવામાં આવે છે.

આ નાનું રસપૂર્ણ કાવ્ય કૌશલથી યોગ્ય સ્થાને મુકાયું છે છતાં તેમાં પણ કલાવિષયક એક દોષ છે. આખી ઉક્તિ જયપાળની છતાં વચમાં એક કડી જયપાળ વિશે કવિએ કહેલી છે. અને તેના પછીની કડીનો અર્થ સર્વથા સ્પષ્ટ નથી. આ વિશેષતા આ કવિના લક્ષણની જ છે.

જયપાળ આવા વિચારમાં ફરતો હતો એવામાં શત્રુના કેટલાક સૈનિકો આવી પહોંચ્યા, જયપાળે ' કર્યો ધનુષ ટંકાર, '

' રિપુ ઉત્તરમાં જોઈ અશ્વ સેનાને સત્વર
ઉપાડી, અસિ ચળકાટ થયો વહિ જ્યોતિષનો ભર;'

અને

'જય કરીને જયપાળ પવનતન કેતુ પ્રકાશ્યો.'

**નવમા** સર્ગમાં વધારે દારુણ યુદ્ધનો પ્રસંગ વર્ણવ્યો છે. અને, વીરત્વની ઉદાર ભાવનાને ઘટે તેમ મુસલમાનોનું પરાક્રમ પણ કવિએ યોગ્ય રીતે દર્શાવ્યું છે. જ્યાં શત્રુએ ખરા શૌર્યથી જય મેળવ્યો હોય ત્યાં તેને કપટથી જય મળ્યો એમ હારેલાનો પક્ષપાત કરી અન્યાય કરવો એ રસિક-તાને છાજતું નથી. આવાં પક્ષપાતી કાવ્યો, નાટકો અને વાર્તાઓ આ જ કારણથી તૃપ્તિ આપી શકતાં નથી. આ રણક્ષેત્રમાં શહાબુદ્દીને ખરા વીરત્વ-થીજ જય મેળવ્યો હતો, અને આપણા કવિ તેનું શૌર્ય ખરેખરા ચમત્કારી શબ્દસામર્થ્યથી પ્રકટ કરે છે. રજપૂતોના જયનાદ સાંભળી તેણે

'કાઢી ચમકતી તેગ, વીજ કટકા સમ ઝબકી,
જંગી પણ તે જોઇ, રહ્યા ક્ષણમાં તે અભકી.
જે સમશેરે કર્યા રિપુકુળ કાયર પૂરા;
જ્યાં ઝબકી ત્યાં જીત, કતલ કીધા કંઇ શૂરા.
તરુનો ક્ષય જયમ કરે, પડે વિદ્યુત જ્યાં તડપી,
ઇરાનને તૂરાન, જુએ વિસ્મયમાં ઝડપી.'

તુમુલ યુદ્ધ થયું. મુસલમાનોનું 'પયદળ ચઢિયું કોટ' અને 'ધશ્યા ક્ષત્રિના સ્વાર.' બન્ને પક્ષે શૌર્ય દાખવ્યું. શહાબુદ્દીન પણ નિપુણ સેનાપતિ હતો. રજપૂતોને ઘેરવા તેણે અર્ધ વર્તુલાકારમાં સૈન્ય રચ્યું અને પોતે તેના મધ્યમાં રહ્યો. આ સ્થિતિમાં તેનો આવિર્ભૂત થતો પ્રતાપ કવિએ બહુ ભવ્ય ઉપમાઓથી આલેખ્યો છે.

'રચિ વર્તુલનો અર્ધ, ઘેરવા ક્ષત્રિકુળને,
મધ્ય યવન સરદાર, બહુ ફેલાવે બળને;
જયમ રવિ નિજ કર સર્વ, સ્થળે વર્તાવે વિરમી,
પ્રલયકાળનો ઓઘ, પ્રસારે જયમ જળ ઉરમી.'

અલંકારમાં વસ્તુસ્થિતિની સમાનતા ઉપરાંત ભાવનાનું સામ્ય હોય છે ત્યારે જ તે અલંકાર રસનો ઉપકારક થાય છે.

"પ્રાચી દિશામાં નભ રક્ત દીસે,
એ ઠામ શોભા ઉપજી અતીશે;
જાણે પ્રતાપી પરણે ભુપાળ,
આનંદનો આજ ઉડે ગુલાલ."

( દલપતરામ. પ્રભાત વર્ણન. )

આવી ઉત્પ્રેક્ષા રસભંગ કરે છે, કારણ કે ઉપમેયની સ્થિતિમાં જે અદ્‌ભુતતાની ભાવના છે તે ઉપમાનની સ્થિતિમાં લેશમાત્ર નથી, અને તે વિના માત્ર સ્થિતિઓની સમાનતા હોય તે નિરર્થક છે. ભીમરાવની ઉપરની ઉપમામાં આ દોષ નથી, સૈન્યના અર્ધવર્તુલના મધ્યમાં રહી પ્રભાવની અસરથી ચારે તરફ બળ ફેલાવતા યવન સરદારના પ્રતાપને રવિ સાથે અને પ્રલયકાળના ઓઘ સાથે સરખાવવામાં માત્ર સામ્યનોજ લાભ નથી, પણ ઉપમેયમાં રહેલી વીરત્વની ભાવના–ઉત્સાહ–પ્રકટ થવામાં પણ સહાયતા થાય છે અને તેથી જ અલંકારનું સાફલ્ય છે. રસને અનુકૂલ અલંકાર યોજવામાં માત્ર કલ્પનાની ચતુરાઇથી બસ થતું નથી; સામ્ય શોધતાં ભાવનાની પિછાન દિલમાંથી ખસી ન જાય એ રસ જાળવવા માટે આવશ્યક છે. વીર રસ આપણા કવિએ પૂરેપૂરો જાળવ્યો છે એ પરીક્ષામાં આ પુરાવો બહુ ઉપયોગી છે.

જયપાળે અને સમરસિંહે પણ શૂરત્વ દર્શાવ્યું, ભારે કતલ થઇ, અસિનો ચળકાટ થયો, ‘ વરશ્યો શરવરસાદ, ’ પરશુથી અને ભાલાથી અંગ વીંધાયાં, ‘ પડ્યા સરદારો શૂરા, ’ ‘ સમર ભૂમિ ’ તે ‘ યમની જય ભૂમિ ’ થઇ, દૃષદ્વતી નદીમાં ‘ ચાલ્યું શોણિતપૂર ’ આખરે ‘ મહા સમરનો સ્તંભ ચંદપુંદીર કપાયો. ’ તેથી રજપૂતોમાં ‘ પસર્યો બહુ પરિતાપ, ’ અને મુસલ-માનો તક જોઇને ધસ્યા, ‘ રાજકુલ સૈનિકો ’ પડવા લાગ્યા, ક્ષત્રિયોનું ‘ નામ નિપાત ’ પામવા લાગ્યું, તે સુણી ‘ ક્ષત્રિયપતિ ’ પોતે ‘ ધસ્યો સ્વકુલની સાથ. ’

‘ લઇ સુભટ ચઢ્યો પૃથિરાય હયે કરી ત્યાં ત્વરા,
ભેટે રિપુ જયમ ભેટે મિત્ર, આવેશમાં આકળા. ’

આ સર્ગમાંનું યુદ્ધવર્ણન વીર્યનું વિરલ ચિત્ર દૃષ્ટિ સમક્ષ મુકે છે. શબ્દશૈલી અને વિક્રમવૃત્તાન્ત એ સર્વની તેજસ્વિતા પ્રતીતિ કરાવે છે કે વીરરસ અનુભવી ન શકનારની કાપાકાપી વિશેની કઢંગી કલ્પનાનું આ પરિણામ નથી, પણ, હૃદય સમક્ષ એ રસ ખરા સ્વરૂપમાં ઉદ્‌ભૂત કરી શકનારની આ કૃતિ છે. યુદ્ધપ્રસંગનો વ્યૂહ, અનુક્રમ, સેનાપતિઓની દૂર દૃષ્ટિ, સૈન્યોની ત્વરિત ગતિ, ટુકડીયોના સામટા હલ્લા, તેમજ છુટક દ્વંદ્વ-યુદ્ધોમાંથી અમુક પસંદ કરી તેની આપેલી વીગત, આ સર્વ કવિની યુદ્ધવૃત્તાન્ત વિશેની માહીતી તથા તેમાંથી રસિક ભાગ પારખી કહાડી તે વર્ણવવાની

ઉજ્જવલ ભાવના પણ વિદ્યમાન હતી તે વાત ખાતરી કરાવે છે કે એક એકથી દૂર જણાતી આ વૃત્તિઓ સાથે પણ હોઇ શકે છે અને બન્ને અદ્‌ભુતતાનું દર્શન આપી શકે છે. રણભૂમિમાં થતી વ્યૂહરચના (tactics) ઉપરાંત વિગ્રહસમયે અનેક ભિન્ન ભિન્ન સ્થળોએ યોજવાના જુદા જુદા ઉપાય ( strategy ) નું વર્ણન આ કાવ્યમાં નથી; પરંતુ એવી અગમચેતી પૃથુરાજે વાપરીજ નહોતી તેથી તેનો પ્રસંગ નહોતો.

કાવ્યમાં પ્હેલા સર્ગ પછી નવમા સર્ગની પદવી છે અને ઉત્તમતાના કેટલાક અંશમાં આ સર્ગ પ્હેલા સર્ગની લગભગ સરખો છે.

**દસમા** સર્ગમાં પૃથુરાજ અંતે પોતે યુદ્ધ કરવા ચઢ્યો તેનું વર્ણન છે.

'ચઢ્યો રણે ત્યાં પૃથુરાય જ્યારે,
સશસ્ત્ર શૌર્યે દ્યુતિમાન ભારે;
પ્રતાપથી શોભિ સમગ્ર સૃષ્ટિ,
થઇ શિરે દિવ્ય સુપુષ્પ વૃષ્ટિ.'

બીજી લીટીની દ્યુતિ પ્રશંસનીય છે. પરંતુ, ચોથી લીટીની અસંભવિત કલ્પના કવિને પોતાને વાસ્તવિક રીતે અમાન્ય હોવાથી કવિત્વની હાનિ કરે છે. આ તથા નાગાસ્ત્રની, શિવમંત્રની, વગેરે અસંભવિત કલ્પનાઓ સંસ્કૃત શિષ્ટ ગ્રન્થકારોની પદ્ધતિના અનુકરણ સાથે આવી ગઇ છે એમાં સંદેહ નથી.

**પાણીપતના** મેદાનમાં બહુ દૂર પ્હોંચતાં પરિણામ વાળો બનાવ બનવાનો સમય પાસે આવતાં કવિની લાગણી તીવ્ર થાય છે, અને પૂર્વે જે ક્ષેત્રમાં બ્રહ્મવિધાન ગાયું હતું તેને, સુપ્રસિદ્ધ 'બંધુવૈરે કુટિલ ક્રિયાથી' ભારતનું વંશપરંપરાનું 'શ્મશાન' થયેલું કહી કવિ વિષાદનો ઉદ્‌ગાર કરે છે. 'અંત્ય ક્ષણનું વૃથા બળ' જણાવી ક્ષત્રિયો પડ્યા અને 'મહાવીર' પૃથુરાજ ધસ્યો તે સમયે એવો વીર છતાં પૃથુરાજ શહાબુદ્દીનથી પરાભવ પામવાનો હતો તે લક્ષમાં લઇ કવિ રૂપક કલ્પે છે કે સોળે કળાવાળો છતાં પૃથુરાજ શશાંક હતો અને શહાબુદ્દીન 'રવિ સમો ઘોર વિભાવધારી' હતો. આમ પોતે હજી સુધી પૃથુરાજને આપેલું શ્રેષ્ઠત્વ ઓછું કરી કવિ સખેદ વૃત્તિથી પૃથુરાજના માનભંગનો કાળ સમીપ આવેલો સૂચવે છે, અને તેમ કરતાં પણ અલંકાર વડે રુચિરતા સાચવી રાખે છે. પ્રતાપમાં ઉતરતો છતાં ચંદ્ર આહ્‌લાદક છે અને વધારે તેજવાળો છતાં સૂર્ય ઉગ્ર છે એ દૃષ્ટિબિન્દુ અગાડી કરી કવિ આ સમય વિશેની પોતાની વૃત્તિ સૂચવે છે, પરંતુ, શહાબુદ્દીન તરફ કવિની ઉદાર વૃત્તિ ઓછી થઇ છે એ ગુપ્ત નથી

રહેતું. યુદ્ધમાં કંઇ પણ છળ થયેલું ન છતાં કેસરિયાં કરવા નિકળેલો પૃથુરાજ શહાબુદ્દીનને કહે છે કે તે 'ક્ષત્રી વિધાત કપટે કરી ફૂટ કીધું.' આ વચનો પૃથુરાજની પોતાની ક્રોધવૃત્તિ દર્શાવવા મુકયાં છે અને કદાચ હેતુ પણ તેટલો જ હશે, પરંતુ શહાબુદ્દીનને દાનવનો પતિ કહેવામાં અને ઘોર કર્મ કર્યાં તેથી તે 'ઘોરી' કહેવાયો એ ખોટી વ્યુત્પત્તિને ઉત્તેજન આપવામાં અન્યાય અન્તર્ગૂઢ રહેલો જ છે. પૃથુરાજના અંત સંબંધમાં ચંદ બારોટનો વૃત્તાન્ત કંઇક સ્વીકારી પૃથુરાજને ગિઝની લઇ જઇ ત્યાં તેના તરફ શહાબુદ્દીને આચરેલી નિર્દય અને ત્રાસદાયક વર્તણુક વર્ણવી શહાબુદ્દીનને માટે પરુષ શબ્દ કહ્યા છે, તે સામે આ વાંધો નથી, કેમકે શત્રુ તરફનું એવું આચરણ શહાબુદ્દીન સરખા વીરને છાજતું નથી. પરંતુ એ વૃત્તાન્તને ખરો માનવાને કંઇ પુરાવો નથી, અને તેને આધારે કવિયે કલ્પનામય રચના કરી નથી તથા તે ટુંકામાં જ કહી દીધો છે; તો તે સ્વીકારવાની શી જરૂર હતી તે સમજાતું નથી.

પરંતુ કવિના ચિત્તમાં પ્રધાન થયેલી શોકવૃત્તિ લક્ષમાં લેતાં આ સર્વનો ખુલાસો મળે છે. 'શરનો પુંજ' પ્રકટાવતો અને 'રિપુશિર' ઉપરનો મુકુટ ઉડાવતો પૃથુરાજ 'ધશ્યો શત્રુપર કરી જોર,' પણ આખરે પકડાયો. તે સમયે કવિને એટલી ઉંડી નિરાશા થાય છે કે

'થયો ભરતનો અસ્ત સુરજ તે માઠા દિવસે,
હવે રહ્યા બાયલા, ક્ષત્રિ શૂરો કો ન વસે.'

એવાં સખત વચનોનો તે ઉચ્ચાર કરે છે; અને

'પૃથુ નૃપ પડતે આ, પૃથ્વી થૈ ડોલડોલ;
જળ થળ સઘળામાં, વર્સતો શોકરોળ.'

એવી વૃત્તિ અનુભવનારને એ ઉદ્ગાર અસ્વાભાવિક નથી.

**અગીઆરમા** સર્ગે કાવ્ય પુરું થાય છે. વીરરસ કથા પૂરી થઇ છે અને હવે માત્ર કરુણવૃત્તાન્ત જ કહેવાનો બાકી રહ્યો છે. શોકકથા માત્ર પૃથુરાજના અંત વિશે જ કહી છે. પૃથુરાજના અંતથી જે ઐતિહાસિક પરિણામ થયાં તે વિશે કંઇ પણ કહ્યા વિના કાવ્ય સમાપ્ત કર્યું છે તે નવાઈ જેવું લાગે છે. પૃથુરાજનો પોતાનો વૃત્તાન્ત જ આ કાવ્યનો વિષય છે, તેથી વધારે વિસ્તારની જરૂર નહોતી એમ કદિ લાગશે, પરંતુ કાવ્યના પ્હેલા સર્ગમાં આખા ભારતવર્ષના ઇતિહાસને ઉદ્દિષ્ટ કર્યો છે અને તે દેશ તરફની લાગણી ખાતર આ પ્રયાસ કર્યો છે એમ સૂચવ્યું છે, તે લક્ષમાં

લેતાં દેશની દુર્દશાનો જે વિષય કાવ્યને અંતે ઉત્પન્ન થયો છે તેના ખેદ પૂર્ણ વૃત્તાન્ત વિશે કંઇ પણ સૂચના કરી નથી એ કંઇ વિચિત્ર તો લાગે છે જ. સંસ્કૃત મહાકાવ્યમાં નાયકના પોતાના વૃત્તાન્તને અપાતા પ્રાધાન્યના નિયમથી આ ઐતિહાસિક અંશની ઉપેક્ષા થઇ છે એમ સંભવે છે.

પૃથુરાજના નાશની 'કારમી દુખવાર્તા' સાંભળી તેની રાણી સંયુક્તા વિવ્હલ થઇ અસહ્ય વેદનાથી પીડાતી 'મુકી કંઠ' રુદન કરવા લાગી, તે જોઇ દાસીજન તથા પુરવાસીઓ પણ રુદન કરવા લાગ્યાં,

'સહુ રોયાં ન રહ્યાંજ રોકતે.'

તે પછી કવિ કહેછે કે એ રુદનસ્વર એટલેથી જ અટક્યો નહિં.

'ધ્વનિ તે પસર્યો સ્થળે સ્થળે,<br>
સુણી રોયાં વનવૃક્ષ વેલિયો;<br>
મૃગ પંખી રહ્યાં જ સ્તબ્ધ તે,<br>
પછી રોયાં ચિત શોક તો થયો.'

એટલું જ નહિં પણ,

'કરીને પરદો પયોદનો,<br>
મુખ ઢાંકી રવિ ગુપ્ત તે રહ્યો'

ચારે દિશાએ વાદળનાં યૂથ ફરી વળ્યાં, 'સૃષ્ટિ બહુ રોઇ વારિથી,' ગર્જના અને વીજળીનો ભારે ઉત્પાત થયો, પ્રત્યેક દિશામાં પવન ક્ષણે ક્ષણે નિ:શ્વાસ મુકી પ્રમત્ત થઇ વહેવા લાગ્યો, 'ઉદધી ઉલટચો તરંગથી,' 'ઉલટી સરિતા વહી બધી' 'નગ દાખે ઝરી ખેદ આપણો;' અને એ રીતે સર્વ પ્રકૃતિમાં શોક પ્રવર્તી રહ્યો. હવે, ખરી વાત એ છે કે વાસ્તવિક રીતે આવું કંઇ પણ બન્યું નહોતું અને પ્રકૃતિમાં કંઇ પણ શોક પ્રસર્યો નહોતો. મનુષ્યોમાં બનતા બનાવનું જ્ઞાન જડ પ્રકૃતિને થવું અશક્ય છે, અને મનુષ્યોના સુખદુ:ખને સમયે પ્રકૃતિને કંઇ પણ સમભાવ (sympathy) થઇ શકતો નથી. ત્યારે, સત્યના આવા એક મ્હોટા તત્ત્વની વિરુદ્ધ કલ્પના કરવામાં અકવિત્વ નથી ? પ્રકૃતિમાં બનતા અને દેખાતા બનાવોથી મનુષ્યોને જે વિવિધ લાગણીઓ થાય છે તેના વર્ણનમાં આ દૂષણ નથી, કેમકે વાસ્તવિક રીતે થતી લાગણીઓ તેમાં દર્શાવવામાં આવે છે. વળી, શોક-ગ્રસ્ત મનુષ્યને પ્રકૃતિના બનાવોમાં પોતાના દુ:ખની છાપ જણાય, હર્ષપૂર્ણને

સર્વત્ર ઉલ્લાસ જણાય, એ વૃત્તિમાં પણ આ દૂષણ છતાં તે ક્ષન્તવ્ય છે કારણ કે ચિત્તક્ષોભને સમયે એવી વૃત્તિ વાસ્તવિક રીતે થવાનો સંભવ છે અને તેટલો અંશ કવિત્વને અનુકૂલ છે. પ્રકૃતિના શોક અને સમભાવનું ઉપરનું વર્ણન કવિએ વિહ્વલ થયેલી સંયુક્તાની વાણીમાં મુક્યું હોત તો આ રીતે તેનો બચાવ થઇ શકત. પરંતુ જ્યારે કવિ પોતે પોતાની તરફથી વર્ણવે છે કે એ બનાવો તે સમયે પ્રકૃતિમાં બન્યા ત્યારે તો આ કલ્પનાને Pathetic Fallacy (=વૃત્તિમય ભાવાભાસ) કહેવો પડશે; અર્થાત્ અમુક સમયે માનવ વ્યક્તિની જે અમુક વૃત્તિ હોય તે પ્રકૃતિમાં પણ દૃશ્યમાન થતી માની લેવાની ભૂલ આવા વિચારમાં રહેલી છે.

પ્રકૃતિના બનાવો અને મનુષ્યના મનની લાગણીઓનો સંબંધ કવિતામાં કરવામાં એ બનાવો તેમ જ લાગણીઓના બે પ્રકાર લક્ષમાં રાખવા યોગ્ય છે—આકસ્મિક અને શાશ્વત. ધરતીકંપ, ઘનગર્જન, પ્રચંડવાત, ઇત્યાદિ પ્રકૃતિના બનાવો આકસ્મિક છે અને તેમને મનુષ્યોના શોક, હર્ષ, ક્રોધ, ઇત્યાદિ આકસ્મિક લાગણીઓના ઉદ્ભવ સાથે કંઇ જ સંબંધ નથી; મનુષ્યોમાં એવી લાગણીઓના પ્રસંગ થાય ત્યારે પ્રકૃતિમાં એવા બનાવો બને એ સત્યવિરુદ્ધ છે અને કવિતામાં એવી કલ્પના કરવી એ દોષ છે. પરંતુ, સૌન્દર્ય, ગાંભીર્ય, આનન્ત્ય, આનંદ, ઇત્યાદિ ભાવનાઓ શાશ્વત છે, મનુષ્યના આત્મામાં એ ભાવનાઓ સ્વભાવથી શાશ્વત છે. તેમ જ પ્રકૃતિમાં પણ પુષ્પમાંથી સૌન્દર્ય, પર્વતમાંથી ગાંભીર્ય, આકાશમાંથી આનન્ત્ય, પક્ષીના કૂજનમાંથી આનંદ, ઇત્યાદિ ભાવનાઓ પ્રાદુર્ભૂત થતી મળી આવે છે, અને મનુષ્યને એ દર્શન થાય છે તે 'વૃત્તિમય ભાવાભાસ'થી નહિ; પણ, પ્રકૃતિ અને મનુષ્ય બન્નેના કર્તાએ એ ભાવનાઓ ઉભયમાં મૂકેલી હોવાથી અને પ્રકૃતિમાંથી થતું એ ભાવનાઓનું દર્શન મનુષ્યની ભાવનાઓને પુષ્ટ કરે એવો તેનો હેતુ હોવાથી આ પ્રકારે પ્રકૃતિના બનાવોનો મનુષ્યની ભાવનાઓ સાથે સંબંધ થાય છે. આ સંબંધ જોઇ પ્રકૃતિ સાથે ચિત્તને એકરૂપ કરવામાં અકવિત્વ નથી, પણ વર્ડ્સ્વર્થ સરખાઓએ દર્શાવ્યું છે તેવું ઉચ્ચ સત્યાનુસારિ વિરલ કવિત્વ છે *

---

* વર્ડ્સ્વર્થની કવિતાના આ સ્વરૂપની ચર્ચા Rev. Stopford A. Brooke કૃત Theology of the English Poets એ ગ્રન્થમાં વિસ્તારથી કરેલી છે.

પ્રકૃતિના જે બનાવો હમેશ નિયત પ્રકારે બન્યા જાય છે તેમાં મનુષ્યોના જીવનમાં બનતી વિવિધ આકસ્મિક સ્થિતિઓ પ્રમાણે મનુષ્યોની તે તે કાળની વૃત્તિનો આરોપ કરવો એમાં પણ ઉપર જેવી જ ભૂલ છે. અસ્તકાળે સૂર્યનું બિમ્બ નિત્ય લાલ થાય છે. વાદળાંમાંથી નિયમ પ્રમાણે વર્ષાદ પડ્યો જાય છે, વૃક્ષો ઉપરથી પુષ્પો સદૈવ ખરે છે. તે છતાં, કોઇ વેળા અમુક મનુષ્યોને વિપત્તિ કે અન્યાયનો પ્રસંગ આવ્યો હોય ત્યારે તે કારણથી સૂર્ય સમભાવથી લાલ થયો છે એવી કલ્પના કરવી, અથવા શોકનો પ્રસંગ હોય ત્યારે વર્ષાદને કે ખરતાં ફૂલને પ્રકૃતિનાં આંસુ કહેવાં અને હર્ષનો પ્રસંગ હોય ત્યારે ધન્યવાદનો ઉપહાર કહેવાં, એ આ પ્રમાણે કવિત્વહીન ભ્રાન્તિજ છે. મનુષ્યની લાગણીઓનો સંબંધ કંઇ પણ લીધા વિના પ્રકૃતિના બનાવોને જુદે જુદે વખતે જુદી જુદી ઉપમાઓ, રૂપકો, ઉત્પ્રેક્ષાઓ વગેરે અલંકારથી જુદા જુદા પ્રકારનું કલ્પિત સામ્ય આપવું એમાં આ દોષ નથી, કારણકે અમુક ઉપમેયને નિત્ય અમુક ઉપમાન સાથેજ સરખાવાય એવો કોઇ નિયમ નથી, અને એવો નિયમ કવિત્વની હાનિ જ કરે.

પશુ પક્ષીઓની ગણના પ્રકૃતિમાં જ કરવામાં આવે છે, પરંતુ પશુ-પક્ષીઓમાં ચૈતન્યનો કંઇક અંશ હોવાથી તેઓ કોઈક વેળા મનુષ્યો સાથે સમભાવ થઇ શકે છે. કોઇક વાર મનુષ્યો સાથેના સહવાસથી પશુપક્ષીઓમાં મનુષ્યોની લાગણી જાણવાની શક્તિ આવેલી હોય છે, અને કોઇક વાર મનુષ્યની લાગણી પશુપક્ષીઓથી પણ સમજાય એવી સ્થિતિ હોય છે. રઘુ-વંશના ૧૪ મા સર્ગમાં કાલિદાસે કલ્પના કરી છે કે રામે પરિત્યાગ કરેલી વનમાં એકલી પડેલી સીતાનું આક્રન્દયુક્ત રુદન સાંભળી સમદુઃખભાવથી મયૂરોએ નૃત્ય બંધ કર્યું, અને હરિણીઓએ મુખમાં લીધેલા દર્ભ છોડી દીધા, એ કલ્પનાનો કદાચ આ રીતે બચાવ થઈ શકશે કે અરણ્યમાં એ ઉંચે સ્વરે કરેલું રુદન પશુપક્ષીઓથી સમજાયું હતું. એ જ શોકવૃત્તિથી વૃક્ષોએ કુસુમોના ત્યાગ કર્યો એ કલ્પના એ શ્લોકમાં છે તે તો ઉપર કહ્યા પ્રમાણે દોષયુક્ત જ છે.

કવિ આ પછી સંયુક્તાનો વિલાપ વર્ણવે છે, અને એ વિલાપનાં વચનો હૃદયને ખરેખરું કરુણાર્દ્ર કરે છે. કાલિદાસની કૃતિઓમાંના બે સુપ્રસિદ્ધ વિલાપનાં વચનોની છાયા કંઇક કંઇક દૃષ્ટિગોચર થાય છે, પરંતુ કવિની પોતાની કલ્પના પણ ઋજુ અને અસરકારક છે.

અબળા તજી એકલો ગયો,<br>
વચમાં તે પણ સાંભરી નહિ;

પ્રિય નિર્દય એટલો થયો,
કદિ જેણે કટુ વાણી ના કહી.'
'કરી આ પિયુ આજ પારકી,
"તું જ મારી" બહુ તેં કહી કહી;
પતિને વશ જે કરી સકી,
તજવે તે નિરુપાય જો રહી.'

આ વચનોમાં પાત્ર તથા સમયને ઉચિત જે સાદાઇ છે તેમાં જ કંઇ રસમયતા રહેલી છે. 'આધાર વનાની એકલી' પડેલી, પ્રિયના પુનર્દર્શન માટે વૃથા યાચના કરતી, 'અતિ આકુલ ચિત્ત' વાળી સંયુકતાને લાગે છે કે

'રવિનું તેજ પડે ઉદાસીમાં,'

તથા

'નહિં જો રસ વસ્તુને વિષે,
ઉલટા તે ગુણ સર્વમાં થયા;
જલ વહ્નિ સમાન જો દીસે,
દમતી તાપ સમાન ચંદ્રિકા.'

આ કલ્પના કરુણરસથી પૂર્ણ છે. વાસ્તવિકતાના અભાવનો દોષ એમાં નડતો નથી, કારણ કે ઉપર કહ્યું તેમ સંયુકતાને ખરી રીતે એવી વૃત્તિ થાય એ સંભાવ્ય છે. રસિક સંભવો પસંદ કરવા એ કવિનું કર્તવ્ય છે.

રાજ્ઞીને ધૈર્ય તથા આશ્વાસન આપવાના પ્રયત્ન વ્યર્થ ગયા અને અંતે તે સતી થઇ બળી મરવાનો નિશ્ચય કરે છે. ભાલ કુંકુમથી સુશોભિત કર્યું, મૌક્તિકનો હાર પ્હેર્યો, મંગળ વસ્ત્ર ધારણ કર્યાં, અને

'ધરીને પરિધાન અન્તનાં,
કરી ધૂપાર્ચિ પ્રદીપ્ત જ્યોતિમાં,
પિયજે શિર કર્ણિકારનાં,
કુસુમે તે સતી ચાલી દ્યોતમાં.'

પૃથુરાજની કથા આ બળતી ચિતામાં પૂરી થાય છે, તેની સાથે ઘણી વસ્તુઓ પૂરી થાય છે. પૃથુરાજની રાણી સંયુક્તા અગ્નિમાં નષ્ટ થઇ, તે કવિ કહે છે કે

'જાણે ગઇ સહજ ભારતની પ્રતિષ્ઠા.'

"આ લીટીએ કાવ્ય સમાપ્ત થાય છે, અને કાવ્યના અવલોકનનો પણ અહીં ઉપસંહાર કરી લઇશું. કાવ્ય રસથી પરિપૂર્ણ છે. તેમાં કલાની કેટલીક

ખામી છે, વ્યાકરણના કેટલાક દોષ છે, વાક્યરચના કેટલીક ક્લિષ્ટ છે, અલંકાર કેટલાક અસ્પષ્ટ છે, કલ્પનામાં કેટલેક ઠેકાણે અસંભવદોષ છે, શબ્દો કેટલેક ઠેકાણે રુચિને ખિન્ન કરનારા છે. પરંતુ એ દોષથી કાવ્યના ગુણ ઢંકાઇ જતા નથી. સૌન્દર્ય, લાલિત્ય, લાવણ્ય, એ **ભી**મરાવની કૃતિનાં* અપ્રતિમ લક્ષણ છે. એનાં ઉદાહરણ ઉપર અનેક આપ્યાં છે. **ભા**રતવર્ષની પ્રશંસા કરતાં કવિ કહે છે.

'જ્યાં ગૌર જૂઇ ધરિ ભારત અંગનાનાં'
સૌન્દર્ય કોડ ભરિયાં સમતા વિનાનાં.'

( પરિશિષ્ટ ).

કવિની આ વાણીમાં જે 'કોડ ભરિયું સૌન્દર્ય' છે તે ગુજરાતી સાહિત્યમાં ખરે 'સમતા વિનાનું' જ છે. અદ્દ્ભુત રસ, વીરરસ, સમર્થ શબ્દપ્રભાવનો ચમત્કાર, મહત્તાને ઘટે તેવી ઉદારતાની ભાવના, આ સર્વ અંશ પણ તેમની કૃતિમાં ઉત્તમ અને પ્રસંસનીય છે. વીરરસ અનુભવનાર ઉમદા દિલને ઘટે તેવી દેશપ્રીતિ પણ તેમની કૃતિમાં અનેક સ્થળે દર્શન દે છે.

'સત્ય સનાતન રાખવી રે કુલભૂમિની મરજાદ;
સહજ જતી સભાળવી તે મોંઘી માત પિતાની લાજરે.'

ક્ષત્રિયવીર **જ**યપાળના મુખમાં મુકેલી આ ઉક્તિમાં એ વૃત્તિ પૂર્ણતાથી પ્રકટ થાય છે. કાવ્યમાં જે ખુબીઓ છે તેની પરીક્ષા કરવામાં આ દિગ્દર્શન સહાયભૂત થશે એવી આશા છે.

**ભી**મરાવની આ મુખ્ય કૃતિ પ્રકટ થવાને પ્રસંગે તેમની બીજી કૃતિયો વિશે થોડુંક કહેવું ઉચિત છે. **મે**ઘદૂતના તેમણે કરેલા ભાષાન્તર વિશે કેટલાંક વર્ષ ઉપર વિસ્તારથી ચર્ચા થઈ છે તેથી અહીં તેનું અવલોકન કરવાની જરૂર નથી. અમે ઉપર દર્શાવેલા ગુણ અને દોષ **ભી**મરાવની બધી કૃતિયોમાં છે. તેમાંથી એકલા દોષ જ જોઈ શકનારની ગુણ પર થતી વિમુખતા શોચનીય છે એટલું જ કહેવું બસ છે.

---

* તેમની આકૃતિ પણ તેવી જ લાવણ્યયુક્ત હતી. શાળામાં સહાધ્યાયીઓ તેમને Lady of the Lake કહેતા. **મિ**લ્ટનને પણ યુનિવર્સિટિમાં Lady of Christ Church College કહેતા, એ વૃત્તાન્તસામાન્ય વિચિત્ર ભવ્ય પ્રતાપ સાથે **મિ**લ્ટનની કૃતિમાં લાવણ્ય પણ પરિપૂર્ણ હતું, એની વિસ્મૃતિ થવા ન દેવાને Comus પર્યાપ્ત છે.

પુસ્તકાકારમાં બ્હાર પડેલી તેમની બીજી કૃતિ તે "દેવલદેવી" નાટક છે. **ભી**મરાવ પોતે જ એ પુસ્તકની પ્રસ્તાવનામાં લખે છે તેમ 'નહાની ઉમ્મરમાં લખાયલી પદ્ધતિના જેવી એમાં પદ્ધતિ જણાઇ' આવે છે, અને 'જેવું લખાયલું તેવું તે વાચકના સમક્ષ મુકવામાં આવ્યું છે.' **ભી**મરાવમાં સર્વાનુભવરસિક કવિત્વ હતું નહિં. અને કેટલીક છુટક કવિતા સિવાય આ ગ્રંથમાં બીજું કંઇ આકર્ષક નથી.

આ સિવાય તેમની બીજી કૃતિયોમાંથી કેટલીક છુટક પ્રસિદ્ધ થયેલી છે. તેમાં "**લા**વણ્યમયી" અને "જ્યુબિલી (વિનોદિની)" એ બે કાવ્ય બહુ ઉત્તમ પંક્તિનાં છે. **લા**વણ્યમયી દેશભક્તિથી અને દેશોત્કર્ષના ઉત્સાહ-થી પરિપૂર્ણ છે. એ કાવ્ય 'સૂતાલોક' ને ઉદ્બોધન રૂપ છે. કવિ સર્વને સ્મરણ કરાવે છે કે 'અરુણ તરુણ આ ઉદય થયો,' 'સૂર્ય ઉદય આ ભાસે,' અને

'વિભુવર્ણન ઉપકારસ્મરણ કરિ નમન મનન દિનરાત,
જન સુખકારક ભવ-ઉદ્ધારક ઉદય ઉદય વિખ્યાત,
કાર્ય સફળ શુભ કરતો.'

એવો એ અરુણોદય છે. એ શુભ ચિહ્ન દર્શાવી કવિ 'સંપ સજવાનો અને 'મહદ્દયશનાં મહાકર્મો' કરવાનો ઉપદેશ કરે છે.

'ઉદ્ભવ કરતો દુઃખ સંહરતો પ્રગટયો ધર્મસમાજ
ક્લેશકલહલય કરતો.'

એ મ્હોટા બનાવ ઉપર લક્ષ ખેંચી 'ધર્મ વધારો શુભગુણ ધારો,' 'ધુવો દુરિત સહુ શ્યામ,' 'નિરાશા નિંદ્ય નકામી.'

'ઉઠો ઉઠો અજ્ઞાનનિવારણ શૌર્યબળે ભડવીર!
ભય કરિ દૂરજ ધૈર્ય ધરો તો તેથિ થવું તરિ તીર,
સુધીર સુલક્ષણ નરનું.

ડુબ્યું ડુબ્યું જન આવિ ઉગારો ધર્મ વિષે કશિ ઢીલ?
વિદ્યા સંપત વીર્ય વધારી પુરુષ સ્ત્રિયોનાં શીલ,
એ નાગરનિ વિભૂતિ.'

એવો ઉદાત્ત અને ઉત્તેજક બોધ કરે છે. ઉચ્ચ ભાવનાઓથી જેવું આ કાવ્ય ઉત્કૃષ્ટ છે તેવું જ તે રાગવાહિ સંગીતથી લાવણ્યમય છે. રચના લાંવણીની છે, અને 'લાવણી એટલે જેમાં લાવણ્ય હોય તે' (દેવલદેવી) એ વ્યુત્પત્તિ લઇ પદ્યને **લા**વણ્યમયી નામ આપ્યું છે. લાવણીમાં ઉતરતા

દરેજાની કામવિષયક રચનાઓ સાધારણ રીતે થાય છે તેથી એ શબ્દ પ્રાકૃત વર્ગને જ ઉચિત ગણાતો થયો છે, એ પણ નામ બદલવાનું કારણ જણાય છે. લાવણ્યમયીની ચાલ પણ કવિની પોતાની વિશેષ છે. ગરબીમાં લાલિત્ય સાથે મૃદુતા હોય છે તેથી પ્રોત્સહક વિષયો માટે ગરબી અનુચિત હોય છે. લાવણ્ય સાથે સશક્તતા લાવણીમાં આવી શકે છે, અને લાવણીનું આ સામર્થ્ય કવિએ બનાવેલી આ ચાલમાં પરિપૂર્ણ થયું છે એ તેના સંગીતથી જણાઇ આવે છે. છંદોમાં અને વિશેષે કરી અક્ષરમેળ છંદોમાં આ સામર્થ્ય આવી શકતું નથી; માટે, પદબંધમાં નવી પદ્ધતિઓ રચવાનો આ માર્ગ અનુકરણ કરવા યોગ્ય છે.

"જ્યુબિલી ( વિનોદિની )" એ કાવ્ય સને ૧૮૮૭ માં આપણાં માનનીય કૈસરેહિન્દ મહારાણી વિક્ટોરિયાની જ્યુબિલીને પ્રસંગે રચેલું છે. આખા કાવ્યમાં એ પ્રતાપી 'રાજાધિરાજ્ઞી' ને વસંતતિલકા વૃત્તમાં સંબોધન છે, અને તેમાં કવિની ઉચ્ચ અને ગાઢ રાજભક્તિ પ્રકટ થાય છે. તે ઉપરાંત, જેણે 'સિંહાસનાસ્પદ થઇ' નિરંતર 'રાજા પ્રજાનું અતિશે હિત ચિંતવ્યું' અને

'લીધું અમૂલ્ય પદ જોડ બિજી વિનાનું,'

તેણે આ દેશપર કરેલા ઉપકાર માટે કૃતજ્ઞતા; તેના શાસનમાં રાજ્યનો પ્રતાપ. પ્રજાની સમૃદ્ધિ, અને સૈન્યનો વિજય, એ સર્વનું યશઃખ્યાપન; અને તેના રાજ્યને 'સંવત્સરાર્ધશત પૂર્ણ થયો' તે પ્રસંગે સર્વત્ર વ્યાપી રહેલા આનંદ અને ઉલ્લાસનું વર્ણન: એ વિષયોનો આ કાવ્યયમાં સમાવેશ થયો છે. કાવ્યની ભાષા સુંદર તેમ જ પ્રૌઢ છે અને તેમાંના અલંકારોમાં અસાધારણ રમ્યતા છે.

'જે કામ કામ રઝળ્યો શુભ પાત્ર કાજે,
તે કોહિનૂર તુજ વેણિ વિષે વિરાજે;
જાણું ન તે થકિ શું વેણિ સમૂહ શોભ્યો,
કે તે કિરીટમણિ જે નમિ શીર્ષ થોભ્યો !'

આ કલ્પના ખરેખરી અપૂર્વ છે, અને એમાં કોહિનૂરનું તેમ જ મહારાજ્ઞીના પ્રભાવનું અપ્રતિમત્વ બહુ વિરલ પ્રકારથી પ્રકટ કર્યું છે. તે છતાં કલ્પના એવી સુઘટિત છે કે હૃદયની પ્રતીતિ તે એકદમ કરાવે છે. ગુજરાતી કાવ્યસાહિત્યમાં અદ્‌ભુત ચમત્કારવાળા જે થોડા શ્લોક છે તેની પંક્તિમાં આ શ્લોકની પદવી નિઃસંશય છે.

જે માંગલિક અવસરે ‘ હર્ષોત્સવે વિલસતી ભરતાગ્રભૂમિ ’ તે સમગ્રે મહારાજ્ઞીની સ્થિતિનું

‘ આહ્‌લાદકારિણી વડિ જનમાંહિ એવી,
ખીલ્યા વસંત વચલી શશિકાન્તિ જેવી.’

આ વર્ણન અતીવ મનોહર છે. એ પ્રતાપી રાજ્ઞીએ ‘ દેશોન્નતિ કરિ સુજીવનદાસ્ર આપ્યાં, ’ ‘ વિદ્યાતણો વિમળ જ્યોતિ દીધો વધારી, ’ અને ‘ માતૃભક્તજનનાં ભવકષ્ટ કાપ્યાં, ’ એ સર્વ યશોગાન ‘ પ્રેમોર્મિયે ’ કરી અને નરનારીનું તેના પદમાં વંદન જણાવી કવિ તેના સૈન્યોનો વિજય વર્ણવે છે:

‘ તેં શૌર્ય પોષ્યું અતિ ઉત્કટવીર પ્રેર્યા,
શત્રુ વિદારિ નગતુલ્યજ કોટ ઘેર્યા; ’
‘ સત્યોચ્ચયે બહુ પ્રકાર વિકાર મારી,
તું સત્ય આજ થઇ, જો ! વિજયાકુમારી.’

આમ આખું કાવ્ય સૌન્દર્ય, ચારુત્વ અને ગૌરવથી પૂર્ણ છે.

**ભી**મરાવનાં અપ્રસિદ્ધ કાવ્યોનો સમુદાય ઘણો મ્હોટો નથી, અને સર્વ રાગધ્વનિ સંગીતકાવ્યો હોઇ છુટાં છુટાં અને ન્હાનાં ન્હાનાં છે. સર્વમાં સ્થળે સ્થળે કવિની રસિકતા અને સૌન્દર્યભાવનાનું દર્શન થાય છે. એ સમુદાય કોઇ દિવસ પ્રસિદ્ધ થશે એમ આશા રાખી અહીં એમાંથી એક બે ઉતારા કરવા એ જ બસ છે.

‘ દીપતે કપાળ મોતિ સેરડી રે લોલ,
કંકુ ચંદ્ર શોભતો રસાળ, કાળિ ભમ્મરે રે લોલ; તાળિ દેતાં૦
ચક્ષુ ચંચળા તે ચાલિ ચિત્તથી રે લોલ,
વદન નમ્રમાંહી કુંળા ગાલ, બાલ શોભતીરે લોલ; ટેક.

* * * * * * *

પુષ્પ પડયાં ગુલાલ ઊડતે રે લોલ,
ચિત્ર વિના ચિતરી અગાસી, શીશ છે શશીરે લોલ; ટેક.

* * * * * * *

સારંગી ને સતાર બોલતાં રે લોલ,
ખેલતે ખિલ્યા ગુલાબી ગાલ, દિસે ફૂલડાં રે લોલ; ટેક.

નાદ મોરલી તણા સોહામણા રે લોલ,
ઘૂઘરી પગે કરે અવાજ, સાજ વાજતાં રે લોલ; ટેક.'

"પ્રેમોત્સવ."

'સુનેરી ચંપાનાં વન કદળિ ને કેતક તણાં,
શિરીષે સોહન્તાં, જુઇ પણ વળી જાસુસ ઘણાં;
લતા લ્હેકી લ્હેકી, ખરતિ ફુલડાં ફાલ કરતી,
રૂપાળી બાળા શું, મધુર મુખથી શબ્દ કરતી.'

"આબુ."

આ રસજ્ઞ કવિની મનોરમ અને ઉન્નત કૃતિ વાચક સમક્ષ મૂકતાં અમારી ખાતરી છે કે અમારી પેઠે વાચક પણ કવિએ નારદની વીણાને કહેલાં વાક્ય કહી કવિની કવિત્વપૂર્ણ વાણી પ્રતિ ઉદ્ગાર કરશે કે

'ગા તું ફરી અતુલ ગાયન એક વેળા,
હે દિવ્ય વાદ્નિનિ! તુંને અમરો વરેલા.

* * * * * *

માટે તું ગા ફરિથિ એક જ વાર રુડું,
કેવી પ્રસન્ન! તુજમાં રતિરુપ ઊંડું.'

પરંતુ એ યાચના કરવી વ્યર્થ છે!

અમદાવાદ
૧૯૮૭

રમણભાઈ મહીપતરામ નીલકંઠ.



# શુદ્ધિપત્રક.

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૩૨ | ૧ | મરણે | ભરણે |
| ૪૬ | ૭ | નવનવા | નવાનવા |
| ,, | ૮ | તે સભા | તે સમા |
| ૬૬ | ૩ | કાળ કાળાં | કાળાં |
| ૧૦૫ | ૫ | ઇન્દ્રયજીત | ઇન્દ્રિયજીત |
| ,, | ૬ | ઇન્દ્રિજીત | ઇન્દ્રજીત |
| ૧૨૧ | ૫ | ચિત્તની | ચિતની |
| ૧૨૨ | ૯ | કામ્યન | કાઞ્ચન |
| ,, | ,, | કામ્યને | કાઞ્ચને |
| ૧૩૨ | ૬ | વધ | વધૂ |
| ૧૬૦ | ૧ | દ્હોરે, | દ્હોરો, |
| ૧૭૮ | ૨ | શસ્ત્ર... | શસ્ત્ર... |
| ૨૦૦ | ૩ | ઝઝયો | ઝૂઝયો |
| ૨૩૭ | ૭ | ભગુર | ભંગુર |
| ૨૫૧ | ૨ | સહુસ્ત્ર | સહસ્ત્ર |





પૃથુરાજ ચૌહાણ

"પડયો ક્ષત્રિવટ થંભ, થયો નહિ આખર કાયર."

(પાનું ૨૦૯)

# પૃથુરાજ રાસા.

## સર્ગ ૧ લો.

*ઊગે વને સુતરુ સુન્દર આમ્ર આદ્યે,
વિખ્યાત જ્ઞાનબળમાં વસુરાગવાદ્યે;
દેવાંગના સરખિ જ્યાં હતિ અંગનાઓ,
શૈલપ્રવાહપુર ભારતવર્ષ આવો. ૧

* વસન્તતિલકા વૃત્ત.

**રાસા**—આ શબ્દના અર્થ માટે અવતરણ જુવો. ચંદકૃત પૃથુરાજ રાસા પ્રખ્યાત છે. આ કાવ્ય તો એથી જૂદીજ ઢબ ઉપર—સંસ્કૃતમહાકાવ્યના નમૂના ઉપર છે.

"રાસડો"—એ શબ્દ 'રાસા'ને મળતો છે, છતાં અર્થ કાંઈક જૂદો છે.

**શ્લોક ૧ લો**—આ શ્લોકથી માંડીને ૩૪ મા શ્લોક સુધી ભારત દેશનું વર્ણન છે. એ વર્ણન બહુ અંશે ઇતિહાસસંસ્કારી છે. સંસ્કાર કવિતાને યોગ્ય વૃત્તાન્તનાજ લીધેલા છે. હાવા ઇતિહાસસંસ્કારી કાવ્યને અંગ્રેજીમાં Literary Poetry કહે છે.

અન્વયઃ—(જ્હાં) વનમાં સુંદર આમ્ર આદિક સુતરુ ઊગે છે; (જે) જ્ઞાનમાં, બળમાં, વસુ (દ્રવ્ય સંપત્તિ) માં, રાગવાદ્ય (સંગીતકળા) માં વિખ્યાત છે; જ્યાં દેવાંગના સરખી અંગનાઓ હતી; આવો (એવો) શૈલ (પર્વત) અને પ્રવાહ (નદીઓ) થી પૂર (ભરેલો) **ભારતવર્ષ** છે.

**ભારત**=ભરતનો; **ભરતથી** નામ પામેલો; વર્ષ=દેશ.

જ્યાં લંક અંક ધરિ હેમ હિમાંબુ સારાં,
દ્વીપાકૃતિ રહિ ભરી નદી ન્હેર નાળાં;
અત્યંત પૂર્વ રણ રાઘવનું સ્મરાવે,
મૌલીમણિજડિત દક્ષિણ એવિ આવે. ૨

પૂજ્યા અખંડ શિવ જાણિ કૃપા કરે એ,
સીતા ગઇ ફરિ મળે મનમાં ભળે એ;
જેને નમ્યા અસુર ચિત્ર ગવાઇ ગાથ,
મોજે મહાલય મનોહર રામનાથ. ૩

બે હસ્ત અદ્રિ બનિ બે ગઢ મુષ્ટિમાંથી,
ભૂલાય કેમ તુટિ જે પડતા ત્યહાંથી;

---

**શ્લોક ૨ જો**—અન્વયઃ—જ્યહાં દક્ષિણ (માં)—જે **ભારતવર્ષ**ની દક્ષિણે-અંક (અંકમાં, ખોળામાં) હેમ, (સુવર્ણ), અને સારાં (હિમાંબુ–ઠંડુ પાણી ? કવિયે અંબુજ, હેમાંબુજ, સૂનાનાં કમળ ધારીને ભ્રમથી આ ખોટો શબ્દ વખતે મૂક્યો હશે) ધરીને (અને) નદી ન્હેર નાળાં ભરીને, દ્વીપાકૃતિ (બેટને આકારે) રહી (રહેલી), મૌલીમણિજડિત (ટોચે મણિથી જડિત) એવી; **લંકા** આવે (છે), અને અત્યંત પૂર્વ (ઘણુંજ પુરાતન) **રાઘવનું** (રામચંદ્રનું) રણ (**રાવણ** સાથેનું—યુદ્ધ) સ્મરાવે (છે); એ યુદ્ધના સંસ્કારનું ઉદ્બોધન કરે છે.

**શ્લોક ૩ જો**—આ શ્લોકનો અન્વય સંદિગ્ધ છે. પણ ભાવાર્થ આ પ્રમાણે જણાય છેઃ—

જે **ભારતવર્ષ**માં હેવી વિચિત્ર ગાથા ગવાઇ છે કે **રામચંદ્રે શિવ** કૃપા કરે એમ જાણીને, ગઇ **સીતા** ફરી મળે એમ મનમાં ધારીને, અખંડ **શિવ** પૂજ્યા; જે **શિવ**ને અસુર નમ્યા; હેવા **રામનાથ** (**રામેશ્વર–સેતુબંધ રામેશ્વર**) મનોહર મહાલયમાં (મંદિરમાં) મોજે છે, મોજ કરે છે, શોભે છે.

આ સંદિગ્ધ અન્વય, **રામચન્દ્ર** એ શબ્દ (**સીતા** મળવાની ઇચ્છાથી વ્યંજિત થાય છે ખરો, પણ) ન મૂકવાથી, તથા **ભીમ**રાવની ક્લિષ્ટ રીતિથી, ઉત્પન્ન થયો છે.

**શ્લોક ૪ થો**—પૂર્વ અને પશ્ચિમ ઘાટ તે બે હાથ અને કિલ્લા તે મૂઠી; ત્હેમાંથી તુટી પડેલા મરેઠા તે અંગારા. જાદુગરના હાથમાંથી ખરતા અંગારાનું રૂપક તીવ્ર મરેઠાને સુયુક્ત છે.

અંગાર જાદુગરના કરમાંહિ બેઠા,
ચર્સે જ તે શરતથી વિખર્યા મરેઠા. ૪

વેણુ સુણી વિરહથી બનિ જે અધીરી,
વેણી સરી ન ગણતાં ધરિ સંગ વીરી,
ગોપીસહાય વ્રજકુંજ છકેલ છૈયો,
કાલિંદી રમ્ય તટ રાસ રમ્યો કન્હૈયો. ૫

હંસે હસાવિ કલિએ કલહો કરાવ્યા;
અર્ધાર્ધ વસ્ત્ર વનમાં નળરાય લાવ્યા;
ભૂલી ભમી ભટકતી તજી સેજ દીધી;
વ્યાધે વિરોધિ, વિધિએજ ઉગારિ લીધી. ૬

વેપારિવૃન્દ મળિ ક્રૂર અસહ્ય મારી,
દાસી થઈ, નૃપસુતા શિર ચોરિ પાડી;
રોતી રહી પિહરમાં, સહસાજ સ્વામી,
પામી સતી સુભગ એ દમયન્તિનામી. ૭

---

તે શરતથી=તે ( જાદુગરના કરમાં બેઠેલા અંગારા )ની શરતથી ત્હેની મિસાલે; તે પ્રમાણે.

પૂર્વઘાટ ઉપરથી મરેઠા ઉતર્યા એ વાતને ઇતિહાસનો આધાર જણાતો નથી.

**શ્લોક ૫ મો**—"જે ભારતવર્ષમાં"—એ સંબન્ધ તો લેવાનોજ છે.

ચરણ ૨ "વીરી"—બ્હેન, સૈયર.

ગોપીસહાય=ગોપીની સંગે. ગોપીની સાથે. વ્રજકુંજ=વ્રજનાકુંજોમાં.

કાલિંદીરમ્યતટ=કાલિંદી (યમુના)ને રમ્ય તટે.

**શ્લોક ૬ ઠ્ઠો તથા ૭ મો**—આ બેનું યુગ્મક છે.

ટૂંકામાં, પણ સરસ રીતે, આ બે શ્લોકમાં **નલ** દમયન્તીના વૃત્તાન્તનાં મુખ્ય પ્રકરણ તરફ સૂચના કરેલી છે. એ વૃત્તાન્ત સર્વ આર્ય બાળકને પણ મુખોદ્‌ગત હોવો જોઇએ.

દમયન્તીનામી=દમયન્તી નામની.

આમ અર્થ કવિનો જણાય છે. પણ એ સમાસ જરા દૂષણયુક્ત લાગે છે.

સત્યસ્વરૂપ યુધમાં સ્થિર ધર્મયોગી,
ભીમસ્વરૂપ સુત મારુત મત્ત ભોગી;
અગ્નિ સ્વરૂપ નર ભારતસૂર્ય સો'તો;
વર્ણાગમાં નકુલ બન્ધુ ભવિષ્ય જોતો. ૮

પાંડુકુમાર વનવાસ વિહાર શોભ્યો,
સૌન્દર્ય જેનું દમ્યું દુર્મતિ જેમ લોભ્યો;
શ્રી માધવીસમ દિવાકર શૌર્ય તૃષ્ણા,
રાખી વરી, રણ ફરી, હતિ એક કૃષ્ણા. ૯

---

અર્ધાર્ધવસ્ત્ર—કલિએ માયારૂપ બનાવેલા હંસોએ નલનું એકનું એક વસ્ત્ર લઈ લીધા પછી દમયન્તીનું એકજ વસ્ત્ર બે જણે (પતિ પત્નીએ) ભેગું પ્હેર્યું તેથી અર્ધું અર્ધું વસ્ત્ર લાવ્યા એમ કહ્યું છે.

હંસે હસાવી-દમયન્તીને નલ સાથે પરણાવીને હંસે હેને હસાવી. અર્ધાર્ધવસ્ત્ર-અર્ધાર્ધવસ્ત્રવાળી દમયન્તીને વનમાં નલરાય લાવ્યા.

**શ્લોક ૮ મો તથા ૯ મો**—આ બેનું પણ યુગ્મક છે.

યુદ્ધમાં સ્થિર—યુધિષ્ઠિર, એ નામના અવયવે જ યુધિ=યુધમાં, સ્થિર, એ છે ધર્મયોગી—ધર્મનો યોગ રાખનાર. પ્રથમ ચરણ તે યુધિષ્ઠિરનું વિશેષણ છે.

બીજું ચરણ **ભીમ**નું વિશેષણ છે. મારૂત સુત—**પવનનો** પુત્ર. મત્ત અને ભોગી (ખાનપાનનો શોખીન).

**નર=અર્જુન**. ભારત સૂર્ય=ભારત-વર્ષનો સૂર્ય. અગ્નિસ્વરૂપ-અગ્નિ જેવો પ્રતાપી માટે.

**નકુલ** વરણાગીમાં (શરીરશોભા સંભાળવામાં) પ્રખ્યાત હતો.

બંધુ ભવિષ્ય જોતો=**સહ**દેવ.

**શ્લોક ૯** પૂર્વાર્ધ—**પાંડુ**ના પુત્રોનો વનવાસ અને ત્યહાં વિહાર શોભ્યો હતો. જે **પાંડવો**નું સૌન્દર્ય, જેમ દુર્મતિ (દુર્યોધન) લોભ્યો (ઇચ્છતો હતો) તેમ, દમ્યું હતું; વનવાસથી ક્ષીણ થયું હતું.

ઉત્તરાર્ધ-અન્વય;-દિવાકર જેવા શૌર્ય (પ્રતાપ) ની તૃષ્ણા રાખીને વરી અને (તે વરેલા પતિ સાથે) વનમાં ફરી, હેવી માધવીશ્રી (વસન્તલક્ષ્મી) સમ (જેવી) જે **ભાર**તવર્ષમાં એક કૃષ્ણા હતી.

ધારી ઉમંગ પ્રિય શ્યામ સુમૂર્ત કીધો,
અન્તે દિવાનિ બનિ પ્રાણ સમર્પિ દીધો;
રુક્માભિમાન તુચ્છકારિ વિદર્ભ લક્ષ્મી,
ચાલી સતી હરિવરે કરિ શત્રુ જખ્મી. ૧૦

આકાશવાસ દઇને દુભિ, ઊભિ ઊભી,
સૃષ્ટિ નિહાળતિ, અનંગસુતે વિલોભી;
છાનો છળ્યો ચતુર શૂર, સુરંગ નોખા,
રાખી રમી રતિનિ લાડકવાઈ* ઓખા. ૧૧

---

* લાડ-સલૂણિ.

**ભારત**વર્ષમાં હેવી એક કૃષ્ણા હતી; કૃષ્ણા ( દ્રૌપદી ) પ્રખ્યાત છતાં 'એક' કૃષ્ણા હતી, એમ 'એક' એ વિશેષણ લગાડી સુંદર કવિત્વચાતુર્ય વાપર્યું છે. "એક" એમ કહેવાથી દ્રૌપદીને કાંઇ અજ્ઞાત ગણી નથી; પણ ઉલટી એક જૂદાજ પ્રકારે જાણે વધારેજ પ્રખ્યાત બનાવી છે.

**શ્લોક ૧૦ મો**—કૃષ્ણે કરેલા રુક્મિણીના હરણને ઉદ્દેશીને આ શ્લોક છે.

અન્વયઃ—ઉમંગ ધારીને સુમૂર્ત (ખુબસુરત) **શ્યામ** (કૃષ્ણ) ને પ્રિય કીધો; અને અંતે (હેના ઉપર) દિવાની બની ને (હેને પોતાનો) પ્રાણ સમર્પી દીધો; અને **રુક્મ**નું (પોતાના ભાઇનું—કૃષ્ણ ગોવાળિયાને મ્હારી બ્હેન કેમ આપું ? એ) એ અભિમાન તુચ્છકારીને **વિદર્ભલક્ષ્મી** ( વિદર્ભ દેશની લક્ષ્મી—શોભા )—**રુક્મિણી**—સતી—**હરિવર** ( સુંદર કૃષ્ણ ) વડે—હરિવરના સાધનથી-શત્રુને રુક્માદિકને ) જખમી કરીને, ચાલી, કૃષ્ણ જોડે ગઈ.

**શ્લોક ૧૧ મો**—અન્વય—( જે ભારતવર્ષમાં )—

પિતા **બાણાસુરે**—આકાશવાસ દઇને ( ઊંચા માળિયામાં રાખીને ) દૂભેલી, અને ઊભી ઊભી સૃષ્ટિ નિહાળતી, **અનંગસુતે** (**અનિરુદ્ધથી**) વિલોભી ( લલચાયલી ), **રતિની** (પોતાની સાસુની) લાડકવાઇ **ઓખા**, નોખા ( વિવિધ પ્રકારના ) સુરંગ (વિલાસના પ્રકાર) રાખીને રમી, અને ચતુર શૂર (**અનિરુદ્ધ**)ને છાનો છળ્યો.

છેલ્લા ચરણમાં "લાડકવાઇ" તે ઠેકાણે "લાડસલૂણિ" એમ **પણ** પાઠ છે. લાડસલૂણિ—એ સમાસ છે.

ન્હાની નદી વન વને, પ્રતિ જાતિ છોડે,
રંગીન પંખિ, કુસુમે તરુવૃન્દ મોડે;
ગાજે ત્રણે દિશ સમુદ્ર મરુત્ સુગંધિ,
સર્વપ્રકાર પરિપૂર્ણ વિલોકિ સંધિ. ૧૨

પાષાણ રત્નતણિ ખાણ, વખાણ શાંશાં ?
સૂને રૂપે અધિક ઓપતિ છે ભૂમિ જ્યાં;
અન્તર્વિકલ્પ કરિ લોક ન અલ્પ બોલે,
પૃથ્વીતણો સુભગ બાગજ એમ તોલે. ૧૩

---

ઓખા અને અનિરુદ્ધની કથા પુરાણમાં પ્રસિદ્ધ છે. એ કથાનું મૂળ સૃષ્ટિરચનાના સ્વરૂપવિશેષમાં છે. ઓખા તે ઉષા (ઉષસ્, પ્રભાતની પ્હેલાનું ઝળઝળું); અનિરુદ્ધ તે સૂર્ય ( જે'ની ગતિ નિરુદ્ધ-રોકાયલી—નથી); ચિત્રલેખા તે રાત્રિ ( વિચિત્ર લેખ, તારા વગેરેનાં ચિત્ર વાળી ). ઉષા ઊંચે આકાશમંડપેજ રહેવાની. ( તે ત્હાંથી સૃષ્ટિની ખૂબી ઊભી ઊભી જોતી. આ શ્લોકમાં રમણીય રીતે કલ્પાઇ છે). ચિત્રલેખા—રાત્રિ તે પશ્ચિમ સાગરમાંથી અનિરુદ્ધ—સૂર્ય—ને લઇને આવી, અને પૂર્વમાં ઉષા જોડે સંયોગ કરાવતાં રાત ઊડી ગઇ; પ્રભાત થતાં રાત્રિ જતીજ રહે. ઉષાને દત્તક કરી લેનાર પિતા બાણાસુર, તે અંધકાર. જનકપિતા નહિં; પ્રકાશના દિવ્ય સ્વરૂપનો અંશ ધારણ કરનારી ઉષાનો જનકપિતા અંધકાર સંભવેજ નહિં; તેમજ અત્યન્ત પ્રકાશના ભાગમાં ન રહેવાથી ઉષા તે અંધકારને ઘેરજ દત્તક પુત્રીને ઠેકાણે રહેલી યોગ્ય ગણાય. વળી ઉષાની સાથે જે લગ્ન કરનારો અનિરુદ્ધ (સૂર્ય) તે બાણાસુર (અંધકાર)નો પરાભવ કરવાનો એમ હતું તે પણ સુઘટિત થાય છે. બાણાસુર (અંધકાર) આખરે ઉષાનું અનિરુદ્ધને દાન કરી દે છે. આ રમણીય કલ્પના, આ કથાના રૂપમાં પરિણામ પામી છે. ઉષા અને સૂર્યની કથા મૂળ તો વેદમાં છે; ત્હાં ઉષસ્ અને પુરૂરવસ્ (સૂર્ય)નો સંયોગ વગેરે જરાક જૂદી રીતે વર્ણવેલો છે. ઉર્વશી અને પુરૂરવસ્ તે પણ આજ યુગ્મ છે. ઉર્વશી=ઉરૂ (વિશાળ)+અશ્ (વ્યાપવું): વિસ્તીર્ણ વ્યાપનારી ઉષા.

શ્લોક ૧૨, ૧૩, ૧૪; આ ત્રણ શ્લોકનું કલાપક છે.

અન્વય—વનવને ન્હાની નદીઓ, પ્રતિજાતિ છોડ (દરેક જાતના છોડ ઉપર) રંગીન પંખિયો,—જ્હાં છે (હતાં) : કુસુમે (ફૂલવડે) તરુવૃન્દ (જ્હાં)

કયાં કયાં થકી ઉલટિને પરદેશિ આવ્યા?
કેવા પ્રયત્ન! મન કેવી રીતે ભમાવ્યાં!
પાસે વિદૂરથકિ જ્યાં થઇ થોક થોક,
લૂંટ્યા જનો, અવનિમાં પસર્યોજ શોક. ૧૪

શૂં જોર? શૂં કશું પરાક્રમ? શૌર્ય તે શું?
કયાં કોઈ માન મળ્યું દુર્બલને જિત્યે શું?
જ્યારે કુસંપ ઘર કલેશ વિશેષ પેસે,
એ નીમ નિત્ય પર તે ઘર આવિ બેસે. ૧૫

જ્યાં કોઇ કાળ રમતી સઘળી કળાઓ,
ગર્વે ગવાય ત્યમ ભારત બોલ આવો;
યોગે મહામુનિવરે અવધાન ધારી,
પ્રત્યક્ષ બ્રહ્મ કરિ સૃષ્ટિવિભા વધારી. ૧૬

---

મોડે (મોડાય છે–તૂટે છે,–ભારથી દબે છે); (જે'ની) ત્રણે દિશાએ મરુત્ (થી) સુગન્ધિ સમુદ્ર ગાજે છે;–હાવી સર્વ પ્રકારે પરિપૂર્ણ સંધિ વિલોકીને;– (તેમજ જ્યહાં) પાષાણ રત્નની ખાણો છે,–શાંશાં વખાણ (હેનાં) થાય?– સૂનેરૂપે જ્યહાં ભૂમિ અધિક આપે છે; લોકો (જે'ને વિશે) અંતર્વિકલ્પ કરી (અંતરમાં વિચાર કરીને) ન અલ્પ–ઘણું- બોલે (વખાણ કરે છે)—તે એ કે–પૃથ્વીતણો સુભગ બાગ છે એમ તોલે છે-(સરખાવે છે);–એ પણ સંધિ જોઇને–હાવી સારી સ્થિતિ જોઇને–પરદેશી લોકો ક્યહાં થકી આવ્યા!–ઇત્યાદિ. બાકીનો અન્વય સરલ છે. હિંદુસ્થાન ઉપર જૂદે જૂદે વખતે પરદેશી લોકોના થયેલા હુમલા, વગેરે પ્રસિદ્ધ છે; તે વિશે આ ઉલ્લેખ છે.

**શ્લોક ૧૫ મો**—દુર્બળ અવસ્થામાં આવેલા હિંદુસ્થાન ઉપર હુમલા કરી જીત્યામાં કાંઇ યશ નથી એમ બતાવ્યું છે.

ચરણ ૨ જું. કયાં=કહિંપણ; કોઇ=કાંઇ.

ઉત્તરાર્ધ—અન્વય:—જ્યહારે ઘર (માં) કુસંપ કલેશ વિશેષ પેસે, તે ઘર (માં) પર (પારકા) આવીને બેસે, એ નિત્ય નીમ (નિયમ) છે.

માંહિંમાંહિં કુસંપથી બળહીન થયેલા ભારતવર્ષમાં પરદેશી ફાવ્યા, એ અહિં વિશેષ દર્શાવી આ સામાન્ય અર્થાન્તરન્યાસ કર્યો છે.

**શ્લોક ૧૬ મો**—ચરણ ૧ લું. "રમતી" ને ઠેકાણે "હસતી" એમ પણ પાઠાન્તર છે. પણ "રમતી" માં સર્વ અર્થ (હસવા સુદ્ધાંનો) આવે છે,

જ્યાં શૌર્યપૂર્ણ ભરિ સુન્દરિયો અનેકે,
જન્માવિને વળિ વિદક્ષિણ વીર છેકે;
જેને પ્રતાપ બહુ કીર્તિ ગુણો વધાર્યાં,
સત્કાર્યથી જિવત સ્વર્ગ વિષે સધાર્યાં. ૧૭

જ્યાં વૃક્ષયૂથમય કાનન અંધકારે,
હિંસ્રો ફરી વળિ મુસાફર સત્ય મારે;
જેવાં અજાણ શિશુને બહુ મૃત્યુ આવી,
સંસાર માર્ગથિ બચાવિ લિયે પડાવી. ૧૮

---

તથા રમવાની છે. ક્રિયામાં સ્વચ્છંદ પ્રભાવ વધારે દર્શાવાય છે તેથી "રમતી" એ પાઠ સ્વીકાર્યો છે.

ચરણ ૨ જું. **ભારત**—(**ભારતવર્ષ**)–એ બોલ-શબ્દ—ગર્વે ગવાય ત્યમ, ગવાય હેવો, હાવો **ભારત** એ શબ્દ હતો.

ઉત્તરાર્ધ—અન્વય:—યોગે (યોગ સાધનમાં મહામુનિવરે (જે ભારત વર્ષમાં) અવધાન ધારી (સમાધિ સાધીને) બ્રહ્મ-(નું સ્વરૂપ) પ્રત્યક્ષ કરીને (પોતાના અંતરનુભવમાં પ્રત્યક્ષવત્ જોઇને), સૃષ્ટિની વિભા (તેજ—જ્ઞાન-સંપત્તિ) વધારી; દુનિયાની જ્ઞાનસંપત્તિમાં વધારો કર્યો.

**શ્લોક ૧૭ મો**—અન્વય:—જ્યહાં (જે ભારતવર્ષમાં) પૂર્ણ શૌર્યથી ભરી (ભરેલી) અનેક સુંદરિયો એ વળી છેક વિદક્ષિણ (અત્યંત ચતુર) વીર (લઢવૈયા) જન્માવીને;—જન્માવ્યા; અને, જેને પ્રતાપે-(જે સુંદરિયો, શૌર્યયુક્ત જનનીઓ) ને પ્રતાપે—એ વીરોએ—બહુ કીર્તિગુણો વધાર્યા, અને એ વીરો સત્કાર્યથી જીવતા સ્વર્ગે ગયા.

આ શ્લોકમાં "જન્માવીને" એ ગૌણ ક્રિયાનો કર્તા "સુંદરિયો" એ છે. ત્હેની પ્રધાન ક્રિયા છેજ નહિં, અને પ્રધાન ક્રિયા જે છે—"વધાર્યાં" "સધાર્યાં"–ત્હેનો કર્તા જૂદોજ (વીર) છે. તેથી જરાક ક્લિષ્ટ અન્વય થાય છે. "સુંદરિયો" ને Nominative Absolute ગણવાથી કાંઇક બંધ બેસશે. "જન્માવિ" તે ઠેકાણે "જન્માવિયા" એમ હોત તો બધું બરોબર બંધ બેસત.

**શ્લોક ૧૮ મો**—જે ભારતવર્ષમાં પૂર્વે એટલાં બધાં ગાઢાં જંગલ હતાં કે, વૃક્ષયૂથમય વનના અંધકારમાં મુસાફરને હિંસ્રપ્રાણીઓ (વાઘ વગેરે) ફરીવળીને મારતાં હતાં;—જેની રીતે અજાણ શિશુને મૃત્યુ એકદમ આવીને

જ્યાં અભ્ર આવિ બહુ વેશ નભે ધરીને,
વર્ષાવિ વારિ, કરિ શાન્તિ ફરી ફરીને,
ગર્જાવિ ઘોષ, કરિ જ્યોત પ્રકાશિ જ્યાં ત્યાં,
જેવાં ઉદાર જિવથી જનચિત્ત શાન્ત્યાં. ૧૯

ગંભીર મૌનથિ મહાન્ત વ્રતાનુસારી,
ગાઢી જટા સફળ આયુષ દીર્ઘ ધારી,
જે છાયમાં શમવતો જન તપ્ત લોભે,
જ્યાં ચિંતનાત્મક નમી વડ પ્રૌઢ શોભે. ૨૦

---

(દુઃખમય) સંસારમાર્ગથી બચાવી લઈને પડાવી લેછે, તેમ. આ ઉપમા બહુ માલ વાળી જણાતી નથી. ઉપમાનમાં કાંઈ વિશેષ ચમત્કૃતિજનક સાધર્મ્ય જણાતું નથી.

ત્રીજા ચરણમાં "બહુ" એ શબ્દનો સંબન્ધ બરોબર બેસતો નથી. "શિશુ"નું વિશેષણ ગણાય; પણ જરા ક્લિષ્ટ રીતે.

શ્લોક ૧૯ મો—અન્વયઃ—જ્યહાં (જે **ભા**રતવર્ષમાં) અભ્ર (અભ્રે—મેઘે) આવીને, નભમાં બહુ વેશ ધરીને (જૂદા જૂદા આકાર ધારણ કરીને), વારિ (જળ) વર્ષાવીને; ફરીફરીને શાન્તિ કરીને, ઘોષ ગર્જાવીને, જ્યોત (વીજળી) કરીને; તે જ્યહાં ત્યહાં (ઠેરઠેર) પ્રકાશીને, (પ્રગટાવીને–) જેવાં (જાણે) ઉદાર જીવથી, જનચિત્ત શાન્ત્યાં (શાન્ત કર્યાં,)—છે. વર્ષાકાળ તે સતત ઋતુ તરીકે **ભા**રતભૂમિનોજ વિશેષ છે.

'જાણે'ના અર્થમાં "જેવાં" એ શબ્દ વિશેષ રીતે વપરાયો છે.

શ્લોક ૨૦ મો—**ભ**રૂચની પૂર્વે **ન**ર્મદાના એક બેટમાં આવેલા પ્રસિદ્ધ કબીર વડને અનુલક્ષણ અહિં છે.

અન્વયઃ—જ્યહાં (જે **ભા**રતવર્ષમાં) ગંભીર મૌનથી મહાન્તનુ (મહાન્ યોગીનું) વ્રત અનુસરનાર; ગાઢી જટા અને (લોકોને શાન્તિ, વિશ્રામ વગેરે આપવાને લીધે) સફળ હેવું દીર્ઘ આયુષ્ય ધારીને, જે તપ્ત જનને (પોતાની) છાયામાં લોભે (ઉત્સુકતાથી) શમવતો (શાન્તિ આપતો–આપે છે), હેવો પ્રૌઢ-ચિન્તનાત્મક (ધ્યાનસ્થ જેવો) વડ નમીને (વડવાઈઓ વડે નમેલો), શોભે છે.

જ્યાં વિક્રમાર્ક અતિ વિક્રમયુક્ત વીરે,
શત્રુ થયા શક હણ્યા, ખર્યું ધ્વાંત ધીરે;
તેથી પ્રચંડ શક સંવત એક સ્થાપી,
ઉગ્ર પ્રકાશ રવિ કીર્તિ અનન્ત આપી. ૨૧

---

મહાન્ત–મહન્ત–એ ગુજરાતીમાં યોગીઓના ટોળાના મુખ્યને અર્થે વપરાય છે; અહિં મહાયોગીના અર્થમાં છે.

કબીર વડ ઘણોજ ભવ્ય અને વિશાળ છે તે માત્ર જોયાથીજ જણાય એમ છે. મુખ્ય થડમાંથી અનેક વડવાઇયો નીકળી પાછી જમીનમાં દટાઇ તેજ થડરૂપ થઇ વળી હેની વડવાઇયોનાં પણ થડ બની, અનેક ઘટાની પરંપરાથી વિશાળ વિસ્તારમય રચના થયેલી છે. દંતકથા હેવી છે કે કબીરે દાતણ કરીને નાંખેલી ચીરીમાંથી એ વડ પ્રથમ ઊગ્યો છે. પરંતુ હેનું વય કબીરના સમય કરતાં વધારે જૂનું છે; અને પ્રાચીન ગ્રીક મુસાફરોએ હેને વિશે લખેલું છે એમ કહેવામાં આવે છે.

**ભી**મરાવે આ કબીરવડ જાતે જોયેલો હતો. આ વડ વિશે વિશેષ હકીકત **માટે** Hunter's Imperial Gazetteer vol. III 102 તથા ભરૂચ જીલ્લાનો Bombay Gazetteer નો અંક જુઓ.

કબીર વડને ધ્યાનસ્થ અને યોગવ્રતસ્થ કલ્પીને ઉત્તમ રૂપક આપ્યું છે.

આ શ્લોકમાં કબીરવડનું સ્પષ્ટ નામગ્રહણ નથી, તેથી જરાક સંદિગ્ધતા રહે છે; અને **શા**કયમુનિ (બુદ્ધ)ના સંબન્ધિ **બે**ાધિ વૃક્ષવિશે અનુલક્ષણ હશે એમ વખતે કોઇને ભાસ થાય એમ છે. પરંતુ એ વૃક્ષને સર્વથા લાગુ પડે હેવાં વિશેષણ અહિં જણાતાં નથી, અને વિસ્તીર્ણ કબીર વડજ ઉદ્દિષ્ટ છે એમ લાગે છે.

**શ્લોક ૨૧ મો તથા ૨૨ મો**—આ બેનું યુગ્મક છે.

જ્યહાં—જે **ભા**રતવર્ષમાં શત્રુ થયા=શત્રુ થયેલા. ધ્વાન્ત=અંધકાર; અહિં **શ**કલોકોના જુલમથી થયેલી અંધાધુંધી. "પ્રચંડ" એ વર્તાવેલા શકસંવતને લાગૂ પાડતાં જે પરાક્રમથી એ સંવત્ સ્થાપ્યો તે પરાક્રમની પ્રચંડતાનો બોધ કરવાનો ભાવ છે.

ઉગ્રપ્રતાપ—( પોતાના ) ઉગ્રપ્રતાપને;—અનંત રવિની કીર્તિ આપી હેનો પ્રતાપ તે રવિના પ્રતાપ જેવો ગણાઇ કીર્તિ પામ્યો.

જે તેજ માંહિં કવિ પંડિત સર્વ ડૂબ્યા,
આકાશના ઉડુગણો સમ દિવ્ય શોભા;
જેના પ્રતાપથકિ ભૂતળ ભવ્ય શોભું;
રાત્રિ થતે રવિ પડચો, નૃપતેજ ડૂબ્યું. ૨૨

યોગે કરી વશજ ઇન્દ્રિય જ્યાં વશિષ્ઠે,
ધાર્યું મહા મુનિતણું બહુ માન શિષ્ટે;
આત્મપ્રભાવથકિ મંત્ર મહાન ગાયા,
જે આદ્ય ધર્મ ગુણ આ જગમાં જણાયા. ૨૩

---

શ્લોક ૨૨ મો—જે તેજ માંહિ.—જે કીર્તિના તેજમાંહિ સૂર્યના તેજ આગળ જેમ ઉડુગણુ (તારા) ઝાંખા પડે તેમ વિક્રમાર્કની કીર્તિના તેજ આગળ કવિ પંડિત ગૌણતા પામ્યા.

"જેના પ્રતાપ થકિ"—જે કીર્તિના અથવા વિક્રમાર્કના પ્રતાપથી; ભૂતળ ભવ્ય શોભું=પૃથ્વી સંપત્તિ વગેરેથી ગર્વયુક્ત ભવ્ય શોભી. પણ—રાત્રિ થતે રવિ પડચો;—વિક્રમાર્કનો પણ અસ્તકાળ આવ્યો; અને એ રાજાનું તેજ પણ ડૂબ્યું. એ પણ ભૂતકાળમાં લીન થયો.

"રાત્રિ થતે રવિ પડચો"—એટલી અપ્રસ્તુત પ્રશંસા કરી છે ત્હેમાંજ નૃપનો અસ્ત વ્યંજિત થયો છે, તેથી "નૃપતેજ ડૂબ્યું" એમ શબ્દોપાત્ત ઉપમેય આણવાથી અલંકારદોષ આવે છે. પરંતુ,

"રાત્રિ થતે રવિ પડચો;" અને "નૃપ તેજ ડૂબ્યું"—

એ ઉપમાન વાક્ય અને ઉપમેય વાક્ય બંને એકમેક સ્હામાં રાખી શબ્દોપાત્ત કરી, બીજો જ અલંકાર (પ્રતિવસ્તૂપમા) થયો છે, એમ વખતે સમર્થન કરાય. પણ ઉપમાનવાક્ય પ્હેલું આવ્યું છે તેથી આ સમર્થન સબળ નથી.

વિક્રમાદિત્યે શક (Scythian) લોકાનો પરાજય કરી સંવત વર્તાવ્યો (ઈ. સ. પૂર્વે ૫૭ વર્ષ ઉપર) તે વિશે Encyclopædia Britannica, xii જુવો.

શ્લોક ૨૩ મો—છેલ્લું ચરણઃ—જે (મહાન્ મન્ત્ર તે જ) આદ્ય ધર્મના (વેદના) ગુણ આ જગમાં ગણાયા છે.

જેના સમાન પરિપૂર્ણ પૃથુપ્રજામાં,
આવી શકે ન બળમાં નૃપ કોઇ સામો;
એવા સ્વતેજથકિ સર્વ દિશે જણાયો,
ધર્માર્થરૂપ કવિએ નૃપ રામ ગાયો. ૨૪

સ્વર્ગીય ભૂમિ ઉપન્યા સુરતુલ્ય લોક,
ઉત્તુંગ જ્યાં નગ પડ્યા થઇ થોક થોક;

---

ચરણ ૩ જું—આત્મપ્રભાવથકી;—વેદમન્ત્રના કર્તા ઋષિયો નથી, માત્ર દ્રષ્ટા છે; વેદ તેતો અનાદિ સિદ્ધજ છે;—એ મતનો તથ્યાંશ એટલોજ લઇયે કે વેદના મન્ત્રોનો અર્થ તો કવિત્વ અથવા ( Philosophy ) તત્ત્વજ્ઞાન (?) ની દૃષ્ટિયે હમેશાં અસ્તિત્વમાંજ છે, ત્હેની પ્રેરણા થઇ, મનોનયને ત્હેનું દર્શન કરી, શબ્દના રૂપમાં મન્ત્રો ઋષિયોએ મૂકયા. તો તે કવિત્વના રૂપમાં મૂકવાને આત્મપ્રભાવ-કવિત્વશક્તિ જોઇયેજ.

**શ્લોક ૨૪ મો**—પરિપૂર્ણ-એ "આવી" ની સાથે અન્વિત છે.

પૃથુપ્રજામાં—બ્હોળી ભારતવર્ષની પ્રજામાં, વસતિમાં. "રાજા" નો પ્રતિસંબન્ધી શબ્દ "પ્રજા" આ ઠેકાણે નથી; માત્ર સામાન્ય રીતે "જન-સમુદાય" ના અર્થમાંજ 'પ્રજા' શબ્દ અહિં છે.

'પ્રજામાં' અને 'સામો' એ દેખાતો અણ મળતો, પણ શ્રવણમાં અરુચિ ન કરતો, યમક દૂષિત નથી. "સામાં" એમ હોત તો અર્થ તેજ રહી યમક સંપૂર્ણ બરોબર થાત.

"સર્વ દિશે જણાયો"—જણાયેલો; પ્રખ્યાત થયેલો.

ધર્માર્થ રૂપ—**રામ**ચન્દ્રનો ઉત્તમ અને ઉદાત્ત શૃંગારરસ તે ત્હેના એ-કંદર જીવનમાં પશ્ચાદ્‌ભૂમિમાં ગૌણસ્થિતિમાંજ રહેલો છે પ્રધાન અંશ તો ધર્મ અને (રાજા રાજ્ય કરનાર પાછળથી હતો તેથી ) અર્થનોજ છે. તેથી શૃંગારપ્રધાન કૃષ્ણને લાગૂ પડે ત્હેવો પુરુષાર્થ—કામ—તે **રામ**ના વિશેષણ-માંથી ટાળ્યો છે.

"**કામરૂપ**"તો નજ કહેવાય; માટે ધર્માર્થરૂપ—**ધર્મ**ને અર્થ એ પુરુ-પાર્થની મૂર્તિજ, હેવો **રામ**. કવિયે—**વાલ્મીકિયે**.

"જે ભારતવર્ષમાં" એ વાકય તો એકંદર સર્વે શ્લોકમાં (અધિકાર વચનની પેઠે) જ્યહાં જ્યહાં શબ્દોપાત્ત નથી ત્યહાં અધ્યાહૃતજ ગણવાનું છે.

**શ્લોક ૨૫ મો**—(જે **ભારત**વર્ષમાં) સ્વર્ગીય (સ્વર્ગ જેવી) ભૂમિમાં સુર જેવા લોક ઉપન્યા હતા.

રાખી વનસ્પતિ મહૌષધિ ખાણુ પાસે,
મૌને મહોચ્ચસમ જીવન આપિ રાચે. ૨૫
જ્યાં સિન્ધુઓઘ અટકી અટકી પવિત્ર,
સ્નાને કરે પુનિત ગાઇ મહા ચરિત્ર;
જ્યાં શત્રુનાં દળ પડયાં રગડાઇ રોષે,
ને રોઈ મૈથિલસુતા પતિના વિયોગે. ૨૬

---

જ્યહાં (જે ભારતવર્ષમાં) ઉત્તુંગ નગ ( પર્વતો ) થોક થોક થઇને પડયા (પડેલા), વનસ્પતિ અને મહૌષધિ અને ખાણો પાસે રાખીને, મહોચ્ચસમ (મહાન્ ઉચ્ચ સ્વભાવના ઉદાત્ત જનની પેઠે) મૌને (વગર બોલ્યે-દાનનો દાંડી ઘોષ કર્યાવિના) જીવન ( જીવનસાધન—ઔષધિ આદિક અનેક સુખ સાધનો ) આપીને રાચે (સંતોષ) પામે છે.

"પડયા થઇ થોક થોક"—ઉપરા ઉપરી શિખરોની હારવની કોટ જેવી રચનાવાળાં પર્વતનાં પડનું આ સંક્ષિપ્ત પણ સૂચક વર્ણન છે.

ચરણ ૪ થું—આ સાથે મેઘદૂતના ઉત્તરમેઘના શ્લોક ૫૦ નું ઉત્તરાર્ધ સરખાવો.

निःशब्दोऽपि प्रदिशसि जलं याचितश्चातकेभ्यः ।
प्रत्युक्तं हि प्रणयिषु सतामीप्सितार्थक्रियैव ॥

આપે વારિ સુનિવ્રત ધરી, યાચતા ચાતકોને;
સારાને છે પ્રતિ વચન તો ઇચ્છિયું કર્યું જોને.

(ભીમરાવ કૃત ભાષાંતર.)

તેમજ આ શ્લોક પણ—

गर्जति शरदि न वर्षति वर्षति वर्षासु निःस्वनो मेघः ।
नीचो वदति न कुरुते न वदति सुजनः करोत्येव ॥

અર્થ—

ગર્જે ન વરસે શરદે, વરસે ઘન નીરવેજ વર્ષામાં;
નીચ વદે ન કરે કંઇ, સુજન વદે નહિં કરે તદપિ કામો.

શ્લોક ૨૬ મો—આ શ્લોકના પૂર્વાર્ધનો અર્થ જરાક સંદિગ્ધ છે. પણ ભાવાર્થ આ પ્રમાણે જણાય છે:—

જ્યાં આર્ષ છંદ કરિ ઉન્નત આ પ્રજાને,
ભારે વિકાર શમવે દઈ શુદ્ધિ પ્રાણે;
અત્યંત દુશ્ચર તપી તપ જ્યાં તપસ્વી.
ટાળ્યું તમિસ્ર, બહુ વીર થયા યશસ્વી. ૨૭

જ્યાંહાં મહામુનિ, ધરી દૃઢ વૃત્તિ ધીરે,
સત્ત્વે કરી શમ દમે થઈ સર્વશિરે;

---

જે **ભા**રતવર્ષમાં સિન્ધુઓઘ (ગંગા યમુના ઇત્યાદિક મહાન્ નદીઓના પ્રવાહ) સ્થળે સ્થળે—તીર્થનાં સ્થળે સ્થળે—અટકી અટકીને, પુનિત મહા ચરિત્રો ગાઇને, સ્નાનવડે પવિત્ર કરે છે; તે સ્થળોને પોતાના જળતરંગના સ્પર્શથી પવિત્ર કરે છે; અથવા હેમાં સ્નાન કરનાર લોકોને પવિત્ર કરે છે). "મહા ચરિત્ર ગાઇને" એમ કહેવાનું કારણ એ કે **રામ, ભ**રત, **ભ**ગીરથ, કૃષ્ણ, **બ**લદેવ ઇત્યાદિક મહા પુરુષોના ઇતિહાસ એ મહાન નદીઓ ઉપર સંસ્કારસંબન્ધની લેખનીથી કાળે લખેલા છે.

ઉત્તરાર્ધ—બંને ચરણ જૂદાં જૂદાં લેવાનાં છે.

જે **ભા**રતવર્ષમાં શત્રુઓનાં દળ રોષમાં રગડાઇને પડ્યાં છે. મતલબ કે, જ્યહાં અનેક પ્રસંગે અનેક શત્રુસૈન્ય રગડાઇ પડ્યાં છે. (**ભ**રતભૂમિ તે અતિ પ્રાચીન કાળથી અનેક ન્હાનાં મ્હોટાં યુદ્ધોની રુધિરાંકિત રંગભૂમિ થયેલી છે એ ઐતિહાસિક સત્ય છે). અને જ્યહાં (જે **ભા**રતવર્ષમાં) **મૈ**થિલસુતા (**મિ**થિલાધિપની પુત્રી—**સી**તા) પતિના **રામ**(ચંદ્રના) વિયોગે રોઇ હતી. **રા**માયણનો એકજ પણ તત્ત્વભૂત, વૃત્તાન્ત (**સી**તાહરણ અને **રામ**-**સી**તાનો વિયોગ), આ છેલ્લા ચરણમાં રસમય ચાતુર્યથી કવિયે સૂચવ્યો છે.

**શ્લોક ૨૭ મો**—આર્ષછંદ—ઋષિના કરેલા છંદ, વેદમંત્ર.

પ્રાણે—મન અથવા હૃદય આ ઠેકાણે પ્રાણનો સામાન્ય અર્થ નહિં બેસે.

તપસ્વી—તપસ્વીએ (તૃતીયાનો પ્રત્યય લુપ્ત છે).

તમિસ્ર—અંધકાર. અજ્ઞાન વગેરેનો અંધકાર.

તપસ્વીનેજ તપના બળે કરીને વીર કહ્યા છે. અને તે તપસ્વી વીર યશસ્વી થયા એમ કહ્યું છે.

**શ્લોક ૨૮ મો**—ચરણ ૧ લામાં "દૃઢ" ને ઠેકાણે "ધ્રુવ" એ પાઠાન્તર પણ છે.

ધારી સમાધિ ચિતમાં નિજ રૂપ સ્થાપી,
વેદાન્તજ્ઞાન શિખવી દૃઢ ભક્તિ આપી. ૨૮

સંધાનનો સુકર, તીવ્ર પરાક્રમેથી,
સંહારનાર સહુ દુર્ગુણનોજ તેથી;
પ્રેમાવતાર થઇ, બંધુવિરોધ છાયો,
જ્યાં વિષ્ણુરૂપ કહિ કૃષ્ણ પુરાણ ગાયો. ૨૯

---

મહામુનિ—મહામુનિયે ( તૃતીયાનો પ્રત્યય લુપ્ત ); મુખ્ય ક્રિયાપદ "આપી" છેલ્લા ચરણમાં છે.

વૃત્તિ—મનોવૃત્તિ; મનની સ્થિતિ, તથા કૃતિ તરફ વલણ.

સત્ત્વે કરી—સત્ત્વગુણે કરીને. અને શમ તથા દમવડે સર્વશિરોમણી થઇને.

નિજરૂપ સ્થાપી—આત્માનું સ્વરૂપ ચિત્તમાં સ્થિર ધ્યાનથી આણીને.

વેદાન્તજ્ઞાન—ઉપનિષદ્ તે વેદને અન્તે હોવાથી વેદાન્ત કહેવાય છે. ઉપનિષદોનો અર્થ ભક્તિપર પણ હોવાથી, વેદાન્તજ્ઞાન શીખવી ભક્તિ આપી એમ કહેવામાં જ્ઞાન અને ભક્તિનો માનેલો વિરોધ દૂર થાય છે. વેદાન્ત ( ઉપનિષદ્ )નું ખરું જ્ઞાન તે ભક્તિથી વિરુદ્ધ નથી. એ વિરુદ્ધપણાનો અપવાદ તો વૃથાવેદાન્તીના મતને જ લાગૂ છે.

**શ્લોક ૨૯ મો**—સંધાનનો સુકર—સંધિ (સલાહ) કરવામાં કુશળ—"સુકર"નો મૂળ અર્થ સ્હેલાઇથી થાય ત્હેવો—એમ છે. પણ અહિં એ ક્રિયાસહાયક અર્થ નહિં પણ ક્રિયાકારક અર્થ લેવો. તેમજ, પરાક્રમેતીવ્ર—યુદ્ધાદિકમાં પણ અસહ્ય પરાક્રમવાળો.

માત્ર સંધિમાં કુશળ હોય તે વખતે યુદ્ધમાં ભીરુ પણ હોય; પરંતુ આ કૃષ્ણ તો સંધિમાં કુશળ તેમજ વિગ્રહમાં પરાક્રમી. અથવા 'સંધાન' એટલે નિશાન મારવું.

ચરણ ૨ જું. કંસાદિક દુર્ગુણાવતારને માર્યા માટે દુર્ગુણનો સંહારનાર.

જે **ભાર**તવર્ષમાં પ્રેમાવતાર થઇ (થઇને રહેલો), અને બંધુવિરોધથી છાયેલો ( બીજા યાદવો મદ્ય પીને માંહોમાંહિં કપાઇ મુઆ ત્હેના શોકની છાયાથી ઘેરાયલો ) કૃષ્ણ તે સંધાનનો સુકર, પરાક્રમે તીવ્ર, અને દુર્ગુણનો સંહારનાર, તેથી વિષ્ણુરૂપ ( વિષ્ણુનો અવતાર ) કહીને પુરાણે ગાયો છે. ( વર્ણવ્યો છે. )

પિતૃવ્યઘાતભય ધારિ અડી ઉભેલો,
આણી વિરાગ, સહસા યુધમાં પડેલો,
સદ્ધર્મતત્ત્વ ખરુ અર્જુનને જણાવી,
ગાણ્ડીવઘોષકૃતિ કારમિ જ્યાં કરાવી. ૩૦

---

શ્લોક ૩૦ મો—'પિતૃવ્ય'—નો ખરો અર્થ તો 'કાકો' થાય-પણ અહિ 'પિતરાઇ'ના અર્થમાં ભ્રમથી આ શબ્દ વપરાયો જણાય છે.

પ્રથમ સહસા (વિચાર કર્યા વિના) યુદ્ધમાં (અર્જુન) પડેલો, અને પછી દુર્યોધનાદિક બંધુઓનો ઘાત કરવાનો ભય ધારીને (બંધુનો ઘાત કરવો એ પાપ છે એમ ભય ધારીને) વિરાગ આણીને (આ બધાં સગાંને મારીને શું ફળ? શું માત્ર રાજ્યલાભ માટે આમ સગાંનો વધ કરવો? બળ્યું હેવું રાજ્ય!-એમ વિરાગ આણીને) અડી ઉભેલો,-હું તો નહિ યુદ્ધ કરું એમ કરીને શસ્ત્રાસ્ત્ર નાંખી દઇ ઊભેલો; તેથી તે અર્જુનને સદ્ધર્મનું ખરું તત્ત્વ જણાવીને (આ દુનિયામાં સમત્વ રાખી કર્મ (કર્તવ્ય) તો કર-વાંજ જોઇયે-એમ ધર્મતત્ત્વ જણાવીને)—કૃષ્ણે—અર્જુન કને ગાણ્ડીવ (અર્જુનના ધનુષનું નામ ગાણ્ડીવ હતું-તે ધનુષ) ના ઘોષ (ટંકાર)ની કૃતિ કારમી—પ્રબળ અને અદ્ભુત પરિણામ કરનારી—કરાવી. અર્થાત્ યુદ્ધમાં અર્જુનને પ્રવૃત્ત કર્યો. આમ ભવ્યંગ્યન્તરથી કહેવાને લીધે પર્યાયોક્ત અલંકાર થયો છે. 'કૃષ્ણે' એ પદ પૂર્વના શ્લોકમાંથી લેવાની જરૂરજ છે એમ નથી; સહજ સૂચવાય છે ખરું.

"ઉભેલો" "પડેલો"—એ વિશેષણનો, વિશેષ્ય, "અર્જુન" અધ્યાહૃત લઇ,—પ્રથમ બે ચરણ સ્વતન્ત્ર વાકયો ગણી; તે પછી, ત્રીજા ચરણને આ-રંભે "તેથી તે" એ શબ્દો અથવા "તે વખતે" અથવા હેવા શબ્દો "અર્જુ-નને"ની પૂર્વે ગૃહીત લેવાથી અન્વય બેસશે. "ઉભેલા" "પડેલા", એમ કૃદન્ત વિશેષણ ત્રીજા ચરણમાંના "અર્જુનને" હેના કર્યા હોત તો અન્વય સુઘટિત વધારે થાત; પરંતુ પદ્ય શ્રવણસુભગ ઓછું થાત.

"પિતૃવ્ય"—હેમાં "પિ" દીર્ઘવત્ લેવો પડે છે, (પદ્યને માટે) તે જરાક અરુચિ કરે છે. મૂળ ભીમરાવે તો 'પિ' તે 'તૃ'ની પૂર્વે થડકાઇને ગુરુ થાય છે એમ ભ્રમથી આ ઠેકાણે શબ્દ મૂકેલો લાગે છે. શાથી કે ઋકારનો બરો-બર ઉચ્ચાર ન કરવાથી ઋકારયુક્ત વયડી તે જાણે સંયુક્તાક્ષર જ ના હોય તેમ તે પૂર્વેની વયડીનો સ્વર થડકાવવાની ખોટી રીતથી ઘણા સંસ્કૃત

જ્યાં પ્રેમનાં ભરતતાત શકુંતલાનાં,
સૌભાગ્ય ખોઇ તપતી જનકાત્મજાનાં
ગાઈ ઉદાર ચરિતો, પદ શારદાનાં
પૂજી થયા અમર બે કવિ મુખ્ય માન્યા. ૩૧

જ્યાં બિન્દુમાં ગ્રહ ગણી રવિ નામધારી,
કીધો સ્વકાર્યવશ સર્વ ખગોળ ભારી;

---

સારું જાણનારા વિદ્વાનો પણ હાવી ભૂલ્ય કરે છે. ઉદાહરણ તરીકે રા. મણીલાલ નભુભાઇના ઉત્તરરામચરિતના ભાષાન્તરમાંનાં નીચે લખેલાં પદ્યનાં ચરણો જુઓ:—

"જે કર્ણ અમૃત, રસાયણ ચિત્તકેરાં" (પૃ. ૧૬. પં. ૧૧)

"લીંપે શકે સુરસ અમૃત લેપનાથી" (પૃ. ૫૪ પં. ૫). મહારાણીની 'જુબિલી' વિશે 'વિનોદિની' એ નામનું કાવ્ય ભીમરાવે કર્યું છે ત્હેમાં પણ એમ છે:—"પિતૃવ્ય પેખી પડતો પદવંદનાર્થે."

પણ ત્હાં 'પિ' ઉપર દીર્ઘતાનું ચિહ્ન (–) છાપેલું છે, (એ કાવ્ય ભીમરાવે જાતે હયાતીમાં જ છપાવ્યું હતું)—તેથી ઉપર બતાવેલી ઉચ્ચારભ્રમની કલ્પના વળી ખોટી લાગે છે, અને એટલે દરજ્જે ભીમરાવ દોષમુક્ત થાય છે.

અર્જુનનો વિરાગ ભગવદ્ગીતાના આરંભમાં સરસ વર્ણવ્યો છે.

**શ્લોક ૩૧ મો**—જ્યાં (જે ભારતવર્ષમાં) ભરતતાત (દુષ્યન્ત) અને શકુન્તલાનાં—(હેમના) પ્રેમનાં—તેમજ, સૌભાગ્ય ખોઇને (પતિ રામરાજાએ જનાપવાદને લીધે ત્યાગ કરવાથી) તપ કરતી જનકાત્મજા—સીતાનાં, ઉદાર ચરિતો, શારદા (સરસ્વતી)નાં પદ (ચરણ) પૂજીને (વિદ્યાની દેવીની કૃપાથી) ગાઇને બે મુખ્ય માન્યા (માનેલા) કવિ (અનુક્રમે અભિજ્ઞાનશાકુન્તલનો કર્તા કાલિદાસ અને ઉત્તરરામચરિતનો કર્તા ભવભૂતિ) અમર થયા. કીર્તિને લીધે અમર થયા. કાલિદાસનું સર્વોત્તમ નાટક શાકુન્તલ છે અને ભવભૂતિનું ઉત્તરરામચરિત છે; તે બંને વાતનું અનુલક્ષણ આ શ્લોકમાં સુંદર કવિત્વયુક્ત સ્થિતિવર્ણનથી કર્યું છે.

**શ્લોક ૩૨ મો**—રવિ નામ ધારી—રવિને નામે નામ ધારણ કરનાર; ભાસ્કરાચાર્ય, પ્રખ્યાત જ્યોતિર્વિદ્. 'સિદ્ધાન્તશિરોમણિ' વગેરેનો રચનાર; (તૃતીયાનો પ્રત્યય લુપ્ત છે)—"કીધો" તથા "વિરાચ"નો કર્તા.

વિસ્તારિ તે ગણિતની સહુ દેશ લીલા,
લીલાવતી વિરચિ સત્કૃતિમાં રસીલા. ૩૨

આકાશથી ઉતરિ ગહ્‌વર ગુહ્ય ભેદી,
ગાઢાં શિલા તરુયૂથો બળમાંહિ છેદી;
જેને તટે મુનિવરે ધર્યું ધ્યાન લોભે,
ભાગીરથીસમ સરિત્ નહિં કોઇ શોભે. ૩૩

ને ક્યાં હિમાલય સમો પણ અદ્રિ એવો,
ઊંચો શિલા હિમતણી ધરિ કોટ જેવો;
જેણે ઉતારિ દળ દાનવ દીન કીધાં,
આ દિવ્ય ભૂમિ ઉદરેજ શમાવિ દીધાં. ૩૪

---

બિન્દુમાં ગ્રહ ગણી—અર્થ સ્પષ્ટ જણાતો નથી. પણ—ગ્રહને ઠેકાણે બિન્દુઓ મૂકીને ગણતરી કરીને આમ અર્થ હશે.

તે ગણિતની—ખગોળશાસ્ત્રને ઉપયુક્ત ગણિતની. **લી**લાવતી—પોતાની પુત્રી **લી**લાવતી નામની હતી ત્હેનું નામ અમર રાખવા, પોતે રચેલા ગણિત શાસ્ત્રના પુસ્તકનું નામ **ભા**સ્કરાચાર્યે "**લી**લાવતી" રાખ્યું એમ કહેવાય છે.

"સત્કૃતિમાં"—એટલે ગણિતની સ ત્કૃતિમાં.

**શ્લોક ૩૩ મો**—ગુહ્ય ગહ્‌વરો (ગુફાઓ) ભેદીને, અને ગાઢાં શિલાનાં તથા તરુનાં યૂથો ( ટોળાં ) બળમાં છેદીને, (જે) આકાશથી ઉતરી (ઊંચા હિમાલયથી ઉતરી માટે આકાશથી જ ઉતરી), (જેણે આકાશથી ઉતરીને ગુફાઓ ભેદી અને શિલા તરુ વગેરે છેદ્યાં); અને જે'ને તટે મુનિયોએ ધ્યાન ધર્યાં (લોભે—મોક્ષાદિક સિદ્ધિને લોભે), (હેવી) **ભા**ગીરથી જેવી બીજી કોઇ નદી, (જે **ભા**રતવર્ષમાં) શોભતી નથી.

**શ્લોક ૩૪ મો**—ચરણ ૨ જું. હિમતણી (બરફની) શિલાઓ ધરીને ( ધારણ કરીને ) રહેલો જેવો ઊંચો કોટ; જાણે બરફની શિલાનો બનેલો ઊંચો કોટ.

ચરણ ૩, ૪. જેણે—જે હિમાલયે.

આ દિવ્યભૂમિ—આ ભરતખંડની દિવ્ય ભૂમિ. ત્હેના ઉદરમાં શમાવી દીધાં.'દાનવનાં દળને આ ભૂમિમાં લુપ્ત કરી દીધાં; નાશ પમાડ્યાં, અથવા અપ્રસિદ્ધિની સ્થિતિમાં આણી નષ્ટપ્રાય કીધાં. દાનવનાં દળ—તે, મ્લેચ્છાદિક,

ત્યાં હસ્તિનાપુર અપૂર્વ ઉંચું ધરાથી,
વિસ્તાર પામિ રહ્યું રાજપરંપરાથી;
ચોહાણવંશ વિભવી વિલસ્યું વધારે,
પૃથ્વીપતિ થઈ વસ્યો પૃથિરાય જ્યારે. ૩૫

રાજન્યમાં નિજગુણે ધ્યુતિમાન એવો,
નક્ષત્રમાં ઉડુગણે ગ્રહરાજ જેવો,
શૃંગારનાર નભમંડળ આખું ભાસે,
તોયે રહ્યો સ્વપદવી ધરિ સ્વપ્રકાશે. ૩૬

---

પરદેશી હુમલો કરનારી પ્રજાઓ. આમ અર્થ સંભવે છે. પણ તે અર્થ લેતાં પણ ઐતિહાસિક સત્યને વિરોધ આવે છે; કેમકે હિંદુસ્થાન ઉપર હુમલો કરનાર કોઈપણ રાજા કે લોક હિમાલય ઓળંગીને નથી આવ્યા; પછી હિંદુકુશ પર્વતને હિમાલયનો દૂરનો અંત ગણે તો બંધ બેસાડાય.

ત્રીજા ચરણમાં 'ઉતારિ' ને ઠેકાણે 'વટાવિ' એમ પાઠાન્તર છે.

**શ્લોક ૩૫ મો**—ત્યાં—હેવા—ઉપરના સર્વ શ્લોકમાં ઇતિહાસસંસ્કારી વિશેષણોથી ઉદ્દિષ્ટ કરેલા—**ભારતવર્ષમાં**

"અપૂર્વ ઉંચું ધરાથી"—કાંઇ વાસ્તવિક પાદાર્થિક સ્થિતિમાં ઊંચું નહિં; પણ કીર્તિ, સમૃદ્ધિ, ઇત્યાદિ ગુણગૌરવે કરીને અપૂર્વરીતે ઉન્નત દશામાં આવેલું. ધરાથી—આખી પૃથ્વીથી; પૃથ્વીના બીજા બધા ભાગ કરતાં.

ઉત્તરાર્ધ—જ્યહારે **ચોહાણવંશવિભવી** (**ચોહાણ** વંશના વિભવ-સમૃદ્ધિવાળો) **પૃથિરાય** પૃથ્વીપતિ થઇ વસ્યો ત્યહારે-એ **હસ્તિનાપુર**—વધારે વિલસ્યું, વિલાસ પામ્યું, સમૃદ્ધિ વગેરેમાં રમ્યું: અથવા, વિલસ્યું=શોભા પામ્યું.

**ચોહાણવંશવિભવી**—એ **હસ્તિનાપુરનું** નહિં, પણ **પૃથિરાયનું** વિશેષણ છે.

પૃથુરાજ, પૃથિરાય, પૃથિરાજ, પૃથ્વીરાય, પૃથ્વીરાજ,—એ નામાન્તર છે.

**શ્લોક ૩૬ મો**—રાજન્ય=ક્ષત્રિય.

ચરણ ૨ જું "નક્ષત્રમાં" અને "ઉડુગણ" હેમાં પુનરુક્તિ આવે છે. તેમજ "નિજગુણે" નો પ્રતિરૂપ સમાન ધર્મ જાણે બતાવનાર ના હોય એમ "ઉડુગણે" શબ્દ મૂક્યો જણાય છે, પણ સાધર્મ્ય માત્ર અનુપ્રાસનુંજ જણાય છે. આમ એ દોષ જણાય છે, ખરા. પણ કાંઈક સમર્થન નીચે પ્રમાણે

વિસ્તારિ તે ગણિતની સહુ દેશ લીલા,
લીલાવતી વિરચિ સત્કૃતિમાં રસીલા. ૩૨

આકાશથી ઉતરિ ગહ્વર ગુહ્ય ભેદી,
ગાઢાં શિલા તરુયૂથો બળમાંહિ છેદી;
જેને તટે મુનિવરે ધર્યું ધ્યાન લોભે,
ભાગીરથીસમ સરિત્ નહિં કોઇ શોભે. ૩૩

ને ક્યાં હિમાલય સમો પણ અદ્રિ એવો,
ઊંચો શિલા હિમતણી ધરિ કોટ જેવો;
જેણે ઉતારિ દળ દાનવ દીન કીધાં,
આ દિવ્ય ભૂમિ ઉદરેજ શમાવિ દીધાં. ૩૪

---

બિન્દુમાં ગ્રહ ગણી—અર્થ સ્પષ્ટ જણાતો નથી. પણ—ગ્રહને ઠેકાણે બિન્દુઓ મૂકીને ગણતરી કરીને આમ અર્થ હશે.

તે ગણિતની—ખગોળશાસ્ત્રને ઉપયુક્ત ગણિતની. **લી**લાવતી—પોતાની પુત્રી **લી**લાવતી નામની હતી ત્હેનું નામ અમર રાખવા, પોતે રચેલા ગણિત શાસ્ત્રના પુસ્તકનું નામ **ભા**સ્કરાચાર્યે "**લી**લાવતી" રાખ્યું એમ કહેવાય છે.

"સત્કૃતિમાં"—એટલે ગણિતની સ ત્કૃતિમાં.

**શ્લોક ૩૩ મો**—ગુહ્ય ગહ્વરો (ગુફાઓ) ભેદીને, અને ગાઢાં શિલાનાં તથા તરુનાં યૂથો (ટોળાં) બળમાં છેદીને, (જે) આકાશથી ઉતરી (ઊંચા હિમાલયથી ઉતરી માટે આકાશથી જ ઉતરી), (જેણે આકાશથી ઉતરીને ગુફાઓ ભેદી અને શિલા તરુ વગેરે છેદ્યાં); અને જે'ને તટે મુનિયોએ ધ્યાન ધર્યાં (લોભે—મોક્ષાદિક સિદ્ધિને લોભે), (હેવી) **ભા**ગીરથી જેવી બીજી કોઇ નદી, (જે **ભા**રતવર્ષમાં) શોભતી નથી.

**શ્લોક ૩૪ મો**—ચરણ ૨ જું. હિમતણી (બરફની) શિલાઓ ધરીને (ધારણ કરીને) રહેલો જેવો ઊંચો કોટ; જાણે બરફની શિલાનો બનેલો ઊંચો કોટ.

ચરણ ૩, ૪. જેણે—જે **હિ**માલયે.

આ દિવ્યભૂમિ—આ ભરતખંડની દિવ્ય ભૂમિ. ત્હેના ઉદરમાં શમાવી દીધાં. દાનવનાં દળને આ ભૂમિમાં લુપ્ત કરી દીધાં; નાશ પમાડ્યાં, અથવા અપ્રસિદ્ધિની સ્થિતિમાં આણી નષ્ટપ્રાય કીધાં. દાનવનાં દળ—તે, મ્લેચ્છાદિક,

ત્યાં હસ્તિનાપુર અપૂર્વ ઉંચું ધરાથી,
વિસ્તાર પામિ રહ્યું રાજપરંપરાથી;
ચૌહાણવંશ વિભવી વિલ્લસ્યું વધારે,
પૃથ્વીપતિ થઈ વસ્યો પૃથિરાય જ્યારે. ૩૫

રાજન્યમાં નિજગુણે ધ્રુતિમાન એવો,
નક્ષત્રમાં ઉડુગણે ગ્રહરાજ જેવો,
શૃંગારનાર નભમંડળ આખું ભાસે,
તોયે રહ્યો સ્વપદવી ધરિ સ્વપ્રકાશે. ૩૬

---

પરદેશી હુમલો કરનારી પ્રજાઓ. આમ અર્થ સંભવે છે. પણ તે અર્થ લેતાં પણ ઐતિહાસિક સત્યને વિરોધ આવે છે; કેમકે હિંદુસ્થાન ઉપર હુમલો કરનાર કોઈપણ રાજા કે લોક **હિમાલય** ઓળંગીને નથી આવ્યા; પછી **હિં**દુકૂશ પર્વતને હિમાલયનો દૂરનો અંત ગણે તો બંધ બેસાડાય.

ત્રીજા ચરણમાં 'ઉતારિ' ને ઠેકાણે 'વટાવિ' એમ પાઠાન્તર છે.

**શ્લોક ૩૫ મો**—ત્યાં—હેવા—ઉપરના સર્વ શ્લોકમાં ઇતિહાસસંસ્કારી વિશેષણોથી ઉદ્દિષ્ટ કરેલા—**ભાર**તવર્ષમાં

"અપૂર્વ ઉંચું ધરાથી"—કાંઇ વાસ્તવિક પાદાર્થિક સ્થિતિમાં ઊંચું નહિં; પણ કીર્તિ, સમૃદ્ધિ, ઇત્યાદિ ગુણગૌરવે કરીને અપૂર્વરીતે ઉન્નત દશામાં આવેલું. ધરાથી—આખી પૃથ્વીથી; પૃથ્વીના બીજા બધા ભાગ કરતાં.

ઉત્તરાર્ધ—જ્યહારે **ચૌહાણ**વંશવિભવી (**ચૌહાણ** વંશના વિભવ-સમૃદ્ધિવાળો) **પૃ**થિરાય પૃથ્વીપતિ થઇ વસ્યો ત્યહારે-એ **હ**સ્તિનાપુર—વધારે વિલ્લસ્યું, વિલાસ પામ્યું, સમૃદ્ધિ વગેરેમાં રમ્યું: અથવા, વિલ્લસ્યું=શોભા પામ્યું.

**ચૌહાણ**વંશવિભવી—એ **હ**સ્તિનાપુરનું નહિં, પણ પૃથિરાયનું વિશેષણ છે.

પૃથુરાજ, પૃથિરાય, પૃથિરાજ, પૃથ્વીરાય, પૃથ્વીરાજ,—એ નામાન્તર છે.

**શ્લોક ૩૬ મો**—રાજન્ય=ક્ષત્રિય.

ચરણ ૨ જું "નક્ષત્રમાં" અને "ઉડુગણ" હેમાં પુનરુક્તિ આવે છે. તેમજ "નિજગુણે" નો પ્રતિરૂપ સમાન ધર્મ જાણે બતાવનાર ના હોય એમ "ઉડુગણે" શબ્દ મૂકેલો જણાય છે, પણ સાધર્મ્ય માત્ર અનુપ્રાસનુંજ જણાય છે. આમ એ દોષ જણાય છે. ખરા. પણ કાંઈક સમર્થન નીચે પ્રમાણે

મંત્રી મહાન પણ તે નિજ કાર્યસિદ્ધિ
સર્વાનુકૂલ કરિને, ધરિ રાજ્ય રિદ્ધિ;
સંસ્કાર પામિ સઘળો નિજ બુદ્ધિયોગે,
ધર્માનુકૂલ કૃતિ એવિ મનુષ્યલોકે. ૩૭

સામંતસંશ્રય, તથાપિ સમગ્ર કાન્તિ,
આત્મપ્રભાવથિ ધરી, કરિ દૂર ભ્રાન્તિ;
તેથી સ્વકર્મ કરતે લહિ ન્યાય નીતિ,
રૂહેતો અભેદ્ય; ખરિ ક્ષત્રિય રાજ્યરીતિ. ૩૮

---

થાયઃ—નક્ષત્ર–એટલે સૂર્ય, ચંદ્ર, તારા, વગેરે સર્વ વ્યોમમાં ફરનારા અને રહેનારા ગોળ. તે નક્ષત્રોમાં જેમ ઉડુગણે; તારાગણે;—તારાગણના સમાવેષ્ટનથી, ગ્રહરાજ (સૂર્ય); તેમ ક્ષત્રિયમાં નિજગુણથી પૃથુરાજ.

ઉત્તરાર્ધ—આખું નભમંડળ શૃંગારનાર ભાસે છે (સૂર્ય) તોપણ પોતાનું તેજ તેથી કરીને કાંઇ ઓછું ન થતાં, સ્વપદવી (સ્થિતિ) ધરીને સ્વપ્રકાશે રહ્યો છે; હેવો ગ્રહરાજ નક્ષત્રમાં તેમ ક્ષત્રિયમાં પૃથુરાજ.

શ્લોક ૩૬, ૩૭, ૩૮, ૩૯ એ પૃથુરાજના ગુણના વર્ણન વિશેના છે.

**શ્લોક ૩૭ મો**—આ શ્લોકમાં "તે" એ કર્તૃપદનું પ્રધાન ક્રિયાપદ જડતું નથી. ભ્રમમાં ને ભ્રમમાં મૂકવું રહી ગયું જણાય છે.

મંત્રી મહાન હતા ( હેની પાસે ), પણ તે પોતાના કાર્યની સિદ્ધિ સર્વાનુકૂલ કરીને, રાજ્યરિદ્ધિને પણ સાચવીને સઘળો સંસ્કાર (Education) પામીને પોતાની બુદ્ધિના યોગે,—કાર્યસિદ્ધિ કરતો. ( એમ ભાવ છે ) પણ એટલા છેલ્લા શબ્દ અનુક્ત રહી ગયા છે.

ચરણ ૪ થું. એવી (હેની) મનુષ્યલોકમાં ધર્માનુકૂલ (રાજધર્મને અનુકૂલ–યોગ્ય) કૃતિ હતી. મંત્રીને વશ ન રહેતાં, પોતાની જ્ઞાનસંપત્તિના બળે સંસ્કાર પામેલી બુદ્ધિથી કાર્ય કરતો. અને તેમ કરવામાં રાજ્યની ઋદ્ધિને નુકશાન પણ ન પ્હોંચાડતાં, સર્વેને અનુકૂલતા આવતી. આ રાજધર્માનુકૂલ કૃતિ.

ચરણ ૨ જામાં " રિદ્ધિ " એ શબ્દ " ઋદ્ધિ " એ ઉપરથી થયેલો પ્રાકૃત શબ્દ છે.

**શ્લોક ૩૮ મો**—અન્વયઃ—(એ પૃથુરાજ) સામન્તસંશ્રય ( હતો )—માંડલિક રાજા વગેરેથી વીંટાયલો હતો,—તથાપિ આત્મપ્રભાવથીજ (પોતાનાજ પરાક્રમથી) સમગ્ર કાન્તિ (રાજસમૃદ્ધિથી ઉત્પન્ન થતી સુખની ગર્વા-

જે સિંહનાદ અવલેખિ પ્રસિદ્ધ જાતે,
લાવ્યો દિગીશ થઈને ગજ પાળવા તે;
તેવોજ રાક્ષસથકી સ્થિતિ રક્ષણાર્થી,
તે રાજમંડળ વિષે નૃપ ચક્રવર્તી. ૩૯

જે આદ્ય દિવ્ય સહુ વાદ્યનિ ક્યાં તું વીણા !
રાગે ભર્યાં મધુર તે સુર આપિ ઝીણા;
પ્હેલી વશી સુતનુ નારદકંઠરાગે,
આવી પછી સુરસમાનજ લોકભાગે. ૪૦

---

દિકની કાન્તિ) ધરીને, (હેણે) ભ્રાન્તિ (ભ્રમ;—રાજ્યમાં અંધેર વગેરે સર્વ ભ્રાન્તિ) દૂર કરી; તેથી સ્વકર્મ કરતે (પોતાનાં રાજકાર્ય કરતે) ન્યાયનીતિ લહીને ( સત્ય અને ન્યાયની પદ્ધતિ લઇને, હેવી ન્યાયરીતિ આદરવાથી, ) અભેદ્ય,–કોઇ પણ શત્રુ વગેરેથી ભેદાય નહિં હેવો, જેના સામાન્તાદિક ફુટે નહિં હેવો,–રહેતો; (આજ) ખરી ક્ષત્રિયની રાજ્યરીતિ.

**શ્લોક ૩૯ મો**—અન્વયઃ—જે (પૃથુરાજ) પ્રસિદ્ધ સિંહનાદ (ગજનો સિંહનાદ) અવલેખી ( જાણીને ), દિગીશ થઇને,–દિગ્વિજય કરીને—પાળવા માટે ગજ (દિગ્ગજ—દિક્પાળગજ)ને જાતે–પંડે, પોતે–લાવ્યો; તેવોજ—તેમજ, રાજમંડલ વિષે તે ચક્રવર્તી નૃપ રાક્ષસ થકી પોતાની ( પોતાના રાજ્યની ) સ્થિતિના રક્ષણનો અર્થી હતો; રાક્ષસોના ત્રાસથી પોતાના રાજ્યની સુસ્થિતિ બચાવી રાખવાને પ્રયત્ન કરતો હતો.

આ દિગ્ગજની કલ્પિત વાર્તા આ ઇતિહાસમૂલક કાવ્યમાં આણી છે તે માત્ર આ કાવ્યને સંસ્કૃત પદ્ધતિના મહાકાવ્યનું સ્વરૂપ આપવા માટે હશે એમ લાગે છે.

**શ્લોક ૪૦ મો તથા ૪૧ મો**—આ યુગ્મક છે.

આ પાંચ ( ૪૦, ૪૧, ૪૨, ૪૩, અને ૪૪ ) શ્લોકમાં એક અપૂર્વ પ્રકારનું અને સુંદર તથા અદ્‌ભુત કવિત્વયુક્ત આવાહન છે. **સરસ્વતી** અથવા હેવી કોઇ સાંકેતિક અને સાંપ્રદાયિક દેવતાને સંબોધીને નહિં, પણ કવિતાની ભગિની સંગીતવિદ્યાની પરમ અધિષ્ઠાનભૂત તથા સંજ્ઞારૂપ હેવી દિવ્ય **નારદની વીણાને** સંબોધીને, આ રમણીય આવાહન કર્યું છે. હેમાં કવિત્વના ભાવનું અને દિવ્યવાદ્યના સ્વરોનું અભેદાધ્યવસાન (Identification) સહજ રીતે, પ્રયાસ વિના જ, સુંદર રીતે કર્યું છે.

આ આવાહન સર્ગને આરંભે ન મૂકવામાં તથા આમ પૃથુરાજનું વર્ણન પૂરું થયા પછી, સર્ગને અંતે મૂકવામાં સુંદર કૌશલ વાપર્યું છે. સાંકેતિક પદ્ધતિથી ભિન્ન રીત વાપરી તે નવીનતાને ખાતર જ નહિં, પરંતુ આરંભમાં મૂક્યું હોત તો ભારતવર્ષનું વર્ણન આરંભમાં આવીને જે કાવ્યારંભમાં એકદમ ઉદ્ભિન્ન થતા ગંભીરનાદી ગાનના જેવી મોહક રચના થાય છે તે ના થાત; તેમજ પૃથુરાજનું કાંઈક વર્ણન આવ્યા પછી, આ આવાહનના ચોથા શ્લોકમાં પૃથુરાજની પત્ની સતી થએલી ત્હેને અનુલક્ષણ છે તે વધારે સંદેહમાં આચ્છાદિત રહેત.

આ આવાહનના શ્લોકો ભીમરાવના હસ્તલેખમાં ૩૫ મા શ્લોક અને ૩૬ માની વચ્ચે લખેલા છે; અને શ્લોકના અંક માત્ર તે તે ઠેકાણે જૂદી રીતે મૂકયા છે તેથી અંતે જ આવાહન આવે છે. તે ઉપરથી જણાય છે કે પ્રથમ ભીમરાવે એ આવાહન આમ વચમાં મૂકવું ધાર્યું હશે, અથવા તો શ્લોક ૩૬ થી ૩૯ આવાહનના શ્લોક રચ્યા પછી રચ્યા હશે. જો આવાહન વચમાં મૂકયું હોત તો પણ અડચણ નહોતી. એથી વળી કાંઈક જૂદી ખૂબી આવત. તેમજ ૩૯ મા શ્લોકને અંતે "નૃપ ચક્રવર્તી" એ શબ્દો આવેલા, સર્ગ ૨ જાને આરંભે "ચક્રવર્તી થઈ ત્યારે" એમ ઉપાડી લેવાય છે તે પણ સુઘટિત થાત.

અન્વયઃ—સહુ દિવ્યવાદ્યની જે આદ્ય (તે) તું વીણા કય્હાં છે ? (જે તું) રાગે ભર્યા (પ્રેમથી ભરેલા) મધુર, ઝીણા, તે પ્રસિદ્ધ સૂર આપી (આપીને, આપતી) પ્હેલી નારદકંઠે (માં) રાગે (પ્રેમથી) તું સુતનુ (સુંદર શરીર વાળી) વશી; અને પછી સુરસમાન લોકને (ગંધર્વાદિકને) ભાગે (હિસ્સે) આવી.—એનીએ વીણા આવી એમ શબ્દાર્થને વળગવું નહિં; એ વીણા એટલે એ દિવ્ય સંગીતકલા એટલુંજ સમઝવાનું છે.

ગંધર્વ તે 'સુરસમાન' કહેવાનું કારણ એ કે એ જાતિને પણ દેવયોનિમાં ગણેલી છે.

विद्याधराप्सरोयक्षरक्षोगन्धर्वकिन्नराः ।

पिशाचो गुह्यकःसिद्धो भूतोऽमी देवयोनयः ॥

(અમરકોશ).

તે ક્યાં દિસે મધુરવાદિનિ રમ્ય વીણા !
તારા વિભાવ સઘળા પ્રણયચ્છબીના;
કે તું રહી લટકતી વનવૃક્ષડાળે,
બેશી તળે વિરતવાદિતને નિહાળે ! ૪૧

---

**શ્લોક ૪૧ મો**—ચરણ ૨ જું. ત્હારા સર્વ વિભાવ (રાગધ્વનિના કારણભૂત સ્વરભેદ) તે સર્વ પ્રણયચ્છબીના છે. પ્રેમના સ્વરૂપનાજ છે; ત્હારા સર્વે મધુર સ્વરસંયોગમાં અંતર્વર્તીભાવ પ્રેમ જ વ્હેછે. નીચે ૪૨ મા શ્લોક-માં "કોવાર તે મદ ભરી" "વળિ કાંઇ દીના" "કોવાર ભાવ ધરિ નાચતિ મોતિ વેરે," "અન્યક્ષણે સદય તે થઇ આંસુ રેડે"—એમ અન્ય ભાવ આ **વીણાને** અંગે વર્ણવેલા છે; માટે કાંઇ તેથી આ વાક્યની સાથે અર્થવિરોધ આવતો નથી. બધાએ ભિન્ન ભિન્ન ભાવની નીચે વ્હેતું એ પ્રેમના ભાવનું વ્હેણ છે એમ આ ઠેકાણે લેવાનું છે. સર્વે રસમાં બીજરૂપે આનંદનો એક પ્રકાર રહેલોજ છે. તેજ આ પ્રેમ.

વિભાવ—કાવ્ય શાસ્ત્રમાં રસની ઉત્પત્તિ બતાવતાં દર્શાવેલાં "કારણ" તે "વિભાવ" કહેલા છે. ત્હેના બે ભેદ, "આલંબન વિભાવ "અને ઉદ્દીપન વિભાવ". જેમકે શૃંગાર રસમાં, નાયિકાદિક આલંબન અને વસંતઋતુ, ગીત, ઇત્યાદિક ઉદ્દીપનવિભાવ. "વિભાવનો" આ સ્થળે અર્થ સર્વથા નથી; પણ તે ઉપરથીજ થયેલો, ત્હેને પ્રતિરૂપજ સંગીતને અનુકૂળ અર્થ લેવાનો છે. એટલે ગીતધ્વનિના કારણભૂત સ્વરભેદ.

પરંતુ અહિં સંગીત અને કવિતાનું એક જાતનું અભેદાધ્યવસાન કરેલું છે, તેથી વિભાવના આ સંગીતપર અર્થ ઉપર કાવ્ય શાસ્ત્રમાંના અર્થની છાયા પણ પાડવાની છે, માટે એ મિશ્ર અર્થ લેવાનો છે.

ઉત્તરાર્ધ—કે—અહિં "કે"નો અર્થ છેક વિકલ્પાત્મક લેવાનો નથી. પૂર્વે કાંઇ વિકલ્પવિષય કહ્યો નથી. છતાં "કે"થીજ શરૂ કર્યું છે, તે દોષ નથી, પણ એક પ્રકારની વાક્યની સુંદરતાનું બીજ છે. પૂર્વે પૂછ્યું છે કે- "તે ક્યાં દિસે મધુરવાદિની ! રમ્યવીણા ?" મતલબ કે "તું ક્ય્હાં ગઇ ?" "કાંઇ જતીજ રહી કે શું ?" એમ ગર્ભિત અર્થ એ શાબ્દપ્રશ્નનો છે—તેથી પછી વળી પૂછેછે કે-"તું રહી લટકતી"—ઇત્યાદિ.

અન્વયઃ—કે તું (કોઇ) વનવૃક્ષની ડાળે લટકતી રહીને, તળે બેશીને (ડાળે લટકતી એટલે નીચેજ લટકતી હોય, માટે તળે બેશીને એમ કહ્યું છે) (ત્હારા) વિરત વાદિતને (બંધ પડી ગયેલા ગીતધ્વનિને) તું નિહાળે છે ?

આ ઘણાજ ઉન્નત કવિત્વયુક્ત અદ્દ્ભુત કલ્પનાનું ઉડ્ડયન છે. **વીણા** તે પોતાના વિરામ પામેલા સ્વરધ્વનિને જોતી જોતી નિર્જન વનમાં વૃક્ષ ઉપર લટકતી કલ્પી છે. હવે કોઈ એ દિવ્ય વીણાના સ્વરો જગાડનાર ના રહ્યું તેથી ઉપેક્ષિત થયેલી કોઇ વૃક્ષની ડાળે લટકી રહી છે; અને ત્હાં રહી રહી પોતાના ભૂતકાળમાં ઉદ્દ્ભૂત થઇ લીન થયેલા મહાન્, મધુર, ગંભીર, સ્વરો—જે વિરત થયા માટે કાંઇ અસ્તિત્વમાંથી લુપ્ત જ થયા છે એમ નથી, તે સ્વરો—ને નિહાળે છે; સાંભળે છે એટલુંજ નહિં, પણ પ્રત્યક્ષવત્ જુવે છે. સ્વરને શ્રવણવિષય છતાં "નિહાળે" એમ કહેવાથી, "શ્રવણ" ને "દર્શન" એ બે ક્રિયાનો અભેદ કરવામાં માત્ર સાધારણ લક્ષણા થતી નથી, પરંતુ એથી લુપ્ત જેવા થયેલા ગીતસ્વરનું હજી પણ અસ્તિત્વ છે એમ રમણીય પ્રતીતિ થાય છે. એ ગીતસ્વર તે માત્ર ગીત વિરામ પામતાં જે અમુક કાળ સુધી મધુર ધ્વનિના રૂપમાં મનમાં ઝણઝણ્યા કરે છે તે સ્થિતિમાં જ રહેલા નથી, પરંતુ, તેથી પણ વધારે, ચિરંતન સ્થિતિમાં અમરવત્ રહેલા છે ત્હેને એ **વીણા**—જાણે કે ખેદ, પ્રેમ, હર્ષ વગેરે ભાવમાં લીન થઇને—જોયા કરે છે.

"Music when soft voices die,
Vibrates in the memory" (Shelley).

" શિળિ ચાંદનિની સમ રેલિ રહે,
કંઈ ગાન મધૂરું સુમન્દ વહે,
સુણિ જે વશવર્તિ બની ઠરતા,
હરણાંસમ અબ્ધિતરંગ બધા;
મૃદુ એહવું ગાન વહી વિરમે,
તદપિ શ્રવણે ધુનિ ત્હેનિ રમે:—"

એ કાવ્યોમાં સૂચવેલી ગીતધ્વનિની સ્થિતિ રમણીય છે; પણ તે કરતાં વધારે ઉન્નત કલ્પના આ શ્લોકના ઉત્તરાર્ધમાં સમાયલી છે. ગીતધ્વનિના સ્વર ગીત શાન્ત થયા પછી ક્ષણવાર રહે છે એમ નહિં પણ એતો ચિરંજીવ ચેતનાત્મક કોઇ સત્ત્વજ છે—**વીણા**નાં આત્મજો જ છે—જેને એ **વીણા** નિરંતર કૌતુક, હર્ષ, શોક ઇત્યાદિ ભાવથી જાણે નિહાળતી રહે છે. આટલો બધો અદ્દ્ભુત અને રમણીય તથા ગંભીર ધ્વનિ જણાવનારી કલ્પના અત્યુત્તમ કવિત્વનીજ મિલકત છે.

આ કલ્પના અસ્વાભાવિક નથી, હેના પુરાવામાં નીચેનો ઉતારો ધ્યાનમાં લેવા લાયક છે;

તે ક્યાં વસે સ્મિત કરી ફરતીજ વીણા ?
કો વાર તે મદ ભરી વળિ કાંઈ દીના;
કો વાર ભાવ ધરિ નાચ્યતિ મોતિ વેરે,
અન્ય ક્ષણે સદય તે થઈ આંસુ રેડે. ૪૨

---

"This scene was succeeded by the representation of Collins's "Passions" I represented Music seated on a throne, with a small lyre in my hand. I gazed upwards, *as if my Soul were wandering after the echoing sound.*

("Golden Memories" a story by Effic Leigh).

**શ્લોક ૪૨ મો**—"સ્મિત કરી ફરતી"—એ વિશેષણ **વીણા**ના નિરંતર આનંદપ્રધાન ગુણને લીધે આપ્યું છે. સંગીતકલા આનંદનું જ નિદાન છે.

કોઈ વાર મદ ભરી—કોઈ વાર મદયુક્ત ગાન ગાતી.

વળિ કાંઈ દીના—કોઈ વાર વળી દીન સુર કાઢતી.

"કો વાર ભાવ ધરિ નાચ્યતિ મોતિ વેરે"—કોઈવાર આનંદનાદી સુર કાઢી આનંદસુર રૂપી મોતી તું વેરે.

"અન્યક્ષણે૰ ઇત્યાદિ"—વળી કોઈ બીજીવાર સદયભાવ પ્રબોધનાર કરુણરસમય સુર તું કાઢે છે.

આમ ઉપર ઉપરનો અર્થ તો છે. પરંતુ "આ સર્વે ભાવ ઉત્પન્ન કરનારું સંગીત તું ઉત્પન્ન કરે છે," આમ આટલેથી જ અર્થ અટકતો નથી. એ ભાવ જે **વીણા**ના ભિન્ન ભિન્ન સ્વરોદયનાં કાર્ય, અને એ સ્વરોદય જે તે વિવિધ ભાવનાં કારણ, તે બન્નેનું અભેદાધ્યવસાનથી ઐક્ય કલ્પાને **વીણા**ને જ ચેતનવત્ તે તે ભાવ પોતેજ અનુભવતી કલ્પી છે. આ કલ્પનામાં જ કવિત્વની ખુબી રહી છે. આ પ્રકારની કલ્પનાને બળે જ સંગીતકલા અને કવિત્વકલાનું ઐક્ય વિલક્ષણ પ્રકારે અહિં ઉપસ્થિત કર્યું છે. "**વીણા** તે તે ભાવ ઉદ્બોધનારી નહિં પણ પોતેજ તદ્રૂપ થઇ તે ભાવ અનુભવનારી"—આ ઉત્તમ કલ્પનાની ખુબી અનુભવગમ્ય જ છે. આનંદના સુર તેજ આનંદના ભાવ (અને તે મોતીના રૂપકથી રૂપિત થયેલા વધારે

ચમત્કૃતિજનક છે), તેમજ કરુણરસાનુકૂલ સ્વર તે વીણાનાંજ રેડેલાં આંસુ–એ પણ આ રમણીય કલ્પનાનાં રમણીય અંગ છે.

કવિને વિશે કવિતા કરવી તે ગાવું એમ અનેક રીતે અંગ્રેજી ભાષામાં શબ્દો વપરાય છે. અને આપણી આ દેશની કવિતા ગાયા વિના બોલાતી જ નથી. આમ કવિતા અને સંગીત એ બેનો નિકટ સંબન્ધ તો ઉઘાડો જ છે.' કવિતા અગેય ગદ્યમાં પણ હોઇ શકે છે એ વાત કેટલેક અંશે ખરી છે. આપણાં પ્રાચીન કાવ્યશાસ્ત્રોમાં પણ કાદમ્બરી જેવાં પુસ્તકોને ગદ્ય કાવ્યની પદવી આપી છે. પરંતુ કાવ્યનું પરિપૂર્ણ રૂપ પદ્યમાંજ આવે અને ગદ્યકાવ્ય એ ખરું જોતાં શબ્દવિરોધ જ છે એમ પણ કહેવું અયોગ્ય નથી. આ પ્રશ્ન ઝીણો છે અને અહિં વિસ્તાર થાય એમ નથી. પરંતુ જગત્માં સાહિત્યના ઇતિહાસમાં સર્વ સ્થળે અને સર્વ કાળે કવિતા અને પદ્યનો અનિવાર્ય સંબન્ધ મનાયો છે એ નિઃસંશય છે. પરંતુ પદ્ય તે પણ ગેય હોય તોજ વધારે કવિત્વને તેજ આપે છે એ અનુભવ વિશેષે સંગીતકાવ્યમાં અને બીજાં પણ કાવ્યમાં સામાન્ય રીતે જણાઇ આવશે. અંગ્રેજી કવિતામાં ગેયતા બહુ અંશે લુપ્ત થઇ છે તે બાબત ખેદ કરીને એક ઉત્તમ અંગ્રેજ સાહિત્ય-વિવેચક ( ( Dr. Shairp ) નીચે પ્રમાણે કહે છે:—

And for poetry to lie as it does dead in our printed books, to be read merely by the eye, or, if uttered aloud, to be read as one would a newspaper, is as unnatural, as emptying to it of its meaning, as it is for the lovely wild-flower to be seen dried and colourless within the leaves of a herbarium. Not of all lyrical poetry only, though of it pre-eminently, but of all high poetry, may it be said that it is only then fitly uttered when it is chanted, not read; and so it is with a chant that most poets have recited their own poetry. As wordsworth tells us, "Though the accompaniment of a musical instrument be dispensed with, the true poet does not therefore abandon his privilege distinct from that of the mere proseman;

ગા તું ફરી અતુલ ગાયન એક વેળા,
હે દિવ્ય વાદિનિ! તુંને અમરો વરેલા;
પૂરા સુણાય નહિં આજ સુરો સતીના.
તે થાય શું લય હતી નહતી થતીના? ૪૩

---

'He murmurs near the running brooks,
A music sweeter than their own.'

It is a sad divorce that has long been made between poetry and song. We shall never know the full power of poetry till she has wandered back to her original home, and found there her long-severed sister, Music. Only then, if they could find each other again, and come forth to the world in blended might, should we know the full compass of that marvellous creation which we call poetry.

આ ગંભીર વિચારોનું મનન કરતાં જણાશે કે કવિતા અને સંગીત એ બેનો નિકટ સંબન્ધ તે ઐક્ય જેવો કરી બતાવવામાં ઉપરના શ્લોકમાં **ભી**મરાવની કલ્પનાએ કૂહેવા ઊંડા તત્ત્વનો ગ્રાસ કર્યો છે.

(ટીપઃ—જેમ અંગ્રેજીમાં કવિતામાં પણ ગદ્યને ઉચિત અગેય વાંચન દાખલ થઇ ગયું છે, તેમ આપણામાં પણ બીજે છેડે જઇ ગદ્યમાં પણ—અરે! આંક ભણવાની રીતિમાં પણ—ગાન ઝીકાવી દીધું છે. શિરસ્તેદાર જમ્બાની વાંચશે તે પણ ગાઇને, વાણીઓ કાગળ વાંચશે તે પણ ગાઇને, કાછીઓ શાકના ભાવ પોકારશે તે પણ ગાઇને, ફારસી આખુન્દજી પણ કિતાબ ગદ્યની પણ વાંચશે તે ઝૂલતા ઝૂલતા ગાઇને જ. મ્હોટા વક્તાઓ ગદ્યભાષણ કરે છે ત્હારે એક રીત્યનો મધુર સ્વર વાપરે છે તેથી અસર સારી થાય છે, તેમજ ગદ્ય વાંચવામાં પણ જો ગદ્યમાં રસમય તત્ત્વ હોય તો કાંઈક મધુર સ્વરથી વાંચ્યાથી અસર સારી થાય છે, એ વાત જૂદીજ છે. એતો પાછું કવિત્વમૂળ ભાવ અને મધુરસ્વરસંયોગ (સંગીત) એ બે તત્ત્વનો નિકટ સંબન્ધ બતાવનારા બીજની જ વાત આવી. પણ માટે ગદ્ય વાંચતે રાગડા કાઢવા તેતો હાસ્યજનક જ બનશે.)

માટે તું ગા ફરિથિ એકજ વાર રૂડું,
કેવી પ્રસન્ન! તુજમાં રતિરૂપ ઊંડું;
આપી શતાંશ તુજ પ્રેમતણો પ્રભાવે;
ગાતું ફરી, રહિજ ભક્તિ તુંમાં સ્વભાવે. ૪૪

---

**શ્લોક ૪૩ મો**—હવે એ દિવ્ય **વીણા**ને આ કાવ્યની રચનામાં સાહાય્ય આપવાને વિનંતિ શરૂ કરે છે. એ વિનંતિ આ તથા નીચેના (૪૪ મા) શ્લોકમાં આવેલી છે. એ વિનંતિ–"તું મને સહાય થા" હેવા કોઇ કોઇ અકાવ્યાત્મક શબ્દોમાં નથી. પરંતુ—એ કાવ્યનું કાર્ય કરવું તે એ **વીણા**નેજ સોંપી, **વીણા**નેજ કહે છે કે તું ફરી એક વાર ગા; **પૃથુરાજ**ની પત્ની સતી થયેલી ત્હેના શબ્દ કાંઈ ઝાંખા ઝાંખા સંભળાય છે તે લય ના પામવા જોઇયે માટે તે કાયમ રાખવાને અર્થે તું ફરીથી એકવાર ગા; મ્હારામાં ત્હારા પ્રેમનો સોમો અંશ આપીને ફરી એકવાર તું ગા. આમ પોતાની કાવ્યકર્તૃતા તે લુપ્ત કરીને, **વીણા**ને જ હેની અધિષ્ઠાત્રી કરી એ વિષયનું વર્ણનગાન હેનેજ સોંપવામાં સુંદર કવિત્વચાતુર્ય જણાય છે.

ચરણ ૨ જું. અમરો વરેલા—ત્હને દેવલોકોએ પસંદ કરેલી છે. મતલબ કે દિવ્ય કવિત્વના ભાવની અધિષ્ઠાત્રી તું છે.

ઉત્તરાર્ધઃ—સતીના (પૃથુરાજની રાણીના) સુરો—શોકસ્વર—આજ —આ દીર્ઘકાળ પછી—પૂરા સંભળાતા નથી (એ સતીનો વૃત્તાન્ત ભૂતકાળમાં અજ્ઞાતના ગર્તમાં લીન થવાના ભયમાં છે): તે કરુણ શબ્દો—હતી ન હતી થવાના, અસ્તિત્વમાંથી (આ લોકના અસ્તિત્વમાંથી) લુપ્ત થઇ જતા, બળીમરતી, સતીના કરુણ શબ્દો—શું લય થાય? શું લય પામે? એ વિસ્મૃતિના અંધકારમાં લીન થવાને શું યોગ્ય છે? ના, ના;

"માટે તું ગા ફરિથિ એકજ વાર રૂડું."

**શ્લોક ૪૪ મો**—ચરણ ૨ જું. તું કેવી પ્રસન્ન છે! કૃપા કરનારી છે! ત્હારામાં રતિ (પ્રેમ)નું રૂપ ઊંડું, ઘણું ગંભીર, રહેલું છે. રતિ=સમભાવ; ૩ જી પંક્તિમાં 'પ્રેમ' છે તે અને આ 'રતિ' તે એકજ.

ઉત્તરાર્ધ—ત્હારા પ્રેમનો શતાંશ (સોમો અંશ પણ) પ્રભાવે (ત્હારી શક્તિ વડે) મ્હને આપીને, તું ફરીથી ગા. મતલબ કે ત્હારો અંશ પ્રેરવાથી

ત્હારા સાધનભૂત મ્હને કરીને મ્હારી કવિતાદ્વારા તું ગા, મ્હારી કવિતામાં ત્હારા ભાવગાનની પ્રેરણા કર્ય. મ્હારી કવિતા તે ત્હારું જ ગાન થવાદે; હું તો નિમિત્ત માત્ર રહીશ.

રહિજ ભક્તિ તુંમાં સ્વભાવે—સ્વાભાવિક રીતે મ્હારી ત્હારામાં ભક્તિ રહી છે.

**વી**ણાનો પ્રેમ તે કવિત્વશક્તિનું વર્ણનવિષય સાથે પ્રેમમય તાદાત્મ્ય ( સમભાવતા, સહૃદયતા ) ત્હેનુંજ પ્રતિનિધિરૂપ તત્વ; જે તાદાત્મ્ય સર્વાનુભવરસિક કાવ્યમાં અત્યંત આવશ્યક છે. પૃથુરાજ રાસા એ મહાકાવ્ય ( Epic poem ) છે; તેથી ત્હેમાં વર્ણનવિષય જોડે સમભાવ, એકતાનતા; જોઇયેજ, શાથી કે Epic ( મહાકાવ્ય ) તે સર્વાનુભવ રસિક ( Objective ) કાવ્યનો જ એક પ્રકાર છે.



## સર્ગ ૨ જો.

ચક્રવર્તી થઈ જ્યારે પૃથ્વીરાજે મહાપદ<br>
ધાર્યું, તે ક્ષણે દાબ્યો પરાર્થી મ્લેચ્છાનો મદ. ૧

આત્મતેજે રહ્યો તેથી ગૃહ વૈરી ન એકલા,<br>
કંપ્યા શત્રુ પરાયા જે આત્મસામર્થ્યટેકિલા. ૨

સજ્યું સૈન્ય ન જાણીને એકલો શત્રુનો ભય;<br>
નથી નૃપતિને માની પ્રજાભીતિતણો જય. ૩

સ્વાર્થરક્ષા તથા બીજી રક્ષા જે પરમાર્થની,<br>
સમયોચિત કાર્યોથી જનોત્કર્ષ વિષે ગણી. ૪

---

આ સર્ગમાં મુખ્ય છંદ અનુષ્ટુપ્ છે.

**શ્લોક ૧ લો**—મહાપદ–આ 'ધાર્યું' નું કર્મ છે. મહાપદ=ચક્રવર્તીનું મ્હોટુંપદ. "જ્યારે" નો સાપેક્ષ 'તે ક્ષણે' છે. તૃતીય ચરણમાં એક અક્ષર માપમાં ખૂટે છે. "તેહ ક્ષણે" એમ હોત તો બરોબર માપ થાત.

પરાર્થી—પારકું ઈચ્છનાર. પારકું ધનાદિક લૂંટી લેનાર.

"દાબ્યો"નો કર્તા–"પૃથ્વીરાજે" અધ્યાહૃત છે.

**શ્લોક ૨ જો**—અન્વયઃ—(પૃથુરાજ) આત્મતેજે (પોતાનાજ પરાક્રમના બળે) રહ્યો (સ્વકીય બળને અધારે રહ્યો) તેથી એકલા ગૃહવૈરી (પોતાના રાજ્યમાંનાજ દુશ્મનો) કંપ્યા એટલુંજ નહિં, પણ પરાયા શત્રુ (પરરાજ્યવાસી શત્રુ) જે પોતાના સામર્થ્યનો ટેક (અભિમાન) ધારતા હતા, તે પણ કંપ્યા.

**શ્લોક ૩ જો**—અન્વયઃ—માત્ર શત્રુનો ભય જાણીને (પૃથુરાજે) સૈન્ય સજ્યું (રાખ્યું) નહોતું; પણ પ્રજાની ભીતિનો જય નૃપતિને નથી—પ્રજા ભય રાખે તે શી રીતે જીતાય (નિવારાય)? ન નિવારાય–તે માનીને, તેથી —રાખ્યું હતું.

**શ્લોક ૪ થો**—અન્વયઃ—સ્વાર્થનું રક્ષણ તથા બીજું રક્ષણ જે પરમાર્થનું (પરલોક વિશે સુખસાધનનું), તે બંને પૃથુરાજે સમયને યોગ્ય કાર્ય કરીને સાધિત કરેલા જનોત્કર્ષમાં—જનની સુસ્થિતિમાં—ગણ્યાં. મતલબ કે

લોકસ્થિતિતણી બુદ્ધિ, બુદ્ધિ જે રાજ્યવૃદ્ધિમાં,
ધર્મબુદ્ધિ તથા સર્વે શમી તે ન્યાયબુદ્ધિમાં. ૫
રાજ્યરિદ્ધિ તથા રિદ્ધિ શાસ્ત્રજ્ઞાનસમૂહની,
આત્મવીર્ય તણી રિદ્ધિ, પ્રજા રક્ષાર્થ તે બની. ૬

---

સમયોચિત કાર્ય કરીને લોકોની ઉન્નત દશા લબ્ધ કરવાથીજ હેનો સ્વાર્થ તથા પરમાર્થ (પારલૌકિક સ્વાર્થ) બંને અનાયાસજ સિદ્ધ થતા હતા.

પરમાર્થ.—આ શબ્દનો ઘણાક લોકો પરોપકાર ("સ્વાર્થ" નો બીજી રીતનો પ્રતિસાપેક્ષ) એમ અર્થ કરે છે. પરંતુ એ "પરાર્થ" નહિં પણ "પરમ (મ્હોટો) અર્થ" છે; પરમાર્થ—તે બહુતો પરમ સ્વાર્થ છે.

શ્લોક ૫ મો—લોકસ્થિતિ (પ્રજામાં શાન્તિ અને સ્વસ્થતા) રાખવાની બુદ્ધિ (જ્ઞાન, ઇચ્છા); તેમજ, રાજ્યની વૃદ્ધિ (ઉત્કૃષ્ટ સ્થિતિ) કરવાની બુદ્ધિ; તેમજ, ધર્મબુદ્ધિ (કર્તવ્યનું જ્ઞાન-ઇચ્છા); તથા સર્વ પ્રકારની હેવી વૃત્તિયોનો (પૃથુરાજની વૃત્તિયોનો) સમાવેશ ન્યાયબુદ્ધિમાં થયો હતો; માટે બધી બુદ્ધિયો ન્યાય બુદ્ધિમાં શમી હતી. ન્યાય્ય અન્યાય્ય—વાજબી ગેરવાજબી—નું જ્ઞાન તથા ત્હેનું વિવેચન કરી ન્યાય્ય માર્ગ આદરવાની ઇચ્છા એ સર્વે બુદ્ધિયો (લોકની સ્થિતિ રાખવાની, રાજ્યની વૃદ્ધિ કરવાની, ધર્મકાર્ય કરવાની વગેરે, સર્વે બુદ્ધિયો )નું મુખ્ય બીજ હતું. ન્યાયબુદ્ધિ આવી કે બધી સદ્વૃત્તિયો ત્હેમાંથીજ નીકળવાની.

શ્લોક ૬ ઠ્ઠો—રાજ્યની રિદ્ધિ—(ઋદ્ધિ—સમૃદ્ધિ-વિભવ-રાજભંડાર, સૈન્ય, સામન્ત વગેરે), તથા શાસ્ત્રજ્ઞાનસમૂહની (શાસ્ત્ર—ધર્મશાસ્ત્ર, રાજનીતિ, યુદ્ધકલા, વગેરેના જ્ઞાનભંડારની) રિદ્ધિ ( સત્ત-જ્ઞાનની સંપત્તિ ), તેમજ, આત્મવીર્ય તણી રિદ્ધિ (પોતાના બળ પરાક્રમની સંપત્તિ)—એ સર્વે ઋદ્ધિયો ( સંપત્તિયો ) પૃથુરાજની તે પ્રજારક્ષાર્થ ( પ્રજાની રક્ષા એ છે અર્થ,—પ્રયોજન,—જેનું હેવી; પ્રજાનું રક્ષણ કરવાને માટે ઉપયુક્ત ) બની. રાજ્યને અંગે રહેલી સર્વ સાધનસંપત્તિ, તેમજ જ્ઞાન અને બળ એ બધાં પ્રજાનું રક્ષણ કરવાના કામમાં—(વ્યર્થ નિર્દોષ લોકને માત્ર દુઃખ દેવાના અથવા હેવા કામમાં નહિં; પણ પ્રજાના રક્ષણાર્થેજ) એ વાપરતો હતો.

પ્રથમ ચરણમાં ધનસંપત્તિ, દ્વિતીયમાં જ્ઞાનસંપત્તિ, અને તૃતીયમાં શરીરસંપત્તિ—સૂચવી છે.

એ સંપત્તિત્રયનો સદુપયોગ પ્રજારક્ષણ એ હેતુમાં થતો હતો.—

મરણે સ્ત્રીતણો ભર્ત્તા, પાલને પિતૃતુલ્ય તે,
વર્ધને માતના જેવો, મંત્ર પામ્યો અમૂલ્ય તે. ૭

---

विद्या विवादाय धनं मदाय शक्तिः परेषां परिपीडनाय !

એમ દુરુપયોગ એ કરતો નહોતો. પણ કદી વીર્યનો ઉપયોગ શત્રુને શમાવવામાં કરવો પડતો તેજ પ્રમાણે બીજી સંપત્તિયોનો દેખાતો દુરુપયોગ કરવો પડતો—તો પણ ત્હેનો હેતુ પ્રજાનું રક્ષણ હોવાથી તે સદુપયોગજ.

ઉપર ઉતારેલા શ્લોકના ઉત્તરાર્ધમાં.

ज्ञानाय दानाय च रक्षणाय परोपकाराय सतां विभूतयः ॥

ત્રણે સંપત્તિના ત્રણ ભિન્ન સદુપયોગ કહ્યા છે. પણ અહિં તો કવિયે સર્વેનો એકજ—પ્રજારક્ષણરૂપ—પ્રયોજનમાં સમાવેશ કર્યો છે.

સુજ્ઞવાચકને જણાશે કે આ સર્વ વર્ણન કાલિદાસની શૈલીનું ભાન કરાવે છે. વિચારાદિક અપૂર્વજ છે, માત્ર શૈલી ઉપર કાલિદાસની શૈલીની છાયા છે. આ કાવ્યના બીજા કેટલાક સર્ગોમાં પણ એ શૈલીની છાયા આવેલી છે; અને માત્ર શૈલીનુંજ સામ્ય હોવાને લીધે, આ પદ્ધતિ તે દૂષણ ન થતાં ભૂષણ જ થાય છે.

શ્લોક ૭ મો—તે (પૃથુરાજ) પ્રજાજનમાં સ્ત્રીઓનો ભર્તા હતો—પાપવૃત્તિથી નહિં, પણ—ભરણમાં, તેઓનું ભરણ પોષણ કરતો હતો તેથી, અને તેટલેજ અંશે. ( ભર્તાનો વ્યુત્પત્યર્થ बिभर्तीति भर्ता, ભરણ કરે તે ભર્તા–એમજ છે ).

તેમજ પ્રજાનો પિતૃતુલ્ય—પિતા જેવો હતો તે પાલન ગુણે કરીને; पातीति पिता—પાલન કરે તે પિતા.

તેમજ પ્રજાજનનો માતા જેવો એ હતો તે વર્ધનમાં–પ્રજાનું વર્ધન (વૃદ્ધિ—સારી આબાદી—માતૃપક્ષે—ઉછેર) કરતો હતો તેથી.

હાવી રીતે તે અમૂલ્ય મંત્ર (સલાહ,–ઉપદેશ, શિક્ષણ) પામ્યો હતો. અસલથીજ હેની કેળવણી પામ્યો હતો. જેથી કરીને પાપનો અંશ ત્યાગ કરી પ્રજાનો ભર્તા, પિતા, માતા, એ બનતો હતો.

येन येन वियुज्यन्ते प्रजाः स्निग्धेन बन्धुना ।
स स पापादृते तासां दुष्यन्त इति घुष्यताम् ॥

શૌર્યમાં સૂર્યના જેવો, શાન્તિમાં શશિના સમો;
ઉદાર બુદ્ધિમાં તેને મેઘસામાન્ય પારખ્યો. ૮
નિયમે ગ્રહ જેવો તે ધર્મકાર્યાનુવર્ત્તને;
સ્વજનાન્યાનુરક્તી તે પ્રજાના પ્રતિપાલને. ૯
દિગ્દર્શી નિશ્ચલારંભે, ધ્રુવ જેમ સમુદ્રનો;
વ્યવહારનિયન્તા તે દંડદીક્ષા વિષે બન્યો. ૧૦

---

प्रजानां विनयाधानाद्रक्षणाद् भरणादपि ।
स पिता पितरस्तासां केवलं जन्महेतवः ॥

એ રઘુવંશના પ્રથમ સર્ગનો ૨૪ મો શ્લોક છે તે સાથે સરખાવો.

**શ્લોક ૮ મો**—સૂર્ય જેવો પ્રતાપી, ચંદ્ર જેવો શાન્ત, અને મેઘ જેવો ઉદાર પૃથુરાજ હતો.

મેઘસામાન્ય—"મેઘસમાન" એમ કહેવાની મતલબ છે ત્હેને બદલે "સામાન્ય" એમ દોષયુક્ત રૂપ વાપર્યું છે.

મેઘની ઉદારતા તસ મર્ત્યલોકને જલવૃષ્ટિથી શાન્તિસુખ આપવાને લીધે.

**શ્લોક ૯ મો**—પૂર્વાર્ધઃ—ધર્મકાર્યના અનુવર્તનની બાબતમાં તે નિયમિત હતો,-સ્થિર કરેલા નિયમનો ત્યાગ લેશ માત્ર પણ કરતો નહોતો, તે હેવો કે એ નિયમમાં ગ્રહ જેવો હતો. ગ્રહ જેમ પોતાની કક્ષા (Orbit) લેશ માત્ર તજી ચાલતા નથી, તેમ પૃથુરાજ ધર્મકાર્ય પાળવામાં ( કર્તવ્ય બજાવવામાં ) સ્થાપિત નિયમ લેશ માત્ર પણ છોડતો નહોતો.

ઉત્તરાર્ધઃ—તે પ્રજાના પ્રતિપાલનમાં સ્વજન તેમજ અન્ય (સ્વજન-ભિન્ન–પરજન) બંને ઉપર અનુરક્તી–અનુરાગયુક્ત હતો. પોતાનાં તથા પારકાં બંનેનું સરખું—નિષ્પક્ષપાતે–પ્રતિપાલન કરતો હતો.

"અનુરક્તી" જરાક દોષયુક્ત રૂપ જણાય છે. "અનુરક્ત" હેમાં ભાવેક્તઃ લઇ ( अनुरक्तम्=अनुरागः )इन् પ્રત્યય લગાડતાં अनुरक्तमनुरागोऽस्यास्तीत्यनुरक्ती એમ બંધ બેસાડાય. "અનુરાગી હોત તો ઠીક થાત.

**શ્લોક ૧૦ મો**—તે પોતાના નિશ્ચલ (દૃઢ—અટળ) આરંભમાં (માથે લીધેલાં કાર્યોમાં) દિગ્દર્શી (સર્વે દિશા જોનારો—ચારે તરફનો વિચાર કર-

નૃપોદ્ધરણ ને બીજો રાજ્યોદ્ધારક હેતુ જે
સૈન્યનો તે શમ્યો સર્વે પ્રજોદ્ધારણને વિષે. ૧૧
જ્ઞાનાનુસાર ક્રિયાકેરો મહિમા વિરલો લહી,
આકૃતિ સરખી તેની શક્તિની પ્રતિમા કહી. ૧૨

---

નારો) હતો.—નિશ્ચલારંભી હોય તે વખતે હઠીલા પણ હોય; પણ દિગ્દર્શીત્વ ગુણ મળ્યાથી એ દોષ ન પેસે.

જેમ ધ્રુવ સમુદ્રનો વ્યવહારનિયંતા (સમુદ્રમાં થતો વ્યવહાર—નૌકાયાન —ત્હેનો નિયંતા—માર્ગ બતાવીને ) છે, તેમ તે (પૃથુરાજ)—લોકોનો—દંડદીક્ષા (ગુન્હેગારને સજા આપવા) વિશે (દંડદાન કરીને) વ્યવહાર (જનસમાજના અનેક પરસ્પર સંબંધ) નો નિયંતા હતો. દંડ—દાન કરીને યોગ્ય માર્ગદર્શક થતો હતો.

શ્લોક ૧૧ મો—સૈન્યના બે હેતુ (ઉપયોગ; વાપરવાનાં કારણ)—૧. નૃપોદ્ધરણ,—બીજા રાજાઓને ઉખેડી નાંખવા, ઉચ્છેદ કરી જીતવા. અને બીજો હેતુ—રાજ્યોદ્ધરણ; રાજ્યને ઊંચી સ્થિતિમાં આણવું. બીજા રાજાઓને જીત્યા પછી પોતાના રાજ્યવિભવને શ્રેષ્ઠ કરવો.

આ બંને હેતુ પ્રજોદ્ધારણમાં શમ્યા. મતલબ કે પૃથુરાજે પ્રજાનો ઉદ્ધાર (ઉન્નત દશામાં આણવાનું કામ) કર્યો હતો તેથી સૈન્યના ઉપર કહેલા બે હેતુના વ્યાપારને અવકાશજ નહોતો. પ્રજાની વાસ્તવિક ઉન્નતિ ( સુવ્યવસ્થિત કર, ખરી ન્યાયપદ્ધતિ, વગેરેને યોગે ) થઇ એટલે અર્થાત્જ બીજા રાજાઓ ઉખેડયા બરોબરજ થયા, અને બીજાં રાજ્યો કરતાં હેનું રાજ્ય શ્રેષ્ઠ થયું. સૈન્યનો ઉપયોગ કરવાની જરૂરજ રહી નહિં.

અહિં એક કારણથી થતા કાર્યની સિદ્ધિ બીજા કારણથી અનાયાસે સુકર રીતે થઇ તેથી સમાધિ અલંકાર થયો.

समाधिः सुकरं कार्यं कारणान्तरयोगतः ।

રાજ્યોદ્ધારક હેતુ=રાજ્યને ઉદ્ધારનાર હેતુ; મતલબ કે રાજ્યનો ઉદ્ધાર કરવાનો હેતુ. હેતુને સાધક તરીકેજ લેખ્યો છે.

શ્લોક ૧૨ મો—પ્રથમ ચરણમાં એક અક્ષર વધારે આવી પદ્યદોષ આવ્યો છે. "જ્ઞાનાનુસાર કાર્યોનો" એમ હોત તો બરોબર થાત.

શક્તિતુલ્ય સમુદ્ભૂતિ, ઉદ્ભૂતિતુલ્ય સન્મતિ;
સન્મતિ સરખી તેના વિક્રમોની મહત્કૃતિ. ૧૩

---

જ્ઞાન હોય પણ તે પ્રમાણે ક્રિયા—આચરણ—ના હોય હેવાં અનેક ઉદાહરણ જગતમાં હોય છે. પણ પૃથુરાજની કૃતિ જ્ઞાનને અનુસરીને હતી, તેથી એ વિરલ મહિમા લહી (મેળવીને); ત્હેની શક્તિની પ્રતિમા (શક્તિનું સ્વરૂપ) આકૃતિ સરખી (શરીરના પ્રચંડ આકારને અનુરૂપજ) હતી. પ્રચંડ શરીરનો આકાર હોય છતાં હૃદયની બ્હાદુરી વગેરે ન હોવાથી શક્તિ ના હોય હેવા પણ માણસો હોય છે. પણ પૃથુરાજ ત્હેવો નહોતો. હેની આકૃતિ તે હેની આંતરશક્તિની (પરાક્રમની) ખરેખરી પ્રતિમાજ હતી. આમ ભાવ છે; પણ "સરખી" એમ શબ્દ આવ્યાથી અન્વય ઉપર પ્રમાણે કરી "પ્રતિમા"નો અર્થ ઉપર પ્રમાણે આપવો પડે છે.

જ્ઞાનાનુસાર ક્રિયાને વિશે "વસંતવિજય" કાવ્ય ઉપર આપેલી મકરન્દની ઉત્તમ ટીકા ( ૧૮૯૦ના જાન્યુઆરી માસના બુદ્ધિપ્રકાશના અંકમાં પૃ. ૧૪ માએ આવેલી ) જુવો. ભલભલા વિદ્વાનો, મહાપુરુષો, જાણે ખરા કે સદાચરણ એ સારું છે, પણ તે જ્ઞાન એકલું સદાચરણની કૃતિ કરાવવા માટે સમર્થ નથી. એ માટે બળ—દિવ્યબળ—જૂદુંજ જોઇયે છિયે. યુધિષ્ઠિરને સત્યની ઇષ્ટિતાનું જ્ઞાન હતું, પણ कुंजरो वा नरो वा કહેતી વખત એ જ્ઞાન છતાં ક્રિયા જ્ઞાનાનુસાર ના થઇ શકી. માટેજ "જ્ઞાનાનુસાર ક્રિયા"નો મહિમા વિરલો કહ્યો છે. એ ક્રિયા તે પૃથુરાજના માત્ર સદાચરણમાં નહિં પણ સર્વ રાજ્યવ્યવહારમાં સમઝવી.

**શ્લોક ૧૩ મો**—શક્તિ=પરાક્રમને સાધનભૂત શરીરાદિકનું બળ.

સમુદ્ભૂતિ }
ઉદ્ભૂતિ } = હૃદયની ઉદાર ઉન્નતિ.

વિક્રમ=પરાક્રમ.

મહત્કૃતિ—એ महताकृतिः એમ ષષ્ઠીતત્પુરુષ થાય. પણ તાત્પર્ય महती कृतिः એમ કર્મધારયના અર્થનું છે. "મહાકૃતિ" એ શુદ્ધ રૂપ થાત.

લુપ્તસમાનધર્મોરશનોપમા—એ આ શ્લોકમાં ( તથા પૂર્વ શ્લોકનો સંબન્ધ લઇયે તો તે સુદ્ધાંમાં પણ) અલંકાર છે.

શિક્ષા તે શાઠ્યને સારૂ સંપત્તિ સદ્દગુણોદ્દભવે;
રાજ્યનેમિ ધરી દુષ્ટો દમી સૌજન્ય તારવે. ૧૪

ભૂપતીર્ષિત એવી તે ધરીને પદવી મહા,
અદ્વિતીય થયો તોયે મદને ન લહ્યો જરા. ૧૫

તે સમે યાવનીરાજે દૂત બે હસ્તિનાપુરે
મોકલ્યા તે મળ્યા ધારી સ્વામિસંદેશને ઉરે. ૧૬

---

શ્લોક ૧૪ મો—શાઠ્ય—શઠતા. શઠ લોકોના અર્થમાં શઠતાના ભાવનેજ રૂપક આપી મૂક્યો છે.

તેજ પ્રમાણે—સૌજન્ય—સુજનતા—તે "સુજનો" એ અર્થમાં છે.

આ રૂપકપદ્ધતિ કાંઇક પાશ્ચાત્યરીતિની છે.

શઠ લોકોને માટે શિક્ષા (દંડ-શાસન-સજા) હતી (પૃથુરાજના રાજ્યમાં); સંપત્તિ એ સદ્દગુણનો ઉદ્દભવ થવાને માટે ("એ" પ્રત્યય સપ્તમીનો છે, પણ અહિં ચતુર્થ્યર્થે છે),—સંપત્તિથી મદ વગેરે દુર્ગુણ નહિં પણ પાત્રે દાન, દયા, વગેરે સદ્દગુણો ઉત્પન્ન થતા; (પૃથુરાજે) રાજ્યની નેમિ ધરી (ચક્ર ધાર્યું-રાજ્યતંત્ર ધાર્યો) તે દુષ્ટોને દમીને સુજનોને તારવે (તારવા માટે).

શ્લોક ૧૫ મો—ભૂપતીર્ષિત=ભૂપતિયોથી ઇર્ષિત.

બીજા રાજાઓ જે પદવીની ઇર્ષ્યા કરે હેવી ("પદવી"નું વિશેષણ છે) ઇર્ષ્યિત એ વધારે શુદ્ધ રૂપ છે.

મદને=અભિમાનને. "લહ્યો" નો કર્ત્તા—"ત્હેણે" અધ્યાહૃત છે.

શ્લોક ૧૬ મો—અહિં હવે એક કયા ભાગનો ટૂંકો ઉપવૃત્તાન્ત શરૂ થાય છે.

યાવનીરાજે=યવનરાજાએ.

યવન—આ શબ્દ મૂળ Ionian (આયોનિયન), ગ્રીક, લોકોને લાગૂ પડાતો; પછી કોઇ પણ પરદેશી પ્રજાને વિશે વપરાવામાં આવ્યો.—મ્લેચ્છ.

યાવનીરાજે—અહિં "યાવની" એ રૂપ દૂષિત છે.

યવનરાજા—તે શાહાબુદ્દીન ઘોરી હેણે દૂત મોકલ્યાનું પ્રકરણ અહિં કવિકલ્પિતજ જણાય છે.

મહાકાયે ધર્યાં ગાઢાં વસ્ત્ર, ને મુખ વાળ તે,
શ્વેત વેષ્ટન, તીવ્રાક્ષી, જોઈ રે' વૃદ્ધ બાળ તે. ૧૭

નૃપને નમિને આપ્યો પત્રલેખ પતિતણો,
જોઈને ભારતી રાજા વિસ્મયે પ્રેખતો ઘણો. ૧૮

ઊર્ધ્વ આસન આપીને સન્માન્યા દૂતને પછી;
સમદર્શી શત્રુમિત્રે તે ભૂપતિ પૂછતો લચી. ૧૯

---

અન્વયઃ—તે સમે **યવનરાજાએ** બે દૂત **હસ્તિનાપુરે** મોકલ્યા, તે સ્વામિસંદેશને (પોતાના સ્વામીએ કહેલા સંદેશાને) ઉરમાં ધારીને, મળ્યા;-પૃથુરાજને મળ્યા.

**શ્લોક ૧૭ મો—**ગિઝનીથી આવેલા દૂતોનું શરીર વસ્ત્રાદિક વર્ણવે છે.-

(દૂતોએ) મ્હોટી કાયા ઉપર ગાઢાં વસ્ત્ર (જાડાં વસ્ત્ર) ધર્યાં હતાં; ને (દૂતોને) મુખે વાળ (દાઢી વગેરેના) હતા (તે-પાદપૂરણાર્થજ છે); (ત્હેમને) શ્વેત (સફેદ) વેષ્ટન (પાઘડીઓ) હતી; (ત્હેમની) અક્ષિ (આંખ્યો) તીવ્ર (જુસ્સાદાર) હતી;—તે વૃદ્ધ અને બાળ (ન્હાનાં મ્હોટાં સર્વે-નગરજન) જોઇ રહેતાં હતાં.

હિન્દુઓ દાઢી ના રાખે તેથી "મુખવાળ" એ વર્ણન સહેતુક છે.

**શ્લોક ૧૮ મો—ભારતીરાજા**—અહિં **ભારતી** એ "**યાવનીરાજા**"માં "**યાવની**" જેવો દૂષણયુક્ત પ્રયોગ છે. **ભારતવર્ષનો રાજા—પૃથુરાજ.**

વિસ્મયનું કારણ, નીચેના શ્લોકમાં સૂચવેલું યવન ભાષાનું અજ્ઞાન; તેમજ, **યવનરાજ** તરફથી પત્ર આવવાનો સંભવ ઓછો તથા વિરલ તે પણ કારણ ખરું.

**શ્લોક ૧૯ મો**—ઊર્ધ્વ આસન-ઊંચું આસન. માનને અર્થે ઊંચું આસન.

સન્માન્યા-"સંમાન્યા" એ વધારે શુદ્ધ શબ્દ થાત.

તૃતીય ચરણમાં એક અક્ષર અધિક આવી પદ્યદોષ થયો છે.

ચરણ ૩ જું—શત્રુ અને મિત્ર બંનેને વિશે સમદર્શી (સરખું જોનાર) તે ભૂપતિ.

માટેજ ઊંચું આસન આપ્યું, માન આપ્યું. અને લચીને, સૌજન્યથી નમીને, પૂછવા લાગ્યો. "સમદર્શી" એ આમ હેતુગર્ભ વિશેષણ છે.

અજ્ઞાત પત્રભાષાનો, તેથી દોષ નહીં મને
પત્રગ્રહણમાં લાગે, પાપ તે જ્ઞાનમાં ભણે. ૨૦
યવનરાજાનુચારી તે સાંભળી કે' અમે અહિં
રાજાધિરાજ આવ્યા જો કાર્યસિદ્ધિ કને લઇ. ૨૧
યવનરાજતણા દૂતે કહ્યું કે પતિ માહરો
ઇચ્છે આ ભૂમિનો અર્ધો અંશ બીજોજ તાહરો. ૨૨

---

શ્લોક ૨૦ મો—પ્રથમ ચરણ—પત્રભાષાનો હું અજ્ઞાત (અજાણ્યો) છું, પત્રભાષાથી અજાણ્યો છું. આ પત્ર જે ભાષામાં લખ્યો છે તેથી હું અજાણ્યો છું.

અજ્ઞાત—આમ કર્તરિ કર્તાન્ત થાય નહિં. "અજાણ્યું" એ કર્મણિ તથા કર્તરિ બંને થાય તેથી આ ભ્રમ થઇ દૂષિત રૂપ વપરાયું છે.

બીજું તથા ત્રીજું ચરણ બંને મળી એક વાક્ય છે.

પાપ તો જ્ઞાનમાં ભણે-અજાણતાં થયેલા કૃત્ય માટે કૃત્ય કરનાર જવાબદાર નથી એ ન્યાયનું તત્ત્વ ધર્મશાસ્ત્રજ્ઞ પૃથુરાજે યોગ્ય રીતે વાપર્યું છે. અને આ બધા વચનમાં પૃથુરાજની રાજનીતિપટુતા જણાય છે. કદી આમ પત્ર આવે નહિં અને આજ આવ્યો-માંહિં શું હશે તે ખબર નથી; વખતે કાંઈ અયોગ્ય રીતે બંધાઇ જવા જેવુંજ થાય; માટે કહે છે કે પત્ર હાથમાં લીધો માટે અંદરની વાત સ્વીકારી એમ ના ગણશો. જ્યહાં સુધી વાત જાણી નથી ત્યહાં સુધી સ્વીકાર કર્યો એમ ના મનાય.

શ્લોક ૨૧ મો—પ્રથમ ચરણમાં એક અક્ષર વધારે આવીને પદ્યદોષ આવે છે "યવનેશાનુચારી તે" એમ હોત તો બરોબર થાત.

કાર્યસિદ્ધિ કને લઇ—હમે માથે લીધેલા કાર્યની સિદ્ધિ કને લઇને આવ્યા છિયે. મતલબ કે માથે લીધેલું કામ પાર પાડવાનો દૃઢ નિશ્ચય કરીને જ આવ્યા છિયે.

"જો"—"જુવો"—આ શબ્દથી તથા છેલ્લા ચરણના શબ્દોથી એમ કાંઇક સૂચવાય છે કે હમે નિશ્ચય કર્યો છે કે કામ પાર પાડવું-માટે તહમે ના કહેશો તે વ્યર્થ જશે. આમ મન્દ બિભીષિકા બતાવી છે ત્હેમાં પણ વિષ્ટિકૌશલ જણાવ્યું છે.

શ્લોક ૨૨ મો—પ્રથમ ચરણમાં એક અક્ષર વધારે આવી પદ્યદોષ આવ્યો છે. "યવનાધિપના દૂતે" એમ હોત તો બરોબર થાત.

સાંભળી રક્ત નેત્રે તે નૃપતિ એમ બોલિયો;
હજી. વિવેક તેં રાખ્યો, અન્તર્ભેદ ન ખોલિયો. ૨૩

કોણ આધાર એ માગ્યું ? કોણ તે યવનાધિપે ?
સામર્થ્યમદ જો ઝાઝો, અકાર્યે તે વૃથા દીપે. ૨૪

---

ઉપરના શ્લોકનું વચન બે દૂતે કહ્યા પછી; હવે એમાંનો એક કહે છે. "અંશ"—હેનો સંબંધ દેહલીદીપન્યાયે "અર્ધો" તથા "બીજો" એ બંને જોડે છે. અથવા, "બીજો" નો વિશેષ્ય "અંશ" અધ્યાહૃત લેવો. તો "અંશ" એ શબ્દ આગળ અલ્પવિરામ ચિહ્ન મૂકવું પડે.

**શ્લોક ૨૩ મો**—અંતર્ભેદ ન ખોલિયો—ખરેખરી મતલબ તો ભારતવર્ષ ઉપર ચઢી આવવાની છે; આ અડધી ભરતભૂમિ માગી છે તે તો માત્ર બહાનું છે; તે ખરી વાત ભેદ ખોલીને ના કહી તેટલો વિવેક રાખ્યો તે વળી ઠીક કર્યું. નહિં તો મ્હારા ક્રોધનો પાર રહેત નહિં.

**શ્લોક ૨૪ મો**—કોણ આધાર—શા આધારે ? સપ્તમીનો પ્રત્યય લુપ્ત. "શું"ના અર્થમાં "કોણ" ("શું" તે નિર્જીવ પદાર્થને લગાડાય છે ને "કોણ" તે સજીવને લગાડાય છે–છતાં ) કવિતામાં વપરાય છે.

બીજા ચરણમાં "કોણ" ફરીથી એના એજ વાક્યમાં આવ્યો છે તે પુનરુક્તિ ક્રોધવ્યંજક છે, માટે દૂષણ નથી.

તૃતીય ચરણ—જો આ માગણીનું કારણ એટલુંજ હોય કે "હમે સમર્થ છિયે"—એમ "બળિયાના બે ભાગ" ( might is right ) એ વચન પ્રમાણેજ ત્હમારી માગણી હોય,–એમ સામર્થ્યનો મદ રાખતા હો, –તો–ઉત્તર એ છે કે—તે (મદ) અકાર્યે ( ખોટા કામમાં;—વિના કારણ પારકી મિલકત છિનાવવાના દુષ્ટ કામમાં ) વૃથા દીપે—દીપતો નથી, શોભતો નથી.

'વૃથા દીપે'—"નથી" એ અર્થમાં આમ "વૃથા"નો પ્રયોગ વિલક્ષણ પણ સુંદર છે.

અકાર્યે—અહિં "અ" તે નકાર માત્ર અભાવાર્થે નથી પણ "અનૌચિત્ય—"દુષ્ટતા"ના અર્થમાં છે.

સ્વબળે ગ્રહિ જે ભૂમિ, ઘટે તે ભૂપને ઘણી;
જે હશે દાનમાં લીધી, ભિક્ષુકી વૃત્તિ તે સુણી. ૨૫
વિવેકે સાંભળી વાણી યવનાધિરાજસેવકે;
માગ્યું જાવા પતિ પાસે લઇ તે કથનો તકે. ૨૬
છત્રકેરા અધિષ્ઠાતા, જોઇને મંત્રિવર્ગ તે
ધર્મોત્સાહથકી શોભ્યો, એક તે એકને ઘટે. ૨૭

---

**શ્લોક ૨૫ મો**—ઉત્તરાર્ધમાં 'જે' એ "ભૂમિ"નું વિશેષણ હોઇ હેનો સાપેક્ષ "તે" તે "ભૂમિ"નું નહિં પણ "વૃત્તિ"નું વિશેષણ થઇ વાક્ય ઉલટાઇને અન્વય જરાક ક્લિષ્ટ થાય છે. પણ અરુચિકર કાંઇ થતું નથી.

યવનરાજે કરેલી મદયુક્ત માગણીને આમ ભિક્ષા માગ્યાના રૂપમાં ફેરવવામાં કવિયે સરસ કૌશલ વાપર્યું છે. પૃથુરાજના મુખમાં આ ચતુર તથા ક્રોધોચિત વચન મૂક્યું છે તે સરસ રીતે આવ્યું છે.

**શ્લોક ૨૬ મો**—વિવેકે—અહિં હેનો ગુજરાતીમાં પ્રચરિત થઇ ગયેલો-"વિનય"-નો અર્થ લેવાનો છે.

સ્હામાનું ક્રોધયુક્ત ભાષણ પણ નમ્રતાથી સાંભળી રહેવું એ રાજદૂતનો ધર્મ છે.

દ્વિતીય ચરણમાં એક અક્ષર વધારે આવીને પદ્યદોષ આવે છે. "યવનાધિપ સેવકે" એમ હોત તો બરોબર થાત.

લઇ તે કથનો તકે—તે કથનો (પૃથુરાજે શ્લોક ૨૩, ૨૪, ૨૫, માં કહેલાં વચનો) તકે (વખતસર) લઇને. વધારે વાર હસ્તિનાપુરમાં રાખે તો ન રહીને તરતજ જવાનું માગ્યું. "તકે"-"વખતસર"—જેથી કરીને શાહાબુદ્દીનને ચઢાઇ કરવાને વિલંબ ના લાગે.

**શ્લોક ૨૭ મો**—અહિં હવે જૂદું કથાપ્રકરણ શરૂ થાય છે.

તૃતીય ચરણમાં એક અક્ષર ખૂટી પદ્યદોષ આવે છે.

"ધર્મોત્સાહ થકી" અથવા "ધર્મઉત્સાહથી" એમ હોત તો બરોબર થાત.

અન્વયઃ—મંત્રિવર્ગ તે (પૃથુરાજ) છત્રનો અધિષ્ઠાતા (છત્રપતિ થયેલો) જોઇને ધર્મોત્સાહથી (પોતાના ધર્મના—કર્તવ્યના—ઉત્સાહથી) શોભ્યો, ઉત્સાહયુક્ત થયો, સંતુષ્ટ થયો. "એક તે એકને ઘટે"-રાજા મંત્રીને યોગ્ય હતો અને મંત્રી રાજાને યોગ્ય હતો.

તથાપિ રાજ્યને જોઈ હૃદયશૂન્ય વિના વધૂ,
ખિન્નાકૃતિ વદે ધીરે નૃપને વાર્ણો તે મધુ;- ૨૮

છત્ર ચામર ધારીને, વિના સૌભાગ્યભાગિની
વસવું એકલા છાજે નહીં નૃપતિને ભણી, ૨૯

છબિયે દેશ દેશોના ભૂપતિકન્યકાતણી
ધરીને રાજરાજાએ, પૂછયું કોણુ ગણી ઘણી ? ૩૦

---

**શ્લોક ૨૮ મો**—દ્વિતીય ચરણમાં એક અક્ષર વધીને પદ્યદોષ આવે છે.

વધૂ વિના (રાજાની રાણી વિના) હોવાને લીધે રાજ્યને હૃદયશૂન્ય જોઈને.

રાણી તે રાજ્યશરીરનું હૃદય છે એમ કલ્પના છે. હૃદયશૂન્ય મનુષ્ય તેમ રાણી વિનાનું રાજ્ય. રાણીને હૃદયનું રૂપક આપવામાં મૃદુતા, ધીરતા, વગેરે સમાન ધર્મ છે.

વધૂ—આ શબ્દનો અર્થ છોકરાની વહૂ (અથવા યુવતી) છે. અહિં મંત્રીઓ વૃદ્ધ તેથી ત્હેમને મન પૃથુરાજને થવાની પત્ની તે વધૂજ ગણાય.

"જોઇ" તથા "વદે"નો કર્ત્તા "મંત્રિવર્ગ" અધ્યાહૃત છે, અને તે "ખિન્નાકૃતિ"નો વિશેષ્ય છે.

મધુ=મધુર.

**શ્લોક ૨૯ મો તથા ૩૦ મો**—આ બેનું યુગ્મક છે. "છત્ર ચામર ધારીને"—હેનો અન્વય "છાજે" જોડે છે; અને "નૃપતિને" હેનો અન્વય "ભણી" જોડે છે.

સૌભાગ્યભાગિની—સૌભાગ્યમાં ભાગ લેનારી; પત્ની.

ભણી=ભણીને.

"ભણી," "ધરીને," અને "પૂછ્યું"—એ ત્રણેનો કર્ત્તા—"મંત્રિવર્ગે" અધ્યાહૃત છે.

**શ્લોક ૩૦ મો**—"દેશદેશોના"—એ પષ્ઠયંત છુટા પદનો અન્વય "ભૂપતિ" એ ("ભૂપતિકન્યકા" એ) સમાસમાં રહેલા શબ્દ જોડે છે. એમ સાપેક્ષત્વ છે છતાં ગમકત્વ (અર્થ સમઝવામાં સરલતા) છે તેથી સમાસમાં "ભૂપતિ" શબ્દ આવ્યાથી દોષ નથી.

પૃથ્વીપતિ વદ્યો, હું છું એટલો પરિણયાગ્રહી,
અન્તરે વ્યાપિ રે' તેને લેવી સાનુમતે સહી. ૩૧

પ્રજાના પતિને સ્ત્રી તો, એકલી ગૃહિણી નથી;
રાજ્યભાગિની તે થાશે, ઘટે તે વરવી સતી. ૩૨

દેશ દેશાન્તરે પ્રેર્યા, પ્રતિહાર પરીખવા,
વિવેકી ગતિમાં શૂરા, દિવસો આવિયા નવા. ૩૩

કૃત્રિમપ્રતિમાઓથી, મોહમાં રાત્રિયો ગઈ,
મોહનો સ્પર્શ સૃષ્ટિને, કાલ કે વ્યોમને નહીં. ૩૪

---

**શ્લોક ૩૧ મો**—દ્વિતીય ચરણમાં એક અક્ષર વધીને પદ્યદોષ આવેછે.

અર્થ—હું પરિણય (લગ્ન)ની બાબતમાં એટલો આગ્રહી છું—કે અંતરમાં જે ખરેખરી વ્યાપી રહે—હૃદયમાં બરોબર ઊતરે—ત્હેને સાનુમતે (ત્હમારા—મંત્રીના—અનુમત સહિત) લેવી (પત્ની તરીકે લેવી).

કારણ કે:—

**શ્લોક ૩૨ મો**—(કારણ કહે છે)—

રાજાને પત્ની તે માત્ર પોતાની ગૃહિણી (ગૃહની અધિષ્ઠાત્રી પત્ની) માત્ર નથી; પરંતુ રાજ્યમાં પણ ભાગ લેનારી તે થવાની. માટે જે સતી હોય તે વરવી ઘટે.

આ ઉત્તમ વિચાર સ્ત્રીજાતિની તથા વિશેષે કરીને રાણીની પ્રતિષ્ઠાની ઊંચી યોગ્યતા બતાવે છે.

**શ્લોક ૩૩ મો**—પ્રતિહાર—રાજગૃહના દ્વારપાળ. દ્વારપાળને વિશ્વાસુ ગણીને મોકલ્યા.

પરીખવા—કન્યાની પરીક્ષા કરવા.

વિવેકી—સારા ખોટાનું વિવેચન કરી સકે હેવા. માટેજ કન્યાનાં રૂપ ગુણની પરીક્ષા કરવાને યોગ્ય.

ગતિમાં શૂરા—જેથી કરીને ઝટ તપાસ કરી, કાર્યસિદ્ધિ કરી પાછા વળે.

"દિવસો આવિયા નવા"—પ્રતિહારો મોકલ્યા; પછી પૃથુરાજની સ્થિતિ (મનની) જૂદીજ તરેહની થઇ તેથી જાણે નવા દિવસ આવ્યા.

**શ્લોક ૩૪ મો**—પ્રતિહારોને મોકલ્યા પછી, પૃથુરાજની રાત્રિયો કૃત્રિમ (સ્વપ્ને બનાવેલી માયાકલ્પિત) પ્રતિમાઓથી (ભાવિપત્નીનાં ચિત્રોથી

તે ક્ષણે માગધીરાજે પૃથ્વીરાજયશો સુણી,
તેપ્રતાપે થવા વૃદ્ધિ, સંશ્રયાર્થે મતિ કરી. ૩૫
દુહિતા યોજવા જેવી વયે તે આવિ જોઇને,
વિવાહાર્થે સુમંત્રીને મોકલ્યો મોહથી ઘણે. ૩૬

---

સ્વપ્નમાં દીઠેલી મૂર્તિયોથી) મોહમાં, (સ્વપ્નની મોહાવસ્થામાં તેમજ મનને આધાર આપનાર આશાના મોહમાં) ગઇ.

અહિં સામાન્ય સત્ય કહીને અર્થાન્તરન્યાસ કરે છેઃ—

મોહનો સ્પર્શ આખી સૃષ્ટિને છે; મોહની અસર સર્વ સૃષ્ટિ ઉપર થાય છે. નથી થતી માત્ર કાલ અને વ્યોમ ( Time અને Space, કાલ અને દિક્ ) ને. દિક્ના અર્થમાં વ્યોમ શબ્દ વાપર્યો છે.

આ વિચાર ગંભીર અને ઉન્નત છે, અને ધીર કવિત્વસૂચક છે.

**શ્લોક ૩૫ મો—માગધીરાજ—**મગધનો રાજા. "**યાવનીરાજ**" ( શ્લોક. ૧૬ ), "**ભારતીરાજા**" ( શ્લોક. ૧૮ ) જેવોજ આ દૂષણયુક્ત પ્રયોગ લાગે છે.

**મગધને**ા રાજા—જયચંદ.

ચરણ ૩ જું—તે પ્રતાપે (પૃથુરાજને પ્રતાપે) વૃદ્ધિ (પોતાની ચઢતી) થવાને માટે;

ચરણ ૪ થું—સંશ્રયાર્થે (પૃથુરાજનો આશ્રય મેળવવાને માટે—કન્યા દઇને સંબન્ધી થઇને;) મતિ (ઇચ્છા) કરી.

**શ્લોક ૩૬ મો—ચં**દકૃત પૃથુરાજ રાસા પ્રમાણે તો પૃથુરાજે કનોજના જયચંદ **રાઠોડ**ની પુત્રી **સંયો**ગતા (**સં**યુક્તા)નું હરણ કર્યું હતું અને જયચંદ જોડે યુદ્ધ કર્યું હતું. પણ અહિં જયચંદેજ કન્યા આપી એમ કથા ફેરવી નાંખી છે.

દૂત કન્યાઓ સોધવા મોકલ્યા તે કથાનો કાંઇ અંત ન આવી આમજ લગ્ન પ્રસંગ આવે છે. કથાનું સંકલન બરોબર નથી એમ લાગે છે.

યોજવા જેવી—વરની સાથે લગ્નમાં યોજવા (જોડવા) જેવી. લગ્નને યોગ્ય "વયે"નું વિશેષણ છે.

"લગ્નયોગ્ય ઉંમરે આવેલી દુહિતા જોઇને." એમ અર્થ છે.

મોહથી—ઉત્સાહથી; હોંસથી.

ચક્રવર્તી ગયો ચાહી પ્રત્યક્ષે પ્રેખવા વધૂ,
જાણીને ક્રયનું કર્મ સાક્ષિત્વે શુદ્ધ તો થતું. ૩૭

વિલોકી વામનેત્રા ત્યાં રાજકન્યા સુલક્ષણા,
વિજ્ઞાને વર્ણમાં રાજે પિતૃસંસ્કારથી ઘણા. ૩૮

વપુમાં કુંદના જેવી, સદ્‌ગુણાચ્છાદનો સજી,
સંયુક્તા હૃદયે વ્યાપી, ચંદ્રલેખાજ શું બિજી ? ૩૯

વિનયે શિશુના જેવી, ગાંભીર્યે વૃદ્ધ ધૈર્યમાં,
સમાધિસ્થ સતી જેવી, શારદા બુદ્ધિ તીવ્રમાં. ૪૦

---

મોહથી ઘણે—ઘણા—એમ વિકાર થવાને બદલે ઘણે—એમ વિકાર પદ્યમાં કદી કદી થાય છે.

**શ્લોક ૩૭ મો—**ઉત્તરાર્ધ—

ક્રયનું કર્મ (ખરીદી કરવાનું કામ) સાક્ષિત્વે ( પ્રત્યક્ષ—જાતેજ કર્યાથી ) શુદ્ધ (સારું—દોષ રહિત) થતું (થાય છે) એમ જાણીને—એ ન્યાયે;

માલ સારો લેવો હોય તો જાતે ખરીદ કરવા ગયા જેવું કશું નથી, તેમજ આ કન્યા લગ્નમાં લેવામાં નજરે જોયા જેવું કાંઇ નથી એમ કરી જાતે પૃથુરાજ ગયો.

**શ્લોક ૩૮ મો—**ઉત્તરાર્ધ—ઘણા પિતૃસંસ્કારથી ( પિતાએ આપેલા જ્ઞાનાદિકના અનેક સંસ્કારથી—કેળવણીથી ) વિજ્ઞાનમાં ( વિદ્યામાં ) તેમજ વર્ણમાં (રૂપમાં) રાજે ( શોભે; શોભતી હતી).

**શ્લોક ૩૯ મો—**કુન્દ કુસુમ જેવી વપુમાં [મૃદુ અને સુન્દર]; સદ્‌ગુણનાં આચ્છાદન [વસ્ત્રાલંકાર] સજી [ ધારીને રહેલી ] જાણે બીજી ચંદ્રલેખા [ચંદ્રની કળા] જ ના હોય હેવી, **સંયુક્તા** ( પૃથુરાજના ) હૃદયમાં વ્યાપી (પૂર્ણ વશી ગઇ).

**સંયોગતા**—એમ નામ બીજાં પુસ્તકોમાં આપેલું છે. પણ **સંયુકતા** શુદ્ધ નામ લાગે છે.

**શ્લોક ૪૦ મો—સંયુકતાના ગુણોનું વર્ણન કરે છે.**

વિનયમાં (નમ્રતામાં) શિશુ (બાળક) ના જેવી એ હતી; ગાંભીર્યમાં વૃદ્ધ (જેવી); ધૈર્યમાં સમાધિસ્થ સતી જેવી; તીવ્ર બુદ્ધિમાં શારદા (જેવી).

સુવૃત્તે સરિતા જેવી, વિવેકે વ્યક્તિને છતી;
સન્મતિ સાધુના જેવી, યૌવને મધુમાલતી. ૪૧
હૃદયે વશિ તેવી તે, સરમાંહિ શરત્પ્રભા;
શરદ્‌માં સરનો ઊર્મિ શમ્યો તેમ સુવીર આ. ૪૨
પરણી રાજકન્યાને સ્વગૃહે આણિ સત્વરે;
વિજયોપાર્જિતા જેવી, રાજ્યલક્ષ્મી દિગાન્તરે. ૪૩

---

બુદ્ધિ તીવ્રમાં—વિશેષ્યની વિભક્તિ વિશેષણને કવિતામાં કદી કદી લગાડાય છે.

**શ્લોક ૪૧ મો**—સુવૃત્તે (સદાચરણમાં) સરિતા જેવી (નિર્મળ);
બીજા ચરણનો અર્થ સ્પષ્ટ સમજાતો નથી; પણ નીચે પ્રમાણે વખતે હશે:—વિવેકમાં તે એક વ્યક્તિજ ( અનુપમેય કન્યા ) હતી.
મધુમાલતી—વસંતઋતુની માલતી.

**શ્લોક ૪૨ મો**—તેવી (ઉપર વર્ણન કરી હેવી) તે ( **સં**યુક્તા )-પૃથુરાજના-હૃદયમાં વશી;—[જેમ] સરમાં [ સરોવરમાં ] શરત્પ્રભા ( શરદ્ ઋતુની પ્રભા—સૌન્દર્ય;—આકાશાદિકની સુંદર છબિ) (વસે તેમ). અને;—(જેમ) શરદ્‌માં સરનો (સરોવરનો) ઊર્મિ ( તરંગ—મોજો ) શમે (વર્ષામાં ઉછળતો હોય તે શાન્ત થઇ પ્રસન્ન થાય) તેમ આ સુવીર ( સારોવીર )—પૃથુરાજ—**સં**યુક્તામાં શમ્યો ( **સં**યુક્તાના સૌન્દર્યથી પ્રસન્ન થઇ શાન્ત થયો) ઉપમા અને અન્યોન્ય એ બે અલંકારની સંસૃષ્ટિ અહિં છે.

સ્વચ્છંદ ઉછળતા સરના તરંગની ઉપમા સુવીરને; મેઘમલથી મુક્ત શરદ્‌ની ઉપમા **સં**યુક્તાને; તથા બંનેનું એક એકમાં શમન થવાનું કાર્ય (સમભાવે મળી જવું) એ સુંદર કલ્પના છે.

**ભી**મરાવની ઉપમાઓ ઉપર કાલિદાસની ઉપમા આપવાની શૈલીની છાયા રસિક સુજ્ઞને જણાયા વિના રહેશે નહિં. આગળ બીજી ઉપમાઓ આવશે તે ઉપરથી વિશેષ સ્પષ્ટતાથી આ વાત જણાશે.

**શ્લોક ૪૩ મો**—આણિ (આણી)—એ પ્રધાન ક્રિયાપદ છે.
રાજ્યલક્ષ્મી—રાજલક્ષ્મી—એ વધારે શુદ્ધ શબ્દ છે.
દિગાન્તરે ( દિગન્તરે-ખરું રૂપ છે ). અન્ય દિશામાંથી, દેશાન્તરથી. "વિજયોપાર્જિતા" જોડે આ શબ્દનો અન્વય લેવો.

સંયુક્તાયુક્ત રાજા તે, યુક્ત તે સ્વામિને લહી,
પરસ્પર યુક્તિના યોગે સંયુક્તા યુક્ત તે કહી. ૪૪

પૃથિવીપતિને પેખી, મંગલાન્તે પધારતો,
રાજધાની રિઝે આંખી, ઉત્સવોચ્ચાર ત્યાં થતો. ૪૫

સચિવે સ્વામી સત્કાર્યો, નગરે રત્ન તોરણે;
અભિજ્ઞે અભિનંદ્યો તે, ઉદ્ભવાશિષ કારણે. ૪૬

વિપુલશ્રીમતી સ્ત્રીઓ ચિત્રવર્ણ નવનવા
ભુવનદ્વારમાં પૂરી, દર્શાવે યશ તેસભા. ૪૭

---

શ્લોક ૪૪ મો—સંયુક્તા નામનું આન્વર્થક્ય બતાવે છે.

**સંયુક્તાથી** યુક્ત (જોડાયલો) તે રાજા ( હોઇને ); અને તે (**સંયુક્તા**) યુક્ત [યોગ્ય–પોતાને લાયક] સ્વામીને લહી [પામીને]; પરસ્પર યુક્તિ (યોગ્યતા–એકેકની સાથે યોગ્ય–લાયક–પણા ) ના યોગે ( ને લીધે ) તે **સંયુક્તા** (એમ નામથી) યુક્ત [બરોબર—યોગ્ય રીતે] કહી (કહેવાઇ).

તૃતીય ચરણમાં એક અક્ષર વધીને પદ્યદોષ આવે છે. “અન્યોન્ય યુક્તિના યોગે”—એમ હોત તો બરોબર થાત.

**શ્લોક ૪૫ મો**—મંગલાંતે—વિવાહ ( લગ્ન ) ના મંગલકાર્યને અંતે.

**શ્લોક ૪૬ મો**—નગરમાં રત્નતોરણે–રત્નને તોરણે (દરવાજે) સ્વામીને (પોતાના રાજાને) સચિવોએ સત્કાર્યો,—સ્વાગતસત્કાર કર્યો. અને અભિજ્ઞે—ડાહ્યાઓએ–તે [ ત્હેને ] ઉદ્ભવ ( સંતતિ ) પ્રાપ્ત થવાની આશિષને કારણે ( આશિષ આપીને ) અભિનંદ્યો, મુબારકબાદી આપી. “કારણે”નો અર્થ આમ જરાક ક્લિષ્ટ રીતે બેસાડવો પડે છે. “પુત્રવાન્ થાઓ” એમ આશિષ દઇ આભિનંદન આપ્યું.

**શ્લોક ૪૭ મો**—ધનવાનની સ્ત્રીઓએ ઘરનાં બારણામાં વિચિત્ર રંગના સાથિયા પૂરીને તે રંગ જેવા ( શુભ રંગ જેવા શુભ અને વિચિત્ર ) યશ (પૃથુરાજના યશ) દર્શાવ્યા.

એ રંગ પૂરીને યશ દર્શાવવાનો હેતુ કવિનો ઉત્પ્રેક્ષિતજ છે.

“ભવન” જોઇયે ત્હાં “ભુવન” શબ્દ ભ્રમથી આવ્યો છે.

ધનિકે ગૃહ શૃંગારી ધનશોભા કરી છતી,
વૈજયન્તી પતાકાથી સન્માની ધનિનો પતિ. ૪૮

વસુમાં ઝીલતા વિપ્રે મંત્રથી કુંકુમાક્ષતે,
આશીર્નમસ્ક્રિયા આપી, માનીને ઉપકાર તે. ૪૯

હેમરશ્મિ ગુંથી બાંધી તોરણો શુભ પલ્લવે,
વધાવ્યો આદરે રાજા નારીયે મોતિડે નવે. ૫૦

અભિનંદનચિહ્નોથી, વિલસે વર ને વધૂ. ૫૧

---

શ્લોક ૪૮ મો—વૈજયન્તી—ધ્વજ.

સન્માની—ખરૂં રુપ "સંમાની" છે.

ધનિનો પતિ—સર્વ ધનિકોનો સ્વામી—રાજા; પૃથુરાજ.

શ્લોક ૪૯ મો—વસુમાં ઝીલતા—ધનમાં તરતા.

પૃથુરાજની દાનની ઉદારતાને લીધે ધનમાં આળોટતા બ્રાહ્મણો, હેમણે મંત્રવડે, અને કુસુમાક્ષત વડે, (એ વાપરીને) ઉપકાર માનીને (એ લોકોને પુષ્કળ દાન આપવાને લીધે—માટેજ પરિણામ વસુમાં ઝીલવાનું થયું-કાર્ય-કારણનો વિપર્યય કરી કાર્યસૂચક વિશેષણ પ્રથમ મૂકયું છે.)—આશીર્વાદ તથા નમસ્કાર આપ્યા. (આપા—પૂર્ણ ક્રિયા છે).

વિપ્ર રાજાને આશિષ આપે; પણ નમસ્કાર કરે, એ અનુચિત જણાય છે.

શ્લોક ૫૦ મો—સૂનાની દોરી ગૂંથીને શુભ પાંદડાં (આસોપાલવ જેવાં) વડે તોરણો (દ્વારને બાંધેલી પાંદડાંની માળા) બાંધીને નગરનારીએ નવાં મોતી વડે રાજાને આદરથી વધાવ્યો.

મોતિડે નવે—કાવ્યમાં વિશેષણ અને વિશેષ્ય બંનેને વિભક્તિ વખતે લાગે છે.

તોરણ—આ શબ્દ મૂળ સંસ્કૃતમાં કમાનદાર દરવાજાના અર્થમાં છે. પછી ગુજરાતીમાં દ્વાર ઉપર બાંધેલી પાંદડાંની માળાના અર્થમાં (લક્ષણાથી) થઈ ગયો છે. તે અર્થ અહિં છે.

શ્લોક ૫૧ મો—આ શ્લોકનું એક અર્ધ કાંઈક સરતચૂકથીજ રહી ગયેલું લેખમાં છે. તેથી છે તેમને તેમજ અડધોજ શ્લોક મૂકયો છે.

અભિનંદનચિહ્નો—પુષ્પ, અક્ષત, કુંકુમ, વગેરે વધાવી લેતી વખત વાપરેલા પદાર્થથી મુખ, વસ્ત્ર વગેરે ઉપર થયેલાં ચિહ્ન.

લગ્નમંગલવાદ્યોમાં, સંગીતે, હસ્તિનાપુરી,
ઉત્સવે મદમાતી તે, હસ્તિની, વાજતે તુરી, ૫૨

ઊભી કલશ ઢોળીને, સંતોખી નૃપની સુતા,
આનન્દે શુંડને વાળી, નમી દીપે જ દૃષ્ટિમાં; ૫૩

તેવી રાજપુરી ડોલી, ઉભી ઉલ્લાસમાં નમી,
પ્રકાશી દીપપંક્તિયો, અગ્નિપુષ્પો ઉગ્યાં રમી. ૫૪

ચિત્રેલી શુભ્ર વર્ણાંગે, સુનેરી દોરિયે ગુંથી,
કરેણુ તે વિષે બેશી વિરામ્યાં પત્નીને પતિ. ૫૫

---

શ્લોક **૫૨**, ૫૩, ૫૪ નું કલાપક છે.

"હસ્તિનાપુરી"નું ક્રિયાપદ " મદમાતી "ની પછી અધ્યાહૃત " થઇ " અથવા હેવું કાંઇં લેવું.

તુરી—સં. तूर्य ઉપરથી આ શબ્દ થયો છે. એક જાત્યનું વાદ્ય.

તુરી વાજતે ( વાજતાં છતાં ), હસ્તિની ( હાથણી ) કલશને ઢોળીને ( વધાવતી વેળા અભિષેકજલનો કલશ ઢોળીને ) ઊભી, અને (એ રીતે એ હાથણીએ ) નૃપની સુતા ( જયચંદ રાજાની કુંવરી **સં**યુક્તા )ને સંતોખી ( સંતુષ્ટ કરી ); (અને પછી ) આનંદથી શુંડને વાળીને દૃષ્ટિમાં નમી (નીચી નજર કરીને) દીપે ( શોભી ). હાથણીએ કલશાભિષેકથી વધાવીને નમ્રતાનાં ચિહ્ન બતાવ્યાં.

ત્હેવીજ રાજપુરી (રાજધાનીની નગરી–હસ્તિનાપુરી) પણ ડોલી અને ઉલ્લાસમાં નમી. હાથણીની પેઠે હસ્તિનાપુરી પણ ડોલીને નમી; આનન્દોત્સવથી જાણે ડોલી, અને રાજા તરફ ભક્તિનાં ચિહ્નથી નમી. હસ્તિનાપુરીને હાથણીની ઉપમા સુંદર અને સચમત્કાર અપાઇ છે.

અગ્નિપુષ્પો—આતશબાજીમાં ઊડતાં કોઠી, હવાઇયો, વગેરેનાં ફૂલ.

**શ્લોક ૫૫ મો**—શુભ્રવર્ણ (સફેદ રંગના) અંગે (શરીરે) ચિત્રેલી.–ધોળી હાથણી તે રંગોથી રંગેલી.

સુનેરી દોરીયે ગુંથી.—કસબની દોરીની જાળી શરીર ઉપર નાંખેલી હેવી.

કરેણુ—હાથણી.

તે ઘડી પુર આનંદે પ્રકાશ્યું નહિ એકલું;
વિલસ્યાં વનવારી ને, ભારતે સ્થળ તે બધું. ૫૬
વિરાજી રાજ્ઞી વર્ણે ત્યાં, મંગલાભૂષણે નવાં,
દ્વિજે સીંચી પતિ સાથે, શિરે રાજસૂયજ્ઞમાં. ૫૭

ઉચ્ચપદ શિખરે સનાથ મ્હોંચી
સ્વગુણે તેમ પતિપ્રભાવથી જે
નભવિચ શશિ સાથ આવિ રોચી
થઇ તારા સરખી સ્વભાવથી તે. ૫૮

---

**શ્લોક ૫૬ મો**—પુર-નગર ફક્ત હસ્તિનાપુર આનંદમાં પ્રકાશ્યું એમ નહિં.—પણ વન, જળ, અને ભારતવર્ષમાં તે બધુ સ્થળ (આખી ભારતભૂમિ) આનંદમાં પ્રકાશ્યાં.

**શ્લોક ૫૭ મો**—રાજયસૂજ્ઞમાં (પૃથુરાજે પછી રાજસૂયયજ્ઞ કર્યો ત્હેમાં) પતિ સહિત બ્રાહ્મણોએ શિરે સીંચી (મસ્તકે અભિષેક કરેલી) રાજ્ઞી (રાણી) નવાં મંગલાભૂષણે (મંગલ વસ્ત્રાલંકારથી) વર્ણે (રૂપમાં) વિરાજી (વિશેષ શોભી.)

પૃથુરાજે જયચંદનો રાજસૂયયજ્ઞ ભંગાણ પાડી બગાડયો એમ મૂળ વાર્તામાં છે. પૃથુરાજે પોતે કર્યાનું જણાતું નથી, આ કવિયે પોતે કલ્પ્યું છે.

રાજસૂય—શબ્દ છે. રાજસૂ—અશુદ્ધ જણાય છે.

**શ્લોક ૫૮ મો**—આ શ્લોકનું વૃત્ત પુષ્પિતાગ્રા મિશ્ર ઔપચ્છંદસિક ઉપજાતિ છે.

સ્વગુણે તેમજ પતિના પ્રભાવથી (સંયુક્તા) જે સનાથ (નાથ સહિત) ઊંચા પદના શિખર ઉપર મ્હોંચી, તે નભવિચ (આકાશની વચ્ચે—ટોચે) શશી સાથે સ્વભાવથી (સહજ ગતિનિયમથી) આવીને રોચી (રોચેલી—શોભેલી) તારા સરખી થઇ.

**સંયુક્તા** પોતાના ગુણથી (હૃદયના ઉન્નત ગુણથી) સદ્‌ભાવને સંબંધે—અને પતિના પ્રભાવે રાજકીય—ઉચ્ચપદ પામી.

આકાશના શિખર ઉપર ચંદ્રની સાથે કોઇ વાર તારો આવે છે તે અવલોકનશીલ જનના જેવામાં આવ્યું હશે.

"તારા" શબ્દ સંસ્કૃતમાં સ્ત્રીલિંગ છે; અને અહિં પણ તેજ લિંગમાં વાપર્યો છે. માટે **સંયુક્તાને** ઉપમાનભૂત બરોબ છે.

-।-નિયમિત વિધિકૃત્યે, બન્ધુ સામન્ત ભૃત્યે,
સતત વિમલ મત્યે, ધર્મના સત્ય વૃત્તે;
નૃપનું મિથુન શોભ્યું અદ્વિતીયાધિકારી,
પ્રતિદિન ઉદયે તે, ઊર્વીઅર્કાનુસારી. ૫૯

-।- માલિની વૃત્ત.

આ અતિ સુંદર ઉપમા અપૂર્વ હોઈ કાલિદાસની ઉપમાશૈલીનું ભાન કરાવે છે. આ ઉપમાનું લાલિત્ય અને સૌન્દર્ય સહૃદયગમ્ય જ છે;—ઉપમાન હેવાં રુચિર અને ઉચિત છે અને યોગ હેવો સહજ અને સુંદર છે.

ચંદ્ર અને તારાના યોગનો નાયકનાયિકાના ઉપમાન તરીકે કાલિદાસે રઘુવંશના પ્રથમ સર્ગના નીચે લખેલા શ્લોકમાં સુંદર રીતે ઉપયોગ કર્યો છેઃ—

काप्यभिख्या तयोरासीद् व्रजतोः शुद्धवेषयोः ।
हिमनिर्मुक्तयोर्योगे चित्राचन्द्रमसोरिव ॥

એ ઉપમાની છાયા ભીમરાવની આ ઉપમા ઉપર પડેલી વખતે ભાસશે. પણ હશે તો પણ માત્ર આછી છાયા હોઇ, આ બધી કલ્પના સ્વતન્ત્ર પોતાનીજ સુંદરતાથી ઊભી રહે એમ છે. આકાશશિખર ઉપર આવવાનો કલ્પનાભાગ નવીનજ છે.

શ્લોક ૫૯ મો—નિયમિત વિધિનાં (ગૃહસ્થાશ્રમ માટે વિહિત કરેલાં, તથા રાજકાર્ય માટે વિહિત કરેલાં) કૃત્યોથી; બન્ધુ, સામન્ત, અને ભૃત્ય (ચાકર)થી; સતત (હમેશ, અવિચ્છિન્ન) વિમલ મતિથી; અને ધર્મના સત્ય વૃત્તથી (આચરણથી);—અદ્વિતીય (બીજો કોઇને જે'વો નહિં હેવા) અધિકાર (પદવી—રાજપદવી) વાળું, પ્રતિદિન ઉદયવડે, ઊર્વી અને અર્ક (પૃથ્વી અને સૂર્ય)ને અનુસરનારું (ત્હેના જેવું); નૃપનું મિથુન (પૃથુરાજનું અને સંયુક્તાનું જોડું) શોભ્યું.

મત્યે—આ શબ્દ "મતિ" ઉપરથી પ્રાકૃત "મત્ય" થવાથી,—લઘુ-પ્રયત્ન યકારવાળો છે અને તેથી પૂર્વસ્વર ગુરુ થાય નહિં. પણ અહિં થડકા-વી 'મ' ને અકાર ગુરુ કરવો જ જોઇશે.

પૃથ્વી ને સૂર્યના જોડાની ઉપમા આ નૃપમિથુનને ઘણી યોગ્ય અને કાલિદાસી પદ્ધતિનીજ છે. તેમજ શ્લોકની શૈલી પણ કાલિદાસી હોઇ સર્ગનું સમાપન પણ ત્હેવુંજ છે.

## સર્ગ ૩ જો.

વિશાળ અન્ત:પુર ગુપ્ત માળે,
કુસુંબવર્ણાપટ અન્તરાળે,
સમીપ શય્યા રહિ પાસ તેમાં
સ્નેહેથિ બેઠાં નૃપરાણિ એમાં. ૧

સમાન વેત્રાસન ભાગ પાસે,
દૃષ્ટિ જવા બારિથકી વિલાસે,
અધીરમાં તે ઉપભોગઆશે,
ક્ષણેકમાં માંહિ ઉભાં ઉલાસે. ૨

---

આ સર્ગમાં મુખ્યત્વે ઉપજાતિ તથા ઉપેન્દ્રવજ્રા, વૃત્ત છે. હવે પૃથુરાજ અને સંયુક્તાનો સંયોગશૃંગાર આ સર્ગમાં વર્ણવે છે.

શ્લોક ૧ લો—કુસુંબ—સંસ્કૃત શબ્દ કુસુમ છે.

વિશાળ અંત:પુરના ગુપ્ત માળ (મેડી)માં, કસુંબી રંગના પડદાને ઓઠે, સમીપ (પડદાની નજીક) શય્યા રહી (પડી હતી) તેમાં નૃપ અને રાણી સ્નેહથી પાસે (પાસે પાસે) બેઠાં.

"તેમાં" ને "એમાં" પુનરુક્તિ કરે છે.

"પટ અંતરાળે"—એ સમાસગત "પટ" શબ્દ છે છતાં ત્હેનો અન્વય "કુસુંબવર્ણા" સાથે સરલ રીતે થઇ શકે એમ છે; અને એ સમાસગત છતાં "કુસુંબવર્ણા" એ વિશેષણના અંત્યસ્વરને વિભક્તિકાર્ય થઇ "ઉ" નો "આ" થયો છે તે અરુચિકર નથી. કારણ, "પટ અંતરાળે" એ સમાસ શુદ્ધ, સંસ્કૃત ભાષા જેવો નથી (અવયવપટોની સંધિ નથી થઇ), અને "અંતરાળે" તે "પાછળ," "સાથે" વગેરે જેવા Preposition શબ્દયોગી અવ્યય થઇ ગયો લાગે છે.

સ્નેહેથી.-'એ'-અને-'થી' બે વિભક્તિયો એકજ વિભક્તિને અર્થે લાગી છે. કાવ્યમાં આ રૂપ વિશેષ પ્રચરિત છે.

શ્લોક ૨ જો—અન્વય—સમાન (સરખાં; બંનેને એક સરખાં) વેત્રાસન (નેતરનાં આસન-ખુરશી-વાળા) ભાગ (અંત:પુરના ભાગ) ની

ન કોઈ દેખે ફરતું ફરેલું,
પ્રવૃત્ત પ્રેમે મન ત્યાં ઠરેલું;
પરસ્પરે જોઇ જરાજરામાં,
નૃપાંગના કાન્તજ સામસામાં. ૩

ફરી ધરીને મુખ કામિનીનું,
લઈ મુખે સસ્મિત માનિનીનું;
અસહ્ય પ્રેમે વળિ બેશિ પાસે,
દિધુંજ આલિંગન ત્યાં ઉલાસે. ૪

---

પાસે (આવેલી) બારી થકી (માંથી) વિલાસે દૃષ્ટિ જવાને માટે-(બારી-માંથી જોવાની ઇચ્છાથી); તથા—અધીરમાં (અધીરાઇમાં—ઉત્સુકતાથી) ઉપભોગની (અન્યોન્યસંગના આનંદોપભોગની) આશાથી; તે (રાજા ને રાણી) માંહિં (બારી માંહિં) ક્ષણેકમાં (શય્યા ઉપર બેઠાં હતાં ત્હાંથી વળી એક ક્ષણેકમાં) ઉલાસથી (જઇને) ઊભાં.

**શ્લોક ૩ જો તથા ૪ થો**—આ બેનું યુગ્મક છે.

'દેખે'—તેનો કર્તા "તે (પૃથુરાજ તથા રાણી)" એ અધ્યાહૃત છે.

ફરતું ફરેલું—તે વેળાએ (બારીમાંથી જણાતા નીચેના ભાગમાં) ફરતું અથવા થોડીવાર પ્હેલાં ફરી ગયેલું (ચિહ્નથી જણાતું).

કોઈ—કોઇ માણસ. માટે એ બારી પણ નિર્જન એકાંત હતી. માટે પ્રવૃત્ત થયેલા (શરૂ થયેલા) પ્રેમ વડે ત્યાં (તે બારીમાં) મન ઠરેલું (એ બેનું મન એ જગા પસંદ કરી વશેલું). માટેજ પોતાના મનની ઇચ્છા સૂચ-વવાને માટે—પરસ્પર જરા જરામાં (ક્ષણે ક્ષણે) સામસામાં (એક એકના સામું) જોઇને;—

**શ્લોક ૪ થો**—ફરી (પછીથી) માનિની કામિનીનું મુખ ધરીને (પકડીને) સ્મિત સહિત (પોતાને) મુખે લઇને; અસહ્ય (અત્યંત), પ્રેમે પાસે બેશીને, (પૃથુરાજે) ત્યાં આલિંગન દીધું.

લેખમાં ૪ થા શ્લોકના છેલ્લા ચરણમાં "દિધું" પ્રથમ હતું તે ચ્હેરી-ને "દઇ" એમ કરેલું છે: પણ આખા વાકયમાં પૂર્ણ ક્રિયા કોઈ નથી, માટે પૂર્વનું "દિધું" સ્વીકાર્યું છે.

પ્રેમે થયાં એકજ ચિત્ત જેનાં,
સમાન સોહાય સુરૂપ બેનાં;
અનંગ અંગે ખરું તેજ આપે,
લજ્જાપટો માનતણા ઉથાપે. ૫

શ્યામ સ્વભાવે નૃપકાન્તિ એવી,
હેમન્ત અન્તે ઘનખંડ જેવી;
રાજ્ઞી શરીરે સુખ થાય ગોરી,
શશિપ્રભા તે ઋતુકેરિ થોડી. ૬

---

**શ્લોક ૫ મો**—ચરણ ૪ થું-(અનંગ) લજ્જાના અને માન (રીસ) ના પટ (પડદા) ઉથાપે ( ફેડી નાંખે ). સંયુક્તા કોઇ વાર લજ્જાયુક્ત થાય, વળી કોઇ પ્રસંગે માનયુક્ત થાય ( રીસાય ), તો તે તે વખતે એ લજ્જા અને એ માન અનંગના બળથી જતાં રહેતાં. આમ અર્થ છે એટલે લજ્જા અને માન એ બે ભાવ એકઠા શી રીતે આવી શકે એમ શંકા કરવાને માર્ગ નહિં રહે.

"લજ્જાપટો" એ સમાસ છે; અને હેમાંના "પટો"નો અન્વય પાછો "માન તણા"ની સાથે લેવો પડે છે એ ક્લિષ્ટ અન્વય છે. પણ અર્થ એજ છે. કેમકે "માનના લજ્જાપટ" એમ તો અનર્થજ થાય. "લજ્જા અને માનપટો ઉથાપે" એમ હોત તો વધારે સરલ અને નિર્દોષ થાત.

**શ્લોક ૬ ઠ્ઠો**—નૃપની કાન્તિ શ્યામ સ્વભાવે ( શ્યામ સ્વરૂપે ) હેવી (હતી),—કે હેમન્ત ઋતુને અંતે ઘનખંડ (મેઘના વિરલ કકડા) જેવી હતી. (તેમ) રાજ્ઞી શરીરે સુખ થાય (હેવી)-શરીરને સ્પર્શતાં સુખદા—ગોરી, (તે) તે ઋતુની (હેમન્તની) થોડી ( આછી—પૂર્ણિમાની નહિં પણ અધવચલી ) શશિપ્રભા (જેવી) હતી.

'એવી–તેવી' એ શબ્દો અન્વયમાં બરોબર નથી બેસતા. 'એવી' ને બદલે 'કેવી ?' એમ હોત તો બંધ બેસત.

'શરીરે સુખ થાય'–એ વાક્ય પણ બીજા વાક્યો સાથે ક્લિષ્ટ રીતેજ અન્વયમાં અણાય છે. 'શરીરે સુખ થાય હેવી'–એ 'હેવી' શબ્દ ઉપરથી આણવો પડે છે. પરંતુ તે શિવાય બીજી રીતે અર્થ સુઘટિત થતો નથી.

હેમન્તમાં મેઘનો રંગ ઘેરો કાળો નહિં પણ ધઉંવર્ણો હોય તેથી રાજાની કાન્તિને હેનું સામ્ય યોગ્ય છે. હેમન્તમાં સ્વચ્છ આકાશમાં પૂર્ણ

વધૂમુખે યૌવન પૂર્ણ ભારે,
ખશ્યા સુકેશો સુમુખી સમારે;
કૃશોદરી કોમળ પાગ પૂરા,
શૃંગાર ઊણા પણ ના અધૂરા. ૭

પતિ પ્રકર્ષે શુભ વર્ણ વેશે,
દયા રહી સદ્હૃદયે ન લેશે;

---

ચંદ્ર હોય તો શશિપ્રભા જરાક ઘણી ઝળહળતી થાય; માટે "થોડી" એ વિશેષણથી મૃદુતાનો અંશ ઉમેરાય છે.

હેમન્તનો ધનખંડ તે જેમ મૃદુ શશિપ્રભા સાથે વિહાર કરે તેમ પૃથુરાજ અને સંયુક્તા વિહાર કરતાં શોભતાં હતાં એ ગૂઢ ધ્વનિ છે.

**શ્લોક ૭ મો**—વધૂના મુખમાં પૂર્ણ ભારે યૌવન હતું. (નવવધૂ હતી પણ ભર જવાનીમાં હતી, યોગ્ય વિકાસ પામેલા યૌવનવાળી હતી; અપરિપકવ છોકરી ન્હોતી). સુમુખી ખશેલા (પ્રેમોપચારથી વિસ્ખલિત થઇ મુખપર આવેલા) સુકેશો (સુન્દર વાળ) સમારતી હતી.

આ સ્વાભાવિક, સાદું, અને સુન્દર ચિત્ર છે.—'સુમુખી' એ વિશેષણ પણ સાર્થ છે. કેશ ખશેડતાંજ સહજ દૃષ્ટિ સુન્દર મુખપર જ વિશેષ પડે; અને તેથી વર્ણન કરતા કવિની કલ્પનાદૃષ્ટિ પણ પ્રથમ ત્હાંજ પડીને 'સુમુખી' એ વિશેષણ સહજ ઉપસ્થિત થયું. વર્ણનવિષય જોડે તદ્રૂપતા (સર્વાનુભવરસિકની તદ્રૂપતા)નું આ એક સહજ પરિણામ છે.

તે વધૂ કૃશોદરી (પાતળા ઉદરવાળી) હતી; (ત્હેના) પાગ (પગ) પૂરા કોમળ (અત્યન્ત કોમળ) હતા; અને હેણે ધારણ કરેલા શૃંગાર (વસ્ત્ર ઘરેણાં વગેરે) ઊણા (આછા–બહુ થોકે થોકે ખડકેલા નહિં હેવા) હતા, પણ અધૂરા ન્હોતા. મતલબ કે અરુચિસંપન્ન નારીની પેઠે ઉપરાઉપરી ઘરેણાં વગેરે ખડકેલાં ન્હોતાં; અને માત્ર સુરુચિથી યોગ્ય રીતે ધારણ કરેલાં પતિસમાગમને યોગ્ય વસનાભરણ પ્હેર્યાં હતાં, ત્હેમાં કાંઈ અપૂર્ણતાની ખામી ન્હોતી આવતી. આછા શૃંગારમાં વિશેષ સુન્દર જણાતી હતી; ત્હેનું સૌન્દર્ય તે જ પરિપૂર્ણ આભૂષણ બનતું હતું; તેથી–શૃંગાર ઊણા પણ ના અધૂરા."

**શ્લોક ૮ મો**—પતિ (પૃથુરાજ) શુભવર્ણ (સફેદ રંગના) વેશે (વેશમાં પ્રકર્ષે) (પ્રકૃષ્ટ થતો હતો) શોભતો હતો. (હેના) સદ્હૃદયમાં પણ આ વખતે (રતિસમયે) લેશ પણ દયા રહી નહિં.

નમી કટિમાં રતિ રૂપ નારી,
ધીમી સ્વભાવે પતિપ્રાણપ્યારી. ૮

સુમૂર્ત કાન્તા, સુખ કાન્તકાન્તિ,
સંસ્નિગ્ધ ચિત્તે પરિવ્યાપ્ત ભ્રાન્તિ;
અખંડ અંગે ગુરુશ્રોણિ ભારે,
પ્રમત્તવીરે ઘટતો વધારે. ૯

ભરી ભુજે સુન્દર કામિનીને,
રતિરસજ્ઞાત વિલાસિની ને;
સૌભાગ્યરૂપે કમનીય કામી,
પ્રમત્ત તોયે પ્રિય થાય સ્વામી. ૧૦

---

રતિરૂપ ( રતિ જેવી સુન્દર ), પતિને પ્રાણ જેવી પ્યારી, અને સ્વભાવે ધીમી (શાન્ત), નારી (સંયુક્તા) તે કટિમાં નમી (નમ્ર—પાતળી—કટિની) હતી.

આ ઠેકાણે કબૂલ કરવું જોઇયે કે પ્રથમ ચરણનો અર્થ ક્લિષ્ટ છે; તેમજ શ્લોકનાં ચરણોનો પરસ્પર સંબન્ધ પણ સ્પષ્ટ જણાતો નથી. બીજા કેટલાક શ્લોકોમાં પણ એમ અસ્પષ્ટતા આવશે.

**શ્લોક ૯ મો**—આ શ્લોકનો અર્થ બરોબર સ્પષ્ટ નથી, પણ કાંઇક આ પ્રમાણે હશેઃ—

કાન્તા સુમૂર્ત (ખૂબસુરત) હતી, અને કાન્તકાન્તિ ( કાન્તની કાન્તિ ) સુખ (સુખકારક, કાન્તાને સુખ આપનારી) હતી. ( બંનેનાં ) સંસ્નિગ્ધ ચિત્તે ( સારી પેઠે સ્નેહથી જોડાયલાં હૃદયમાં) ભ્રાન્તિ (પ્રેમના કેફથી થયેલી મત્તતા) પરિવ્યાપ્ત (પૂર્ણ વ્યાપેલી) હતી. પ્રમત્ત (વિશેષ મત્ત થયેલો) વીરે (વીર પણ) અખંડ અંગે ( દોષ રહિત, સુરચિત શરીરના અવયવોથી અને) ગુરુશ્રોણિભારે (ભારે શ્રોણિના વજનથી) વધારે ઘટતો (યોગ્ય—શોભતો) જણાતો હતો.

'પ્રમત્ત'—વિશે નીચેના શ્લોક (૧૦) ની ટીકા જુવો.

**શ્લોક ૧૦ મો**—ભુજેભરી—ભુજવડે આલિંગી. 'ભરી' નો કર્તા 'સ્વામી' છે.

'રતિરસજ્ઞાત'—રતિરસને જાણનાર,—એમ તાત્પર્ય છે. 'જ્ઞાત' એ કર્મણ્યન્ત છે ત્હેનો કર્તરિ અર્થ થવો કઠણ છે. તેથી એટલો દોષ જણાય

સમાન સ્નેહે ગુણ રૂપ વૃત્તે,
પ્રસક્ત ચિત્તે, અવિભિન્નસત્યે;
જણાય જોડે જયમ વિષ્ણુલક્ષ્મી,
ધ્રુવ ગ્રહી સૃષ્ટિનિ પ્રીતિ રશ્મિ. ૧૧
ઘટી પ્રિયાને ઘટતો જ પ્રેમી;
કાન્તા કરે કંકણ માત્ર હેમી.

---

છે. પણ 'રતિરસથી જાણેલી'–અર્થાત્ 'રતિરસને પોતે પણ જાણનારી' (રતિરસ હેને ઓળખે એટલે એ રતિરસને ઓળખે) એમ અર્થ કદી કરાય. 'રતિરસજ્ઞાત' એ 'વિલાસિની કામિની'નું વિશેષણ છે.

સૌભાગ્યરૂપે કમનીય—સૌભાગ્ય યુક્ત રૂપને લીધે (સુભગત્વ–સુન્દરતા વગેરે–યુક્ત રૂપને લીધે) કમનીય (વ્હાલો લાગે હેવો).

પ્રમત્ત—(સબળ પ્રેમોપચારમાં મત્તપણે વર્તનારો). છતાં નિર્દય લાગી અપ્રિય ના લાગનારો પણ "પ્રિય થાય." આમ પ્રિય થવાનાં કારણ—"રતિરસજ્ઞાત', 'વિલાસિની', અને 'કમનીય' એ શબ્દોમાં સમાયાં છે. 'કામી' તે 'સ્વામી"નું વિશેષણ છે.

'પ્રમત્ત'નો પ્રથમ અર્થ તો 'પ્રમાદયુક્ત', 'બેદરકાર', 'ગફલતી' એમ થાય. પણ અહિં તે અર્થ નથી. प्रकर्षेण मत्तः–એટલે 'અતિશય' મત્ત એટલોજ અર્થ છે.

**શ્લોક ૧૧ મો**—સમાન સ્નેહથી, સમાન ગુણથી, સમાન રૂપથી, અને સમાન વૃત્ત (આચરણ)થી, અને પ્રસક્ત ચિત્તથી (અન્યોન્યમાં પૂર્ણ રીતે જોડાયલાં મનથી) સત્યે (ખરેખર) અવિભિન્ન (એકરૂપજ; લગાર પણ જૂદાં નહિં હેવાં)—**પૃથુરાજ** અને **સંયુક્તા**–જોડે (પરસ્પરની સાથે રહેલાં–જોડે જોડે રહેલાં) **વિષ્ણુ** અને **લક્ષ્મી** જેવાં–જણાય (જણાતાં હતાં). 'ધ્રુવ ગ્રહી સૃષ્ટિનિ પ્રીતિરશ્મિ'—સૃષ્ટિની (સર્વ જગતની) પ્રીતિની રશ્મિ (લગામ) ધ્રુવ (મજબૂત; દૃઢ) ગ્રહી (પકડી) રાખી રહેલાં—હેવાં **વિષ્ણુ** અને **લક્ષ્મી**. આમ છેલ્લું ચરણ વિષ્ણુ અને લક્ષ્મી'નું વિશેષણવાક્ય છે. પરંતુ જરાક અન્વય ક્લિષ્ટ છે અને એ વિશેષણવાક્ય બહુ હેતુગર્ભ જણાતું નથી.

**શ્લોક ૧૨ મો**—યોગ્ય પ્રિયાને યોગ્ય પ્રેમી મળ્યો હતો. કાન્તાના કરમાં માત્ર એક (અકેકાં) હેમી (સુનાનાં) કંકણ હતાં. આલિંગન ભરતી

આલિંગને નાજુક હસ્ત કેવા !
સુરમ્ય પાકી કંઈ કેળ જેવા. ૧૨

કપાળનો કુંકુમ વર્ણ ભૂસ્યો,
સુવાસ તૈલે કુચભાગ લૂસ્યો;
સ્મરાવધાને સમરે જ શૂરો,
પ્રિયાતણો તે પ્રિયપ્રાણ પૂરો. ૧૩

---

વેળા; એ કાન્તાના) નાજુક હસ્ત કેવા દેખતા હતા? સુરમ્ય (સુંદર) પાકી કેળ જેવા કંઈ (જણાતા હતા).

આ શ્લોકમાં છૂટક છૂટક જાણે અસંગદ્ધ વાક્યો ના હોય એમ ભાસે છે. પરંતુ તેમ નથી. નાયક નાયિકાની પરસ્પર યોગ્યતા પ્રથમ ચરણમાં કહ્યા પછી,–ત્હેનું સમર્થન કરવાની અપેક્ષાજ ન રાખતાં,–કવિના મનોનયન આગળ નાયિકાની સુન્દરતાના એક બે સાદા પણ રમ્ય વિશેષ ઉપસ્થિત થયેલા કવિ સહજ પકડી લઇને વર્ણવે છે. માત્ર સુનાનાં એકેક કંકણનું અલ્પ આભૂષણ તે કદલીસુન્દર કરનું સ્મરણ કરાવે છે અને તે કર પણ આલિંગનવ્યાપાર કરવા નયન આગળ ઉપસ્થિત થતાં વધારે સુંદર ચિત્ર બને છે. નાજુક અને કદલી જેવા કર તેની સુંદરતા એટલી ધ્યાન ખેંચનારી હતી કે આલિંગનવ્યાપારનું જાણે મુખ્ય આકર્ષક (તટસ્થ રહી જોનાર કવિની દૃષ્ટિને આકર્ષનારું) અંગ એ કર જ હતા.

'નાજુક' તે 'કેળ' અને 'હસ્ત'નો સમાનધર્મ અહિં નથી. નાજુક તે તો એક પૃથક્ વિશેષણ છે. 'કેળ' અને 'હસ્ત' નો સમાન ધર્મ તો, મૃદુતા, સુંવાળાશ, અને સર્વ કરતાં મુખ્ય રંગ,–તે છે. માટેજ 'પાકી' કેળ કહી છે. પાકી કેળ જેવો ગૌર (સફેદ નહિ પણ, સફેદમાં કાંઈક કનકવર્ણ મિશ્ર થયેલો તે જ ગૌર) વર્ણ કવિની પ્રથમ નજર સ્વાભાવિક રીતે ખેંચે છે.

**શ્લોક ૧૩ મો**—(**સંયુક્તાના**) કપાળનો કુંકુમવર્ણ (કંકુના રંગે કરેલો ચાંલ્લો) ભૂસ્યો (ભૂસાઇ ગયો;–ક્રીડાના પરિણામ તરીકે). સુવાસ તૈલે (સુગંધિ તેલ વડે) (**સંયુક્તાનો** કુચ ભાગ લૂસ્યો) (લોહ્યો;–લિપ્ત કર્યો–પૃથુરાજે). 'લૂછવું' જે શબ્દ પણ થોડોક ગ્રામ્ય છે, તે ઉપરથી વળી કાંઇ વધારીને 'લૂસ્યો' શબ્દ કર્યો છે કે શું તે સમઝાતું નથી. 'લેપ કર્યો' એ અર્થ દર્શાવવાનો જણાય છે.

પ્રસન્ન તે રાજ વધૂ વિહારી,
શ્રીયુક્ત શ્યામા સદયે સમારી;
પ્રિયાર્થ યાચી મદયુક્ત ભાસે,
વિનમ્ર ભાર્યા સ્મિતમન્દ હાસે. ૧૪

---

સ્મરાવધાને સમરે—એ શબ્દોમાં 'સ્મરાવધાને' એ સમાસ બરોબર સમઝાતો નથી. પરંતુ 'સ્મરસમરમાં' 'રતિ યુદ્ધમાં' એમ તાત્પર્ય જણાય છે. સ્મર એ અવધાન (લક્ષ્ય) જે'માં છે હેવા સમર (યુદ્ધ) માં–એમ કાંઇક બેસાડાય; પણ સ્મરને 'લક્ષ્ય' બતાવવામાં કાંઇ વિશેષતા જણાતી નથી. તે (પૃથુરાજ) પ્રિયા (સંયુક્તા)નો પૂરો (પૂરેપૂરો) પ્રિય પ્રાણ (તે) સ્મરસમરમાં શૂરો (હતો).

કુંકુમ—મૂળ સંસ્કૃતમાં કુંકુમ=કેસર છે. પછી ગુજરાતીમાં કંકુના અર્થમાં ક્યહાંથી પ્રચાર થયો તે જણાતું નથી.

**શ્લોક ૧૪ મો**—પ્રસન્ન (થયેલી) તે વિહારી (વિહારિણી) રાજવધૂ (રાજપત્ની;—'વધૂ' નો સાધારણ અર્થ સ્નુષા તે અહિં નથી) સદયે (દયા-યુક્ત પતિયે) સમારી (ઠીકઠાક કરેલી; ઉપચારાદિકથી વસ્ત્રાદિકે અવ્યવસ્થિત થયેલી તે ઠીક કરેલી)—(તેથી)—શ્રીયુક્ત (શોભાવાળી થયેલી) શ્યામા,–પ્રિયાર્થ (પ્રિય—મન ગમતા પ્રસાદ–રતિરૂપ–ને અર્થે) યાચી (યાચેલી –મતલબ કે પત્ની કને એ પ્રસાદની પ્રાર્થના કરતાં) મદયુક્ત (એ) ભાર્યા સ્મિતના યોગે મન્દ હેવા હાસથી વિનમ્ર (લજ્જાથી નમ્ર) ભાસતી હતી.

વિહાર કરતાં પ્રિયા પ્રસન્ન થયેથી પ્રિય સદય રીતે પ્રિયાનાં વસનાદિક સુવ્યવસ્થિત કરતો (તે વેળાએ વિશેષ શોભાવાળી પ્રિયા જણાતી) રતિરૂપ પ્રિયપ્રસાદની પ્રાર્થના કરતો હતો ત્યહારે સાધારણ રીતે મદયુક્તા છતાં આ સમયે કાંઇક લજ્જા બળે મન્દસ્મિતયુક્ત અને નમ્ર થતી હતી; નીચું મુખ કરી સ્મિત કરતી હતી.

સ્મિતમન્દહાસે—'સ્મિત' અને 'હાસ' એ પુનરુક્તિનો આભાસ કરે છે. પરંતુ 'સ્મિત' અને 'હાસ' એ બેમાં ફેરજ છે. તો વિરોધ આવે છે એમ શંકા થશે. પણ, સ્મિતને લીધે મન્દ હેવું હાસ એમ સમર્થન થાય. બાકી જરાક વિરોધ આવે તો છે ખરો.

વિગૂઢ પ્રેમી રતિ વીર માને,
મૃગાક્ષિને તે સમજાવિ સાને,
સંપૂર્ણ શોભે પતિના વિલાસે,
ખશ્યો ઝિણો મૌક્તિક હાર ભાસે. ૧૫

સુકાન્ત કાન્તા વિનયે નમીને,
પ્રિયાગ્રહસ્તે ફુલ આપિ તેને,
કરાન્તરે આસવ પ્રેમ દેતો,
પ્રિયા પ્રસંગે હશિ ગુહ્ય કહેતો. ૧૬

"હું સક્ત ને તું ગુણ પૂર્ણ ગોરી,
તું પુષ્પ સ્થાને ભ્રમરે ગ્રહેલી;"

---

**શ્લોક ૧૫ મો**—પ્રથમ ચરણ જરાક અવિશદ છે. તથાપિ આમ અર્થ કાંઈક કળાય છેઃ—

પ્રેમી રતિવીર (રતિવીરે-રતિસંગ્રામમાં શૂરે) માને (માન સહિત) વિગૂઢ (છાની રીતે) મૃગાક્ષીને સાને (સાનમાં) સમજાવી. (ઉપરના શ્લોકમાં "પ્રિયાર્થ યાચી" છે તે ગ્રામ્ય સ્પષ્ટતાથી નહિં પણ નાગરિક સંજ્ઞાથીજ માટે-"સમજાવિ સાને").

પતિના વિલાસે (વિલાસમાં-ક્રીડામાં-પતિની સાથે ક્રીડામાં-સંયુક્તા) સંપૂર્ણ (રીતે) શોભતી હતી. (અને ક્રીડાના વ્યાપારને લીધે હેનો) ઝીણો મૌક્તિકહાર (ઝીણાં મોતીનો હાર) ખસ્યો ભાસતો હતો.

**શ્લોક ૧૬ મો**—આ શ્લોકમાં કેટલાક શબ્દો અન્વયાદિકને સંબંધે અર્થની અવિશદતા કરે છે. અર્થ આમ જણાય છે;—સુકાન્ત (શોભીતી) કાન્તા (પ્રિયા-સંયુક્તા) વિનયથી નમીને પ્રિયાગ્રહસ્તે (પ્રિયના-પૃથુરાજના-અગ્રહસ્તમાં, હસ્તાગ્રમાં—अग्रं चासौ हस्तश्च એમ સમાસ થઇ હસ્તનું અગ્ર એ અર્થ થાય છે.)-ફુલ આપી (આપતાં);-તેને (કાન્તાને-સંયુક્તાને)-પૃથુરાજ)-કરાન્તરે (કરના અન્તભાગમાં-હાથમાં) પ્રેમે (પ્રેમથી-પ્રેમ, એ લુપ્તવિભક્તિક લેવું પડે છે-તે દોષયુક્તજ છે) આસવ (મદ્ય) દેતો (આપતો આપતો; આપતે આપતે) પ્રિયાપ્રસંગે (પ્રિયાના પ્રસંગમાં-સંબન્ધે) હશીને ગુહ્ય (છાનો) કહેતો—નીચેના શ્લોકના પૂર્વાર્ધમાં કહેલી વાત કહેતો.

**શ્લોક ૧૭ મો**—ગુહ્ય પ્રેમ-વચન શું કહેતો? તે કહે છે.—

ઉન્મત્ત પ્રેમે રણ વીર ભારે,
વિલજ્જિતા તે વસનો સમારે. ૧૭

વિનમ્ર કોટે ફુલ હાર દીધો,
કૃપા કટાક્ષે મત માનિ લીધો;
લગાર ગાઇ યુવતી ઉઠાવે;
ન ઊઠતે તાન મુખે બતાવે. ૧૮

---

હું સક્ત (ત્હારામાં પૂર્ણ પ્રેમથી વ્હોટેલો) અને તું ગુણથી પૂર્ણ ગોરી (સુંદર કાન્તિમતી) છે. તું ભ્રમરે ગ્રહેલી પુષ્પને સ્થાને છે.—મતલબ કે હું ભ્રમર અને તું તે ભ્રમરે ગ્રહેલા પુષ્પને સ્થાને છે. આ બીજા ચરણનો અર્થ જરાક દોષયુક્ત રચનાથી થાય છે. "ભ્રમરે ગ્રહેલી" તે "તું" નુંજ વિશેષણ થાય; તેથી "તું" (કાન્તા) તે પુષ્પથી અભિન્નવત્ ભાસે છે, અને "ભ્રમર" એ ઉપમાન તો "પુષ્પ" નું સંબન્ધિ હોઇ અભેદ ઇષ્ટ જણાય છે. આમ જરાક ગડબડ છે. પણ અર્થ અસ્પષ્ટ નથી.

"હું ભૃંગ તું પુષ્પકળી ગ્રહેલી"–એમ હોત તો વિશેષ સુઘટિત થાત.

રણવીર (રતિરણશૂર–પૃથુરાજ) પ્રેમે (પ્રેમથી) ભારે ઉન્મત્ત (થયો હતો);—અને (ઉન્મત્તતાથી થયેલું કૃત્ય અનુક્ત રાખ્યું છે, પરંતુ છેલ્લા ચરણમાં તે કૃત્યનું પરિણામ જણાવીને વ્યંજનાગમ્ય થયું છે–તેથી–તે ઉન્મત્ત કૃત્યના પરિણામને લીધે) વિલજ્જિતા તે (**સંયુક્તા**) વસનો (વસ્ત્ર) સમારે (ઠીક કરતી હતી).

અન્ય સ્થળે નાયિકાને કેટલી પ્રૌઢા ને ઉચિત કૃતિ કરતી વર્ણવી છે. અહિં વિલજ્જિતા કહી છે. આથી કાંઇ વિરોધ નથી આવતો. લજ્જા તે કાંઇ મુગ્ધાનોજ વિશેષ નથી. મુગ્ધા નહિં અને પ્રૌઢા પણ નહિં; પરંતુ આ નાયિકા મધ્યા છે. તેથી મુગ્ધા પ્રૌઢા ઉભયને ઉચિત ગુણો યથાયોગ્ય મધ્યામાં આવી સકે છે.

શ્લોક ૧૮ મો—(ફુલમાળા સ્વીકારવાને માટે) વિનમ્ર (નમાવેલી) કોટે (કોટમાં–કંઠમાં–**સંયુક્તાના** કંઠમાં)—(પૃથુરાજે)–ફુલહાર દીધો (ફુલની માળા પ્હેરાવી); અને (**સંયુક્તાએ** માત્ર કટાક્ષથીજ સ્વીકાર દર્શાવ્યો તે) કૃપાકટાક્ષે (કૃપાકટાક્ષથી) મત (સ્વીકાર્યો એ મનનો આશય) માની લીધો (પૃથુરાજે સમજી લીધો). પછી—લગાર ગાઇ (ગાઇને)–(પૃથુરાજ)–યુવતી

સુગીત ગાતી કઈ અંબુજાક્ષી,
ભરીજ છાતિ નાહું કોઇ સાક્ષી;
અવિઘ્ન આ ઉત્સવનો વિહારી,
વિલજ્જ જાયા હૃદયે ઉઠાડી. ૧૯
ફરી કરી ચુમ્બન પ્રેમથી ને,
ભુજે ભરી લોલ કટિ ફરીને,
પ્રછન્ન પ્રેમે પ્રિયમાનિનીને,
કિંચિત્ સ્વનૃત્યે પ્રણયે કરીને; ૨૦

---

(યુવતીને-**સંયુક્તાને**) ઉઠાવે (ઉઠાડતો હતો;-આગળ કહેવાનું છે તે નૃત્યને માટે ઉઠાડતો).-પણ, **સંયુક્તા**-ન ઊઠતે (ઊઠ્યા વિનાજ; બેઠે બેઠેજ) તાન મુખે બતાવે (મુખથી ગાનનાં સ્વરનું તાન ગાઇ બતાવતી).

**શ્લોક ૧૯ મો**—કઇ (અવર્ણનીય) સુગીત ગાતી અંબુજાક્ષી (કમલ નયના) ને છાતીએ (હૃદયે) ભરી-હૃદય સરસી લીધી (આલિંગન કર્યું-પૃથુરાજે). આ અવિઘ્ન (નિર્વિઘ્ન-એકાંતમાં રમવાને લીધે કોઇ પણ આવી ચઢવા કરવાને લીધે થતા વિઘ્ન રહિત) વિહારી ઉત્સવનો (ક્રીડાના ઉત્સવનો-આનંદમય વિહારનો) કોઇ (પણ) સાક્ષી નહિં (ન્હોતો). (આથી વિશ્રબ્ધ રીતે યથેચ્છ વિહારની સુગમતા સૂચવાય છે). (આમ ગીત ગાતી કાન્તાને છાતી સરસી લઇને) વિલજ્જ જાયાને (નૃત્ય કરવા ઊઠતે શરમાતી-વિશેષ લજ્જાવાળી થતી—પત્નીને) હૃદયે (હૃદયસરશી પકડેલી રાખીને) ઉઠાડી (પૃથુરાજે ઉઠાડી; બેઠી હતી ત્યહાંથી ઊભી કરી.)

વિલજ્જ=વિગત છે લજ્જા જે'ની એમ અર્થ નથી; પણ વિશિષ્ટ છે લજ્જા જે'ની એમ.

કુલસ્ત્રીએ નૃત્ય કરવાની રીતિ હાલ નૃત્યકલા અધમ વર્ગમાં જવાથી કેટલાકને અનુચિત લાગશે. પરંતુ માત્ર પતિ સહ એકાંતમાં આ બનાવ છે તથા પ્રાચીન કાળમાં (જો કે પૃથુરાજના કાળમાં હશે કે નહિં તે કોણ જાણે) કુલસ્ત્રીને પણ નૃત્યકલા દૂષણ ન્હોતું ગણાતું, એ વાતો વિચાર્યાથી અનુચિતતા તે આભાસમાત્ર જણાશે. લલિત કલાઓ તે તો સર્વ યુવતીની નિપુણતાનું અંગ હતું.

**શ્લોક ૨૦ મો તથા ૨૧ મો**—યુગ્મક.

ફરીથી પ્રેમથી (**સંયુક્તાને**) ચુંબન કરીને, અને ફરીને (હેની આસ-

પ્રમત્તનેત્રે લયમંજુ ગીતે,
લગાર ગાતી મૃદુભાષિણી તે;
મદાલસા માન કરી ઉઠાડી,
ક્ષણાન્તરે પ્રેમ કરી નચાડી. ૨૧

---

પાસ વીંટાઇને) ભુજે (હાથવડે) લોલ કટિ (ચંચલ કેડ–પાતળી તેથી ચાલતાં ઉઠતાં ચંચલવત્ જણાતી કેડ) ભરીને (કમરની આસપાસ બાહુ વડે આલિંગન દઇને) પ્રચ્છન્ન (છાની રીતે, આ એકાંતમાં) પ્રેમવડે પ્રિય માનિનીને કિંચિત્ સ્વનૃત્યે (જરાક પોતાના નૃત્યમાં) પ્રણયે કરીને (પ્રણયથી શામિલ કરીને)–પોતાની જોડે નૃત્યમાં પ્રવૃત્ત કરીને–પ્રમત્તનેત્રથી (મદયુકત નેત્રથી) લયને લીધે મંજુ (મધુર) ગીતથી લગાર ગાતી તે મૃદુભાષિણી, મદાલસા (મદથી મન્દ—નિરર્થક આળસથી નહિં, પણ યૌવન મદથી મન્દ—નિરર્થક આળસથી નહિં, પણ યૌવન મદથી અને કાંઈક લજ્જાથી ઉઠવાને અનિચ્છુ) ને માન કરી (સંમાન વચનાદિક વડે) ઉઠાડી; અને ક્ષણાંતરે (બીજેજ ક્ષણે; ઉઠાડીને તરતજ) પ્રેમ કરી નચાડી (પોતાની સાથે નચાવી).

૧૯ મા શ્લોકમાં એકવાર **સંયુકતાને** ઉઠાડી છે; અને પાછી અહિં ઉઠાડી એમ પુનરુકિતનો આભાસ છે. પરંતુ ૧૯ મા શ્લોકમાં હૃદયે લઇને ઉઠાડી તે પછી ગમે તો પાછી બેઠી (મદાલસા માટે) એમ લેવાય; અથવા તો તે ઉઠાડી તે પ્રથમ પ્રયત્ન જ અને ખરેખરી ઉઠાડી તે ચુંબનાદિક કર્યાં પછી–એમ ગમે તો લઇ સકાય.

૨૦ મા શ્લોકમાં કિંચિત્ સ્વનૃત્યે પ્રવૃત્ત કરાવી છે અને પાછી ૨૧ મામાં નચાવી છે; તે પણ પુનરુકિતનો આભાસજ છે. પ્રથમ સ્વનૃત્યમાં કિંચિતજ પ્રવૃત્ત કરીને આરંભ દશા બતાવી છે, અને પછી તો પૂરેપૂરી રીતે (રીતસર) નૃત્ય કરાવ્યું છે.

કટિ–મૂળ સંસ્કૃતમાં કટિનો અર્થ કમર નહિં પણ નિતમ્બપૂર્વભાગ છે. પછીથી ક્રિયા સમયમાં કમર અર્થ થયો તે સંશયગ્રસ્ત છે. मृगराजकटिः એમ એકાદ સંસ્કૃત સુભાષિતમાં છે. પરંતુ તે આધુનિક રચના જણાય છે.

" "દેવા તું ધર વાંસળી છિદ્ર ઘંટાવળી કેસરી લંક કટિ જંત્ર સાઉ"– એમ "હારમાળા"માં છે. ત્હાં કમરનોજ અર્થ છે.

ક્ષણેકમાં તે સ્થિર મત્ત પ્રીતે,
વિનમ્ર કાન્તા વચમાં ઉભી તે,
ભરી સ્તને તે મંદિરેક્ષણીને;
નચાવિને કિંચિત માનિનીને. ૨૨

સપ્રેમ ગાઈ મિતભાષિણી તે,
જરાકમાં થાકિ ગઈ વદી તે;
સૌભાગ્ય જોતે કરિ પ્રેમક્રીડા,
પુછે પતિ તે રતિ રાગ પીડા. ૨૩

---

પ્રમત્ત—વિશેષ મત્ત. (આ સર્ગના ૧૦ મા શ્લોકની ટીકા જુવો).

૨૧ મો શ્લોક તથા નીચે ૨૨ મો આવશે તે પણ **ભી**મરાવે આ સર્ગમાં અનેક રદ કરેલા શ્લોકોમાંના છે. ૨૦ માની સાથે અર્થસંબન્ધ સુદૃઢ હોવાથી કાયમ કરીને મ્હેં દાખલ કર્યા છે.

**શ્લોક ૨૨ મો**—(નચાવી પણ) ક્ષણેકમાં (એકાદ ક્ષણમાંજ–ક્ષણ+એક–સંધિ થઇને 'ક્ષણેક' થયું)–તે પ્રીતે મત્ત (પ્રેમમત્ત) કાન્તા વિનમ્ર (ઉદ્ધતાઇથી હઠ કરીને નહિં પણ નમ્રતાથીજ; થાકી જવાથી) સ્થિર વચમાં ઉભી (નાચતી બંધ થઇને ઊભી). (પૃથુરાજે, તો પણ) માનિનીને કિંચિત્ (જરાક જ વાર વધારે) નચાવિને તે મદિરેક્ષણીને (મદિરા જેવી ચળકતી આંખ્યવાળીને પછી, પ્રેમાવેશમાં આવીને) સ્તને ભરી (કુચગ્રહણ કર્યું).

**શ્લોક ૨૩ મો**—તે મિતભાષિણી (થોડાબોલી) સપ્રેમ (પ્રેમસહિત–કમને નહિં પણ પતિપ્રેમને લીધે ઉત્સાહસહિત) ગાઇને જરાકમાં (થોડુંક ગાઇને જ) "હું તો થાકી ગઇ" એમ વદી (બોલી).–પ્રેમસહિત ગાતી હતી તેથી જરાકમાં થાકી ગઇ એ ઢોંગ નહિં પણ વાસ્તવિક નાજુકપણાને લીધે જ. સૌભાગ્ય જોતે (પોતાનું સૌભાગ્ય–સુભગત્વ, પ્રિયાનો પ્રેમપાત્ર હોવારૂપી સુભગત્વ–જોતે જોતે;–અર્થાત્ પ્રેમક્રીડામાં પ્રિયા તરફથી પણ પ્રેમોપચાર પામીને પોતાનું સુભગત્વ અનુભવતો, પૃથુરાજ) પ્રેમક્રીડા કરીને (પછી) પતિ (પૃથુરાજ, સંયુક્તાને) રતિરાગપીડા (રતિમાં રાગ–આસક્તિ–ને લીધે–ઉત્સાહથી સ્વીકારેલી રતિને લીધે–થયેલી પીડા;—ત્હને કાંઇ બહુ પીડાતો નથી થઈ? એમ) પૂછે (પૂછતો હતો).

પૂર્વાર્ધ ને ઉત્તરાર્ધનો સંબન્ધ જણાતો નથી; પરંતુ ગાતે થાકી ગયા પછી ઉત્તરાર્ધમાં વર્ણવેલી ક્રિયા થઇ એમ સંબન્ધ છે.

*સત્ય વ્રતે, વિમલ શાન્ત વિલક્ષ્ય ચિત્તે,
શૃંગાર માત્ર રસપૂર્ણ અભિન્ન નિત્યે,
નાના વિહાર કરતે દિન રાત્ર કાઢે,
સદ્ધર્મ બોધિ નૃપ જાગિ ઉઠ્યો સવારે. ૨૪

+ગ્રીષ્માવસાને દિવસાન્ત રૂડા,
સુભાગિનીને કર સૂક્ષ્મ ચૂડા;
શૃંગાર કાઢી સઘળો સમીપે,
જળક્રિયા ઉત્સુક નારિ દીપે. ૨૫

---

* વસન્તતિલકા વૃત્ત. + ઉપજાતિ વૃત્ત

**શ્લોક ૨૪ મો**—અત્યાર સૂધી નાયકનાયિકાનો એકાન્ત વિહાર શયનગૃહમાંનો વર્ણવ્યો. હવે શ્લોક ૨૫ માથી નાયિકા તથા હેની સખીઓનો જલવિહાર અને પછી નાયકનાયિકાનો જલવિહાર વર્ણવતાં આ સર્ગમાં એક ઉપપ્રકરણ નવું આવે છે; તેથી આ શયનગૃહશૃંગારનું પ્રકરણ સમાપ્ત આ ભિન્નવૃત્ત (વસંતતિલકા)માં સામાન્ય પ્રકારનો ઉપસંહાર કરીને કરે છે.

સત્યવ્રતે (સંયુક્તા ઉપર સત્યપ્રેમના વ્રતથી), વિમલ શાન્ત હેવા વિલક્ષ્ય (જણાતા) ચિત્તથી (નિતાન્ત પ્રેમને લીધે ઇર્ષ્યા વગેરેથી મલિન અને અશાન્ત ન થયેલા ચિત્તથી), નિત્યે શૃંગાર રસ જ અભિન્ન (અવિકૃત–એકધારો) અને પૂર્ણ હતો; (એ રીતે) નાના (જુદા જુદા પ્રકારના) વિહાર (રતિક્રીડા) કરતે (કરીને–પૃથુરાજ) દિનરાત્ર કાઢે (કાઢતો હતો);–(હેવામાં એક દિવસ) સવારે એ સદ્ધર્મબોધ (સદ્ધર્મ જાણનારો) રાજા જાગિ ઉઠ્યો–(અને જાગી ઉઠ્યા પછી,–દિવસનો મુખ્ય ભાગ રાજકાર્યમાં વ્યાપૃત થયા પછી, માટેજ સદ્ધર્મબોધી)—
"ગ્રીષ્માવસાને દિવસાન્ત રૂડા".

**શ્લોક ૨૫ મો**—ગ્રીષ્મ ઋતુના અવસાનમાં (અંતભાગમાં) દિવસાન્ત (દિવસના પાછલા પ્રહર) રૂડા–હતા તે વખતે; સુભાગિનીને (સોહાગણ–સૌભાગ્યવતીને) કર (હાથે) સૂક્ષ્મ ચૂડા (ઝીણી ચૂડિયો)–માત્ર હોઇને (જલક્રીડા કરવી તેથી માત્ર સૌભાગ્યચિહ્ન ચૂડિયો રાખીને બાકીનો) શૃંગાર કાઢી સઘળો સમીપે (સઘળો વધારાનો શૃંગાર–વસ્ત્ર ઘરેણાં વગેરે–સમીપે,–જલાશયને કિનારે–કાઢીને, મૂકીને) નારી (સંયુક્તા) જલક્રિયા (જલક્રીડાની ક્રિયા) માટે ઉત્સુક દીપતી હતી. જલક્રીડા માટે સર્વ તૈયારી કરીને ઉભેલીના

કરી સખીનો સહુ સાથ ન્હાનો,
ક્રીડા ગૃહે બાગ વિશે જવાનો;
નવાઙ્ગના જાય વિચિત્ર બ્હાને,
વિહારથી શુદ્ધ થવાજ સ્નાને. ૨૬

વિગુપ્ત કામે, પ્રિય દર્શનાશે,
મદાલસા મન્દ હિંડે વિલાસે;
વિદક્ષ રાજા પણ વૃત્તિ જાણી,
ઊભો છજે જ્યાં થકિ જાય રાણી. ૨૭

---

મુખ ઉપર ક્રીડાની ઉત્સુકતા દીપતી હતી. છેલ્લા ચરણમાં આ સ્વભાવમુદ્રા સાદી પણ સુંદર ચિત્રાઇ છે; અને એ ચિત્રને પોષક સામગ્રી બાકીનાં ચરણોના અર્થમાં છે.

**શ્લોક ૨૬ મો**—પોતાની સહુ સખીઓનો, બાગ વિશે (બાગમાં—બાગમાંના) ક્રીડાગૃહમાં જવાનો (જવાને માટે બનાવેલો), ન્હાનો (ન્હાનો સરખો) સાથ (ટોળું—જમાવ) કરીને, નવાઙ્ગના (નવવધૂ—નવી પતિસમાગમ પામેલી યુવતી—**સંયુક્તા**) સ્નાને વિહારથી (સ્નાનમાં વિહાર કર્યાથી—સ્નાનાર્થે જલવિહાર કર્યાથી) શુદ્ધ થવા (એ—હેવા) વિચિત્ર બ્હાને (કુતૂહલ ઉપજાવનાર નિમિત્ત કાઢીને) જાય (જાય છે—ગઇ; બાગમાં ક્રીડાગૃહમાં જલાશય તરફ ચાલી). **'સહુ** સખી' અને **'ન્હાનો** સાથ' એ બેમાં વિરોધ નથી. હેની **સખીઓ** સાચી અને ખરી હોવાથી ગણતરજ માટે ન્હાના સાથમાં સહુ **સખી** આવી રહી.

**શ્લોક ૨૭ મો**—વિગુપ્ત (હૃદયમાં ગૂઢ રહેલા) કામે (કામભાવથી)—અને, પ્રિયદર્શનાશે (પ્રિય—પોતાનો પતિ,—ત્હેના દર્શનની આશાએ—પતિ હેને જુવે, અથવા પોતે પતિને જુવે એ આશાએ), મદાલસા (મદને લીધે કામમત્ત થયેલી તેથી, અલસા, ધીમી) વિલાસે (લટકામાં) મન્દ હીંડે (હીંડતી હતી). વિદક્ષ (ચતુર—અન્યજનની મનોવૃત્તિ જાણવાની ચતુરાઇવાળો) રાજા (પૃથુરાજ) પણ વૃત્તિ જાણી (સંયુક્તાના મનનો ભાવ જાણી લેઇને) જ્યાં થકિ (જે છજા નીચેથી) રાણી જાય (જતી હતી),—ત્યહાં—તે છજે (મહેલના છજામાં) ઉભો.

પ્રિયદર્શન—પ્રિયકર્મકદર્શન એમ લેવા કરતાં પ્રિયકર્તૃકદર્શન એમ અર્થ લેવો વધારે રસિક છે. પ્રિયને પોતે જુવે હેમાં પ્રિયની તરફ પ્રેમનો

વરાંગદાસીજન મત્ત સાથે,
ક્રીડા જળે ત્યાં નવ યૌવના તે;
સુવસ્ત્ર કોને નિલ શુભ્ર કાળ કાળાં,
બધીજ ન્હાવા અનુરક્ત બાળા. ૨૮

સરોવરે સ્નાન મશે હશીને,
સુરૂપ પેઠી સહુ સામટી તે;
વિશુદ્ધ વારિ રમવાજ જેવું,
ઉગ્યાં કંઈ અંબુજ વ્યાપ્ત તેવું; ૨૯

---

ભાગ વધારે આવે છે ખરો. પરંતુ પ્રિય પોતાને જુવે એ અર્થમાં (યદ્યપિ કાંઇક સ્વરૂપાભિમાનની સૂચના થાય છે તથાપિ, પ્રિયનેજ પોતાનાં લાવણ્ય-વિલાસ બતાવવાનો હેતુ હોવાને લીધે, તથા તે બતાવી પ્રિયને સંતોષ થાય એ ભાવમાં ગૂઢ પ્રેમવૃત્તિ રહેલી છે તેથી) વધારે મધુરતા આવે છે. આમ પ્રિયના હૃદયનું (દર્શનદ્વારા) આકર્ષણ કરીને ત્હેની કામવૃત્તિને ઉદ્દીપ્ત કરી (આગળ વર્ણવવામાં આવનાર છે તેમ જલવિહાર સાથે કરવાને લલચાવવો એ પણ હેતુ કાંઇક છે અને તે પોતાની પણ કામેચ્છાનુંજ કાર્ય હોવાથી–"વિગુપ્ત કામે" એ વાક્ય પણ સહેતુક થાય છે.

શ્લોક ૨૮ મો—ત્યાં ક્રીડાજળમાં (રમવાના જલાશયના જળમાં) સાથે (રાણીની સાથે) નવયૌવના (તાજી જુવાની વાળી) અને મત્ત (યૌવન-મદવાળી) વરાઙ્ગ (સુંદર અંગો–શરીરાવયવો વાળી) દાસીનો જન (દાસી-માણસ–દાસીનો સમુદાય) હતો; (ત્હેમાં) કોઇને લીલાં, કોઇને શુભ્ર (સફેદ), કોઇને કાળાં, એમ સુવસ્ત્ર (સુંદર–સાળુ વગેરે વસ્ત્ર) હતાં; અને એ બધી બાળાઓ (નવયૌવનાઓ) ન્હાવાને અનુરક્ત હતી (ન્હાવાનો અનુરાગ-પ્રેમ-રાખનારી) હતી. અનુરાગ (પ્રેમ) પૂર્વક ન્હાવાને ઉત્સુક-તત્પર-હતી.

'નવયૌવના' એ સ્ત્રીલિંગ છે અને 'દાસીજન' તે પુંલિંગ છે એ જરાક ખામી છે. બીજો અન્વય પણ બેસતો નથી; વખતે આમ બેસેઃ–

મત્ત વરાઙ્ગદાસીજનની સાથે તે નવયૌવના (સંયુક્તા રાણી) ત્યાં ક્રીડાજળે (હતી). આ વધારે સારો અન્વય છે; અને અર્થ પણ બરોબર છે.

**શ્લોક ૨૯ મો તથા ૩૦ મો**—યુગ્મક.

સ્નાન મશે–મશે–મિષે; 'મિષ' શબ્દનો ગુજરાતીમાં અપભ્રંશ "મશ"

ક્રીડારત સ્ત્રીજન તેમ તેવી;
જવાનિની વૃત્તિ હમેશ એવી;
પ્રસક્ત સ્નાને સહુ ચીર ઝીણાં,
વરાઙ્ગનાના મદપૂર્ણ સીના. ૩૦

---

થયો છે. બહુ સુરુચિયુક્ત શબ્દ નથી લાગતો. "સ્નાનમિષે" એમજ રાખ્યું હોત તો ઠીક થાત.

તે સહુ સુરૂપ ( રૂપવતી ) ( દાસીઓ ) હશીને ( આનંદમદમાં હસતી હસતી ) સ્નાનમશે ( સ્નાનને નિમિત્તે ) સામટી સરોવરમાં પેઠી. વિશુદ્ધ (નિર્મળ, સ્વચ્છ) વારિ (જળ)–પણ–રમવા જેવું (માંહિ રમવાનું મન થાય હેવું–અથવા રમવાને લાયક) હતું; અને કંઇ (કંઇ કંઇ) ઊગેલાં અંબુજ હોય ત્હેવું વ્યાપ્ત હતું (ઊગેલાં કમળથી વ્યાપ્ત છવાયલું હતું).—(આ ઠેકાણે સ્નાનાર્થે પેઠેલી સ્ત્રીઓનેજ કમળનું રૂપક આપ્યું છે કે વાસ્તવિક કમળનુંજ વર્ણન છે તે સંદિગ્ધ છે. રૂપકનો અર્થ સુંદર તો છેજ પરંતુ તે અર્થ ઉદ્દિષ્ટ હશે કે કેમ તે ખાતરીથી નથી કહી સકાતું).

(જેમ જળ રમવા જેવું હતું) તેમ સ્ત્રીજન પણ તેવી ક્રીડારત (જલવિહારમાં રત–આસક્ત) હતી. (વિહારયોગ્ય જળ અને વિહારાનુક્ત–વિહાર કરી જાણનાર–સ્ત્રીજન,–બંને એક એકને અનુરૂપ હતાં). જવાનિની વૃત્તિ હંમેશ હેવી (જ હોય છે. જલવિહારાદિક મત્ત ક્રીડા ઉપર અનુરાગ રાખનારીજ હોય છે).

(સહુ દાસીનાં) સહુ ઝીણાં ચીર ( લુગડાં ) સ્નાને ( સ્નાનને લીધે ) પ્રસક્ત (શરીરના અવયવોને વળગેલાં, ચ્હોટેલાં) થયાં હતાં. (તેથી કરીને) વરાઙ્ગનાના (સુંદર સ્ત્રીઓના) મદપૂર્ણ ( મદથી ભરેલા હોય હેવા ) સીના ( કુચ–છાતીના ઘાટ ) હતા. ( વસ્ત્ર વળગેલાં હોવાથી કુચ ભાગ પ્રસ્ફુટ જણાતા હતા તેથી મદમત્ત વધારે લાગતા હતા). ઝીણાં વસ્ત્ર તેથી કુચનો રંગ વગેરે વધારે સ્ફુટ જણાય; તેમ ચ્હોટેલાં તેથી કુચનો ભરાવદાર ઘાટ વધારે સ્ફુટ જણાય.

"સીના"—"સીનો" એ શબ્દ બહુ સુશોભિત નથી લાગતો. ફક્ત છાતી (અને વિશેષે પુરુષની છાતી)ના અર્થમાં વિશેષે વપરાય છે. કુચના અર્થમાં વપરાતો જણાતો નથી; તેથીજ આ અશોભા આવે છે.

ફરી વળી એક વિલાસિનીને,
નમી કરે વારિ ઉછાળતીને
બીજીય આવી પછવાડિ પાડી,
જરાક રીસે પડિ જોઇ આડી. ૩૧

છંટાઇ તે તો ઉલટે જ હાથે,
ઉછાળિને ફેંકતિ પાણિ માથે;
પડી સખી પાડતિ પાસ આવી,
સમસ્તહસ્તે અબળા ઉઠાવી. ૩૨

---

**શ્લોક ૩૧ મો**—હવે સ્ત્રીમંડળનો જળવિહાર વિગતવાર વર્ણવે છેઃ—નમીને (નીચી નમીને) વારિ ઉછાળતી (પોતાના—બીજીના ઉપર—જળપટ ઉપર હાથેલીનો માર મારીને પાણી ઉછાળતી) એક વિલાસિનીને (વિલાસ—રમત (પાણી ફેંકવાની રમત)—માં ઉદ્યુક્ત સ્ત્રીને) બીજીય (બીજીએ) ફરી વળીને (સ્હામે હતી તે છાની માની પેલીની આસપાસ ફરી વળીને) પછવાડી આવીને (પાણી ફેંકનારીની પાછળ આવીને) પાડી, નીચે પાડી નાંખી; (તે નીચે પડેલી)—પોતાને પાડી નાંખી માટે—આડી જોઇને (આડું જોઇને—રીસનો કટાક્ષ કરીને) જરાક રીસે (રીસમાંને રીસમાં) પડી (પડી રહી). થોડું જળ હશે ત્હાંજ આમ પડી રહેવું સંભવે.

"આડુ"ને બદલે "આડી" એમ બે કારણથી થઈ ગયું જણાય છે. એકતો "પાડી"ની સાથે યમકના કારણથી; અને બીજું જોનારી સ્ત્રી હોવાથી ત્હેનુંજ લિંગ સહેજજ અનુસરાઈ જવાના કારણથી.

**શ્લોક ૩૨ મો**—તે (પડેલી) તો ઉલટે હાથે છંટાઇ (પડેલીના ઉપર પાડનારીએ અવળે હાથે—બીજી પાણી છાંટે તો પોતાના મ્હો ઉપર ના પડે માટે અવળુ મ્હો રાખી હાથનો માર (સ્હામે નહિં પણ) પછવાડી ચલાવીને પાણી છાંટયું.) (તે અવળે હાથે છાંટનારી) પાણી ઉછાળીને માથે (પડેલીના માથા ઉપર) ફેંકતી (ફેંકવા લાગી). (પછી) પડી સખી (પડેલી સખી) પાડતી (પાડનારી સખી)ની પાસે આવી, અને (હેણે—પડેલી આવી, ત્હેણે) સમસ્ત હસ્તે (પોતાના બંને હાથેં પૂરે પૂરી બાથ ભરીને) અબળા (પાડનારી સ્ત્રી)ને ઉઠાવી (ઉચકી).—આ યૌવનમદનું તોફાન માત્ર. રીસ ચઢાવેલી તે પણ ઉપર ઉપરનીજ.

કરે કરો બે પકડીજ બાઝયાં,
સમક્ષ રાજ્ઞી હસતે ન લાજ્યાં,
ભુજે ભુજે બાથ ભરી ભરીને,
બલક્રિયા બે ક્ષણ આદરીને. ૩૩

છૂટી પડીને જલમાંજ નાઠી,
સખી પછાડે પટ દોડિ લાંઠી;
ઉછાળતી પાણિ પ્રમત્ત નાંખે,
જોવા મળ્યો તે સખિ સાથ આંખે. ૩૪

---

શ્લોક ૩૩ મો—પછી એ બે (ઉચકનારી અને ઉચકાયલી) સખીઓ કરે કરો (હાથેહાથ) પકડીને–એકએકને ભુજવિસ્તારમાં ઝકડીને બાઝયાં (એકએકને આલિંગન કર્યું);–(કાંઈક પ્રેમથી, કાંઈક યૌવનમદના ઉભરાટથી, અને કાંઇક આમ પુરુષકર્ત્તવ્યવ્યાપાર સખીથીજ કરી લઇ કામવૃત્તિના ઉછાળાને જરાક માર્ગ આપવા માટે,—આમ આલિંગન કર્યાં.

(આમ) બે ક્ષણ (એક બે ક્ષણવાર) બલક્રિયા આદરીને (જોર વાપરીને–છાતી સરસાં એક એકને ચાંપીને બાઝવાનું બળ કરીને) ભુજે ભુજે (એકમેકને ભુજવડે) બાથ ભરી ભરીને (વારંવાર બાથ ભરતાં), રાજ્ઞી (રાણી) સમક્ષ (મ્હોઆગળ) હસતે (હસતી ઉભી હતી–આ સ્ત્રીઓનું કામમદપૂર્ણ તોફાન જોઇ હસતી હતી તે છતાં), (એ બે જણાં) ન લાજ્યાં (શરમાયાં નહિં). રાણી હસતી હસતી જોતી હતી તોયે એ બે જણીઓ શરમાઇને આલિંગન કરતે બંધ પડી નહિં–માટેજ "ભરી ભરીને"—એમ વારંવારના અર્થમાં દ્વિરુક્ત રૂપ આવ્યું છે. બે ક્ષણ અને 'વારંવાર'માં વિરોધ નથી આવતો. 'બે ક્ષણ' તેતો છાતી સરસું દાબવાના બળને માટેજ; અને આલિંગન ક્રિયાઓ વારંવાર.

શ્લોક ૩૪ મો—પછી-આમ વારંવાર આલિંગનો કરીને કાંઇક મદ શાન્ત થયા પછી,—એમાંની એક છૂટી પડીને જળમાં નાઠી; (બીજી–આલિંગનારીમાંની જ બીજી) લાંઠી (લાંઠ–મસ્તાન) સખી દોડીને (પેલી નાશી ગયેલીની પાછળ દોડીને) પટ પછાડે (પોતાનું લુગડું–લુગડાનો છેડો—પાણીની સપાટી ઉપર પછાડવા લાગી; પાણી ઉછાળવા માટે, લુગડુંજ (પોતાનું) ધીબ ધીબ પછાડવા લાગી); (એ રીતે) પ્રમત્ત (મદમાતી એ

સખી સુહસ્તે તન વારિ વર્ષ્યું,
મળ્યુંજ ટોળું ત્રણ પાસ સર્સું;
સ્મિતાનને ભર્તૃપ્રિયાનિ સાને,
ઉઠાવતી સૌ જલ હાસ્ય દાને. ૩૫

જલાગ્રબિંદુ વરસાદ વર્ષ્યો,
સહૂ સખીસાથ વિલાસતર્ષ્યો;
પયપ્રપાતે મુખ સર્વ દૂષ્યું,
ન આંખ દેખે, ન ખમાય ઊભુ. ૩૬

---

સખી) પાણી ઉછાળતી (ઉછાળીને) નાંખે (નાંખતી હતી); તે જોવા મળેલો સખીનો (બીજી સખીયોનો) સાથ (ટોળું) ઝાંખે (ઝાંખી રહ્યું–જોઇ રહ્યું હતું).

'ઝાંખ' શબ્દ "આછું આછું જોવા" ના અર્થમાં છે. અહિં હેવો વિશેષ અર્થ નથી જણાતો. તેથી શબ્દ જરાક અનુચિત થાય છે.

લાંઠી–"લાંઠ" ઉપરથી આ સ્ત્રીલિંગનું રૂપ અરૂઢ અને કઢંગુંજ જણાય છે.

**શ્લોક ૩૫ મો**—સખીના (પેલી બેમાંની એકના) સુન્દર હસ્ત વડે (બીજી–જે નાઠી હતી ત્હેના) તન (શરીર ઉપર) વારિ (પાણી) વર્ષ્યું (વરસાયું); (પાણીનો વરસાદ વરસાવ્યો.) (તે જોવાને બીજી બધી સ્ત્રીઓનું) ટોળું ત્રણ પાસ (એ બે પાણી ઉછાળઉછાળા કરતી સખીઓની ત્રણ બાજુ) સરસું (છેક એ બે જણિયોની પાસે) મળ્યું.–ચોથી બાજુ ખાલી એટલા માટે કે તે તરફ પાણી ફેંકનારી સખીનો પાણીનો વરસાદ સ્હામેથી નડે.

(પછી) સ્મિતાનને (સ્મિતયુક્ત મુખથી) ભર્તૃપ્રિયા (પોતાના માલિક–રાજા–ની પ્રિયા, રાણી)ની સાને (સાન થયેથી)–રાણીએ સ્મિત સહિત ઇશારો કર્યો એટલે–સહુ (બાકીની બધી સખીઓ–ત્રણ પાસ વીંટાઈ વળેલી બધીઓ) હાસ્યદાને (રાણીના સ્મિતના જવાબમાં હાસ્યનું દાન કરીને,–પ્રતિહાસ આપીને) જલ ઉઠાવતી (પાણી ઉછાળવા લાગી).

**શ્લોક ૩૬ મો**—હવે બધું સખીટોળું સામટું પેલી એકલીના ઉપર પાણી છાંટવા મંડી એટલે–જલાગ્રબિન્દુનો વરસાદ (જળકણનો વરસાદ)જ

ફરી ફરી મત્ત વિહારિણી તે,
ભરી ભરી અમ્બુ ઉછાળતી તે;
ક્ષિતીશજાયા ક્ષણ ભેગિ આવી,
ઉમંગ આપી સખીં ઉભરાવી. ૩૭

---

વરસી રહ્યો. ( ઘણી જણિયો પાણી છાંટે તેથી લાગલાગટ પાણીનો મારો પડવાથી વરસાદ વરસ્યા બરોબર થયું.) બધો સખીનો સાથ વિલાસ (હાવી રમત) ને માટે તર્ષ્યો (તૃષિત; અત્યંત ઉત્સુક) બન્યો હતો.-(તેથીજ વરસાદ વર્ષ્યો). પયપ્રપાતે (હાવા પાણીના જોરભેર પતન—માર—થી) (પેલી એકલી જે'ના ઉપર પાણી છંટાતું હતું, હેનું) મુખ સર્વ ડૂબ્યું ( બધું મ્હો પીડા પામ્યું; રૂંધાઇ જવાથી ); આંખ (પેલી એકલીની આંખ્ય) દેખે નહિં (આંખ્યે જણાય નહિં એમ થઇ ગયું; પાણીના સતત મારથી); અને ઊભું ન ખમાય (ઊભું રહ્યું હેનાથી ન ખમાયું; ક્યહારે બેશી જાઉં એમ હેને થવા લાગ્યું).

જલાગ્રબિન્દુઃ—'અગ્ર' શબ્દ કાંઇ સાર્થક મૂક્યો જણાતો નથી, એમ વખતે લાગશે; પણ, ફેંકેલું પાણી બધું તો નીચેજ પડી જાય, અને માત્ર અગ્રભાગના કણ તેજ પેલીને વાગે, માટે "અગ્રબિન્દુ" એમ અર્થ લેવાનો છે. अग्रं चासौ बिन्दुश्च એમ अग्रबिन्दु એ કર્મધારય સમાસ છે.

**શ્લોક ૩૭ મો**—પેલી એકલીના ઉપર બીજી બધી સખીઓ મત્ત-વિહારિણી (તાફાની રમત રમનારી) બનેલીઓ અંબુ ભરી ભરી (હાથમાં પાણી ભરી ભરીને) ઉછાળતી હતી. તે ટોળામાં ક્ષણ ( ક્ષણવાર ) ક્ષિતીશ-જાયા (રાણી) ભેગી આવી, (માંહિં ભળી), અને પછી ઉમંગ આપી (પેલી મત્તવિહારિણી સખીઓને પેલી એકલીના ઉપર પાણી છાંટવામાં બોલથી ઉત્સાહ આપીને) સખી ઊભરાવી (સખીઓની સંખ્યા વધારી દીધી); એટલે કોઈ છાંટતી બંધ પડી હશે, કોઈ દૂર ગઇ હશે, કોઇ થાકી હશે તે બધી-ઓને—"હાં ! શું જુઓ છો ? છાંટો !" એમ પ્રોત્સાહનવચન બોલીને બધું ટોળું ઊભરાવ્યું. ઊભરાતી (એટલે 'ઉત્સાહિત' કરી એમ અર્થ કરવામાં જરાક કિલષ્ટતા અને 'ઉમંગ આપી' એ વચન આવી ગયું છે તેથી પુનરુક્તિ આવે છે;—તેથી તે કરતાં 'સંખ્યા વધારી' એમ અર્થજ વધારે ઠીક લાગે છે.

પ્રથમ અને દ્વિતીય ચરણમાં 'તે' 'તે' એ શબ્દો નિરર્થક જેવા લાગે છે; પણ અર્થની દઢતા વધારે કરીને જળ ઉછાળવામાં ઉત્સાહની સૂચના

ન. હારતી તે જલપૂર્ણ ચેટી,
ઉછાળતી સામું જલૌઘ વેઠી;
પીનસ્તનોએ કસ તૂટિ જોતાં,
સમગ્ર બેઠી પયમાંહિ પેઠી. ૩૮

---

ઉલટી એથી વિશેષ થાય છે એ જોતાં વૈયર્થ્ય નહિં લાગે. આથીજ કરીને દેખાતો વ્યાકરણદોષ તે પણ દોષાભાસ જ થશે.

**શ્લોક ૩૮ મો**—આટલો પાણીનો આઘાત વધ્યા છતાં એ જલપૂર્ણ ચેટી (પાણીથી ભરાઇ ગયેલી, ઢંકાઇ ગયેલી દાસી) હારતી નહોતી, અને જલૌઘ વેઠી (જળનો ઓઘ,–ઉછાળેલા પાણીનો જથો, મારો, ખમીને પણ) સામું (ઉલટી પોતે પેલી બધીઓના સ્હામું–પાણી ( અધ્યાહૃત )–ઉછાળતી હતી. પછી એમ પોતે બધીઓ ઉપર જોરથી જળ ઉછાળતે ઉછાળતે હાથ તથા સ્તનને પુષ્કળ હાલવાનો પ્રસંગ આવ્યાથી તથા સ્તનોના પીનત્વ-થી (માટે પીનસ્તનોએ કરીને) પોતાની કમખાની કસ તૂટી ( તૂટેલી )જોતાં (જોતાં વાંત જોઇને) એ ચેટી ( પેલી એકલી સખી ) સમગ્ર બેઠી (એકદમ બધી આખીને આખી–ઉભી હતી તે બધી તદ્દન નીચે–બેશી ગઇ) અને જળમાં પેઠી (પેશી ગઇ). માંહિં ડુબકી મારીને જતી રહી.

બીજા ચરણમાં ઉછાળતીનું કર્મ 'જળ' અધ્યાહૃત કર્યું છે તે અધ્યા-હારના સખ્ત નિયમથી તપાસતાં જરાક સદોષ જણાય છે. પરંતુ આ ઠેકાણે એ અધ્યાહાર સહજ જ મનમાં આવી જાય છે ( આજુ બાજુના શબ્દોના સંબન્ધે કરીને ) એટલે એ, દોષ નહિં જેવોજ ગણાય. 'સામું ઉછાળતી ' (સામું એ અવ્યય લઇને, જળનું વિશેષણ નહિં પણ અવ્યય લઇને) 'ઉછાળતી' એ અવિવક્ષિતકર્મવાળું અકર્મક ક્રિયાપદજ ગણિયે તો ચાલે એમ છે. તેથીજ અધ્યાહારનો દોષ જણાતો નથી.

ચરણ ૩ જું.–'કસ'–કમખાની એમ કહ્યું નથી છતાં સ્તનોના સંબન્ધ-માં સહજજ એ ગમ્ય થાય છે. આ ભાષાસંકોચ ખરેખરો ખુબીવાળો છે.

ચરણ ૩—૪. 'જોતાં' અને 'બેઠી' એ યમકરહિત પદ આવી ગયાં છે. 'કસ જોઇ તૂટી' એમ ત્રીજા ચરણમાં હોત તો યમક આવત અને અર્થ પણ ટકત. 'જોતાંવાંત' અર્થ–ના આવત.

તોએ મદે વારિનુંવારિ વર્સે,
સખી સખીને સુખ આપિ સ્પર્શે;
ક્રીડા ભ્રમે એક જ એક સામી,
ઉછાળતી અમ્બુ વિહારકામી. ૩૯

જઈ જુદી બે ત્રણ દાસી તેમાં,
ભરી કુચે હસ્ત ગ્રહે હૃદેમાં;
ઊભી ત્રીજી ભીની મતપ્રિયાને,
સસ્નેહ ચુમ્બે પ્રિયકાર્ય બ્હાને. ૪૦

---

**શ્લોક ૩૯ મો.**—પેલી એકલી સખી આખર પાણીમાં ડુબકી મારી સંતાઇ ગઇ એટલે બધીઓ છાંટવું બંધ કરે ખરી. પણ તેમ ના કરતાં એ બધીઓએ પછી પોત પોતામાં પાણી ઉછાળવાનું તોફાન ચલાવ્યું.—"તોએ મદે" ઇત્યાદિ.

તોએ (તોપણ) (તોફાનની મસ્તીમાં—યૌવનમદથી થયેલી તોફાનની મસ્તીમાં) સખી સખીને (એક સખી બીજી સખીને—સખીઓ એક બીજીને માંહિં માંહિં) સ્પર્શે—સ્પર્શ વડે (અડકીને—એક એકને શરીર અડકાડીને),—મદમાં એક એક સાથે અથડાતી—વારિનું વારિ વર્સે (પાણીનું પાણી વરસ્યા કરે; પાણી ઉછાળ્યાજ કરતી હતી;—મદમાં);—એ સખીઓમાંની કોઇક વળી, વિહારકામી (રમવાને ઉત્સુક) એક એક સ્હામી ઉભી રહીને ક્રીડાભ્રમમાં (એક એકના હાથ ડાબા જમણી પકડીને ફેરફુદડીની રમતમાં), અમ્બુ ઉછાળતી હતી. પાણીમાંજ ફેરફુદડી રમ્યાથી પાણી ચારે બાજૂ ઉછળતું હતું.

પેલી એકલીને હેરાન કરવાનું ગયું એટલે સખીઓનો મદ આ રીતે બીજી પ્રણાલીમાં વળ્યો; પણ બંધ ના પડ્યો.

**શ્લોક ૪૦ મો.**—હવે એ મત્ત યુવતીઓનો મદ અત્યંત ઉદ્રેક પામીને ધૃષ્ટ શૃંગારચેષ્ટા કરાવનારો થાય છે.—"જઇ જુદી" ઇત્યાદિ.

તેમાં (તે યુવતીવર્ગમાંની) બે ત્રણ દાસી (દાસીઓ) જૂદી જઇને (ટોળામાંથી જરા દૂર જઇને)—હેમાંની એક બીજીને—કુચે હસ્ત ભરીને હ્રદેમાં ગ્રહે છે (આલિંગન કરતી હતી); અને ત્રીજી (એ ત્રણમાંથી બે જણી આમ કરે છે તે વખત બાકી રહેલી ત્રીજી) ભીની (નદીમાં ન્હાવાથી ભીનાં વસ્ત્ર અને શરીરવાળી) મતપ્રિયાને (અભિમતપ્રિયાને—પોતાને ઇષ્ટ

ચોથી સખીને સ્મિત હાસ્ય આણી,
લઈ ગળામાં ઉપહાસ માની;
સગર્વ ભેટે સુખ આપી શ્યામા,
તને ગ્રહે પ્રીતમ ક્હેતી રામા. ૪૧

કો ત્યાં ભરી અંજલિ પાણી લાવે,
ઉન્મત્ત આ યૌવનના વિભાવે;

---

વ્હાલી સખીને-પેલી એમાંની એકને ) પ્રિયકાર્યબ્હાને ( પ્રિય-વ્હાલા પતિ-ના કાર્ય ( કૃતિ આચરણ-પ્રેમચેષ્ટા )ને બ્હાને;-એટલે-'ત્હારો પ્રિય ત્હને આમ ચુમ્બશે એમ કહીને-એ બ્હાને ) સસ્નેહ ( સ્નેહસહિત ) ચુમ્બે ( ચુમ્બતી હતી ).

**શ્લોક ૪૧ મો**—વળી ચોથી ( વળી એક બીજી-આ ત્રણ શિવાયની ) સ્મિતહાસ્ય આણીને ( સ્મિત જેટલુંજ હશીને ), રામા (રમણીયસ્ત્રી) 'ત્હને (ત્હારો) પ્રીતમ (આમ) ગ્રહે (ગ્રહશે, વળગશે)'-એમ-ક્હેતી (કહીને), ઉપહાસ માની ( મશ્કરીજ કરૂં છું એમ માનીને, જણાવીને; મશ્કરીને બ્હાને) સગર્વ (મદથી-યૌવનમદના ઉછાળામાં) (પેલીને) સુખ આપી (સુખ આપતી-કંઠાલિંગનથી સુખ આપતી ) ભેટે ( ભેટતી હતી ),-( કંઠાલિંગન કરતી હતી ).

'સ્મિતહાસ્ય'—એ પ્રથમદર્શને શબ્દવિરોધ લાગે છે. સ્મિત માત્ર મ્હો મલકાવવાની કૃતિ છે, અને હાસ્ય તે જરા વધારે હસવાની કૃતિ છે. પણ હાસ્ય એ સ્મિત અને હાસ એને સમાન શબ્દ હાસ્ય લઇ સ્મિતથી વિશિષ્ટ કર્યું છે એટલે સ્મિત જેટલુંજ હાસ્ય એમ અર્થ થઇ સકે. (અથવા સ્મિત અને હાસ્ય એમ અર્થ કરાય. પણ એ અર્થ કરતાં ઉપરના અર્થમાં રસિકતા વધારે સચવાય છે.)

માની—પોતે ઉપહાસ માનતી નથી, પરંતુ જાણે માનેજ છે એમ સખીને બતાવે છે માટે 'માની' એ શબ્દ સારો અર્થગર્ભ છે.

ચરણ ૪ થું—અહિં 'ત્હારો'—'આમ'-અને 'એમ'—એ ત્રણ શબ્દો અનુક્ત છે, પણ અર્થવિશદત્વ તૂટ્યા વિના સહજ ઉપસ્થિત થાય છે. 'ત્હને (ત્હારો) પ્રીતમ (આમ) ગ્રહે' (એમ) કહેતી.

**શ્લોક ૪૨ મો**—વળી કોઇ બીજી ત્યાં (એ ટોળામાં ) આ યૌવનના (કવિ જાણે પ્રત્યક્ષ એ યુવતીનું યૌવન જોતા હોય તેમ કહે છે-આ યૌવન-

સુરૂપ અંગે શુભવાસ થોડાં,
સપ્રીત ચિત્તે રમણીય મ્હોડાં. ૪૨

સંપૂર્ણ ભીની સહુ સ્નાન સાથે,
સુકેશિની કંકણ કાન્તહાથે;
સુવસ્ત્ર ચોટચાં પ્રમદાનિતમ્બે,
ઘણાંક ઝીણાં લઘુ દીર્ઘ લમ્બે. ૪૩

---

ના) વિભાવે (ઉદ્દીપકપ્રભાવે કરીને) ઉન્મત્ત થયેલી અંજલિ (ખોબો) ભરીને પાણી લાવે (લાવે છે);—ખોબો ભરી પાણી લાવવાની કૃતિ શા ઉદ્દેશથી હશે તે કાંઇ સમઝાતું નથી. બીજી ઉપર છાંટવા માટે હોય તો કોણ જાણે.—

(સર્વે યુવતીઓનાં) સુરૂપ અંગે (સુન્દર રૂપયુક્ત) (શરીર ઉપર) થોડાં (આછાં, એકાદ એકાદજ) અને શુભ (ધોળાં) વસ્ત્ર હતાં;—બધીઓએ ન્હાતે માત્ર એકેક એકજ ધોળાં વસ્ત્ર પ્હેર્યાં હતાં (આથી કરીને જ સુન્દર અંગ જણાવાનો સંભવ તેથી 'સુરૂપ' એ અર્થગર્ભ વિશેષણ છે); અને સર્વેનાં મ્હોડાં (મ્હો) સપ્રીતચિત્તે (આનન્દયુક્ત ચિત્તને લીધે) રમણીય હતાં.

ચરણ ૨ જું.—'વિભાવે'—આ શબ્દનો પૂરેપૂરો અર્થ અહિં બેસતો નથી. રસનિષ્પત્તિ માટે જે સામગ્રી આવશ્યક છે ત્હેમાં 'વિભાવ' એ પ્રથમ છે; વિભાવ બે પ્રકારના છે,—આલંબનવિભાવ અને ઉદ્દીપનવિભાવ. આ અર્થને આધારે અહિં ઉદ્દીપકપ્રભાવ (શક્તિ) એમ અર્થ કર્યો છે. યૌવન તે જ ઉદ્દીપનવિભાવ છે માટે વિભાવ એટલે રસનિષ્પત્તિકારણ ઉદ્દીપનસામગ્રીભૂત યૌવન એમ જ અર્થ કરવામાં બાધ એટલો આવે છે કે અહિંની જે ઉક્ત નાયિકા છે ત્હેને ઉન્મત્ત કરનાર ત્હેનું યૌવન કહ્યું છે, અને ઉદ્દીપનવિભાવ તો તે વિભાવના આશ્રયભિન્નને ઉદ્દીપ્ત કરે.—છતાં એમ કહી સકાય ખરું કે આ નાયિકાને જ ભાવોદ્દીપન કરનારું પોતાનું યૌવન એજ કારણ હતું—તો પછી 'વિભાવ'નો અર્થ રસશાસ્ત્રોક્ત ઉદ્દીપનવિભાવ પ્રમાણે જ કરવામાં અડચણ નથી.

ચરણ ૪ થું—સપ્રીત—આ શબ્દ જરાક વ્યાકરણ ક્લેશથી જ સિદ્ધ થાય એમ છે. 'સુપ્રીત' હોત તો સરળ થાત.

'મ્હોડાં'—આ 'ડાં' વાળો પ્રયોગ ગ્રામ્ય છે.

**શ્લોક ૪૩ મો**—પૂર્વાર્ધનો અન્વય (ક્લિષ્ટ રીતે પણ) બેસાડવો કઠણ છે. તાત્પર્ય તો એટલુંજ જણાય છે કે એ બધી સુકેશીઓ (સુન્દર કેશ-

કો આવિને યૌવન માતી અન્યા,
ગ્રહી કરે રાજપુરસ્થ કન્યા,
જણાય ફ્રતેં કંઇ નીચીં નાભી,
ફ્રરે જળે ફૂદડીં ઓઠ દાબી. ૪૪

---

સમૂહ વાળીઓ) સાથે સ્નાન કરતી હતી તે સંપૂર્ણ (સર્વાઙગે) ભીની થઇ હતી, અને હેમના સુન્દર (કાન્ત) હાથમાં કઙકણુ હતાં.

સુકેશિની—આ સમાસ જરાક ક્લિષ્ટ છે. સુકેશી—એમ બહુવ્રીહિ થાય. અહિં તો 'સુકેશ' એમ કર્મધારય કરીને પછી 'ઇન્' પ્રત્યય લગાડયો છે.

આ વિશેષણુ સ્નાનપ્રસંગે અર્થગર્ભ હોઇ, સ્નાન કરતે છૂટા મૂકેલા વાળ (ભીના લસલસતા)ની શોભાનું વ્યંગ્ય રસિક્તાથી સૂચવે છે.

ઉત્તરાર્ધ:—(બધીઓ સંપૂર્ણ ભીની હતી તેથી) પ્રમદાનિતમ્બે (પ્રમદાના નિતમ્બ ઉપર) ચોટયાં (ચ્હોટેલાં) ઘણાંક ઝીણાં (જરા ઘણાં ઝીણાં—બહુજ ઝીણાં નહિં પરંતુ જાડા કરતાં ઝીણા તરફ વધારે જતાં હેવાં ઝીણાં), લઘુ ( વજનમાં હલકાં—ઝીણાં તેથી હલકાં ), અને દીર્ઘ ( લાંબાં ) હેવાં સુવસ્ત્ર ( સુન્દર—ઊંચી જાતયનાં—વસ્ત્ર ) લમ્બે ( લમ્બતાં હતાં; લટકતાં હતાં; શરીરેં ચ્હોટીને નીચે લટકતાં હતાં ).

**શ્લોક ૪૪ મો**—જલક્રીડા કરતીઓની ક્રીડાના વર્ણનમાંથી થોડીવાર અટકીને પાછલા બે શ્લોકમાં કવિયે એ યુવતીઓની શરીરશોભાનું વર્ણન કર્યું. હવે વળી ફરી મુખ્ય વિષય જલક્રીડા ઉપર આવે છે.—" કો આવિને "—ઇત્યાદિ.

કો અન્યા ( કોઇ બીજી ) યૌવનમાતી ( યૌવનથી મત્ત થયેલી ) આવીને, રાજપુરસ્થ (રાજાના અંતઃપુરમાંની) કન્યા (બાલિકા, કુમારી) ને કરે ગ્રહી (હાથ વડે પકડીને),—( ફૂદડી ) ફરતે નીચી ( ઊંડી; અથવા,—ઉદરભાગથી સુન્દર રીતે દૂર નીચી રહેલી ) નાભી કંઇ ( કંઇક—જરાક;—ફૂદડી ફરતે શરીર પાછું પડે તેથી કમરનો લૂગડાનો ભાગ તણાઇને નીચો જવાથી, નાભી અડધી જણાય અડધી ના જણાય, માટે કંઇક ) જણાય એમ,—જળે ( જળમાં ) ઓઠ દાબી ( ફૂદડી ફરવાના જોમને લીધેજ, પોતાનો ઓઠ—નીચલો—દાબીને ) ફૂદડી ફરે ( ફરે છે; ફરતી હતી ).

રમવાના ઉત્સાહને લીધે યૌવનમત્તાને કોઇ પણ પોતાનું જોર કાઢવાને જોઇયે માટે પોતાનાથી ન્હાની તો ન્હાની પણ છોકરીને લઇને . ફૂદડી ફરવા લાગી.

સર્વે સમી કામમદે ભરેલી,
વિહાર કર્વે સઘળાથીં પ્હેલી;
વહી જતા કો વસનાર્થ દોડે,
ઉતાવળી કો મુખ આપીં મોડે. ૪૫

---

ચરણ ૨ જું–'રાજપુર'–આ શબ્દનો અર્થ તો રાજાનું શહેર એમ થાય. પણ રાજાનું અંતઃપુર એમ અર્થ ઉદ્દિષ્ટ જણાય છે. આ શબ્દનો આ પ્રયોગ અસાધારણ છે.

ચરણ ૩ જું–કૂદડી ફરતે નાભી જરાક દેખાય આ સ્વભાવોક્તિ જેવી સત્ય છે ત્હેવીજ રમણીય અને રસિક છે. ' કંઈક ' જણાય હેમાંજ રસિક મોહની સમાયલી છે.

ચરણ–૩–૪.–આ ચરણ ઉલટાવ્યાં હોતઃ–

ફરે જળે કૂદડી ઓઠ દાબીઃ—
જણાય ફર્તે કંઈ નીચીં નાભી.–

એમ,–તો અન્વયક્લેશ જરાક આવે છે તે ના આવત; ત્રણે પ્રથમ ચરણનું એક સુઘટિત વાક્ય થાત, અને ચોથા ચરણમાં એક બીજું સ્વતંત્ર સમાનયોગવાળું વાક્ય થાત. હાલ છે તેમ તો, " નીચી નાભી જણાય "– એ વાક્ય પછી 'એમ' એ શબ્દ બ્હારથી લાવવો પડે છે. આમ થવાનું કારણ એમ જણાય છે કે ઉપર કહેલી રસિક અને રમણીય નાભીદર્શનની સ્થિતિ ઉપર કવિનું લક્ષ હેવું મોહથી ચ્હોટયું છે કે જે ક્રિયામાં એ દેખાવ દેખાય છે તે ક્રિયાની વાત કરતા પ્હેલાંજ એ દેખાવ વિશે બોલી દે છે, તે એટલે સુધી કે (ત્રીજા ચરણમાં) 'ફરતે' એટલોજ શબ્દ વાપરીને ' શું ફરતે' એ તો હજી હવે કહેવાનું છે તે પણ નથી કહ્યું. આ કારણથી આ વાક્યવિપર્યયમાં દોષ કરતાં રસિકતાનો હેતુ સમાવાને લીધે ખૂબી વધારે છે એમ કહેવું અયોગ્ય નથી.

ચરણ ૪ થું—'ઓઠ દાબી'—આ સ્વભાવોક્તિનું તથ્ય સર્વ નિરીક્ષક મનુષ્યને તરત જણાશે.

શ્લોક ૪૫ મો—બધીઓ કામમદથી ( મદનમદથી ) સમી (સરખી) ભરેલી હતી; અને વિહાર કર્વે (સ્વચ્છન્દ રમવામાં) સઘળાથી પ્હેલી (હતી),

કવચિત્ ખભે બે કુણિ દેઇ સ્થાપી,
જુઓ સખીને મિતહાસ્ય આપી;
છુપી ચુમે કો અબળા વિનોદે;
જતી તણો કો જઇ માર્ગ રોધે. ૪૬

---

—(બધી બધાથી પ્હેલી;—એટલે પ્રત્યેક જણી બધીઓથી પ્હેલી;—એટલે, —એક બીજાથી ચઢે હેવી,—હતી).

હવે વળી કામમદયુક્તાના જળવિહારમાંનો એકાદ બીજો બનાવ વર્ણવે છે:—

'વહીજતા' ઇત્યાદિ.

કો (એ યુવતીઓમાંની કોઇ) વહી જતા (નદીમાં તણાઇ જતા) વસનાર્થે (પોતાના પ્હેરેલા; પણ નીકળી ગયેલાં વસ્ત્રને અર્થે—વસ્ત્રને પકડવા, લઈ લેવા) દોડે (દોડે છે); (અને તે વસ્ત્ર લઇને હેને) ઉતાવળી આપી (જલદી આપીને) કો (બીજી વળી કોઇ) મુખ મોડે (મ્હો મચડે છે; તિરસ્કારમાં નહિં પણ મશ્કરીમાં).

ચરણ ૧ લું—'સમી.''—'સરખી'—આમ બીજા શબ્દ જોડે સમાસમાં ન જોડાઇને છુટ્ટો રહીને 'સમ' શબ્દ ગુજરાતીમાં ભાગ્યે વપરાતો હશે. પણ અહિં કાંઇ કઢંગો લાગતો નથી.

ચરણ ૪ થું–'મોડે'–આ શબ્દ ગદ્યમાં તો નથી વપરાતો પણ પદ્યમાં આવે છે. જૂની ગુજરાતી કવિતામાં આવે છે ખરો.

મરાઠી–મોડણેં સરખાવો.

મશ્કરીમાં મુખ મચડવું એ કાંઇક સમઝાય નહિં હેવો અનુભાવ છે.

**શ્લોક ૪૬ મો**—કવચિત્ (વળી કોઇ ઠેકાણે) કો અબળા બે ખભે કુણિ સ્થાપી દેઇ (સખીને બે ખભે પોતાની બે કહોણી–હાથની–માંડીને) મિતહાસ્ય આપી (મંદહાસ્ય કરીને) સખીને જુવે (સખીના મુખસ્હામું જોઇ રહે છે),—(અને પછી)–(એ સખીને) વિનોદે (વિનોદમાં—ગમ્મતમાં) છુપી ચુમે (છાની ચુંબન કરે છે;—પ્રથમ કહૂણી ખભે મૂકી અમસતી મુખમાં જોતી હોય એમ વેસ કરીને, પછી હસતી હસતી છાનીમાની ચુંબન કરે છે).

કવચિત્ સખીનું મુખ રમ્ય ધૂવે,
કવચિત્ જળે પીઠ પલાળી લૂવે;
કવચિત્ છળે કામિનિ કોઈ આવી,
સુનેત્ર મીંચી સહીં ખીવરાવી. ૪૭

કવચિત્ અનંગ પ્રણયાંગ ચિત્તે,
આલિંગતી તે સુકુમાર નિત્યે;
કવચિત્ ત્વરામાં બહુ ન્હાઈ દાસી,
*પાત્રાર્થ દોડે(—)જેહ નાશી. ૪૮

* ત્રીજો શબ્દ રહી ગયો છે; તેથી ચરણ અપૂર્ણ છે, શો હશે તે અટકળ કરી સકાય એમ નથી. 'ગઇ' એમ વખતે હોય.

(વળી) કો (કોઇ બીજી યુવતી) જતી તણો (કોઇ બીજી જતી રહેતી હોય;—રમતમાંથી મત્ત તોફાનથી કંટાળીને ન્હાશી જતી હોય, ત્હેનો) જઇ (આડી આવીને, વચમાં જઇને) માર્ગ રોધે (રસ્તો રોકીને ઉભી રહેછે).

કુણી—સં. कफोणिः—પ્રા. कहोणी—ગુજ.—કૂહોણી; કૂહુણી.

શ્લોક ૪૭ મો—છળે=છેતરે. ખીવરાવી=ખ્હીવડાવીને. છાનીમાની આવીને છેતરીને સખીનાં નેત્ર મીચી હેને બ્હીવડાવે છે;—એમ તાત્પર્ય છે. "છળે" એ મુખ્ય ક્રિયાપદના કરતાં "બ્હીવડાવે" એમ મુખ્ય ક્રિયાપદ કર્યું હોતતો વધારે ઠીક હતું. "બ્હીવડાવીને છેતરે" એમ અર્થ સુઘટિત નથી થતો; છેતરીને (આંખ્ય મીચીને) બ્હીવડાવે"—એમ અર્થક્રમ વધારે સુઘટિત થાય છે.

શ્લોક ૪૮ મો—ચરણ ૧.—'ત્+અ'—અહિં છંદોભંગ થાય છે. 'કવચિત્' એકલો બોલતાં 'ચિત્' નો ઉચ્ચાર જોરદાર થાય તેથી આ ઠેકાણે (પછી વ્યંજન નહિં પણ સ્વર—અ—આવ્યો છે તે ભૂલી જવાય) ભ્રમ થાય છે.

અનંગપ્રણયાંગચિત્તે—અર્થ નથી સમઝાતો.

ચરણ ૨. નિત્યે—આ શબ્દનું પ્રયોજન જણાતું નથી.

ચરણ ૪. ત્રીજો શબ્દ રહી ગયો છે; તેથી ચરણ અપૂર્ણ છે. શો હશે તે અટકળ કરી સકાય એમ નથી. 'ગઇ' એમ વખતે હોય.

ક્વચિત્ સખીને પછવાડી આવી,
ગ્રહી કટિમાં, ઉર પાસ લાવી;
કરે ભિંજ્યો કિંચિત સ્કંધ લ્હોતી;
વિયોગદુઃખે મુખમાં જ જોતી. ૪૯

ક્વચિત્ ક્રમે યૌવનચારુવેશે,
ઊભી સખી પ્રેમ મદે ગ્રહે તે;
મનસ્વિની કો મદને અધીરી,
સ્મિતાસ્યથી પાદથિ પાદ ભીડી. ૫૦

---

**શ્લોક ૪૯ મો**—ચરણમાં વાક્યક્રમ છે તે પ્રમાણેજ સખીની ક્રિયા-પરંપરાનો ક્રમ છે.

ચરણ ૩.—'કરે'–નો સંબન્ધ 'લોતી' (લ્હોતી)ની સાથે છે–'ભીંજ્યો' સાથે નથી. ભીનો થયેલો સ્કંધ કરે ( એક હાથે કટિમાંથી પકડી ને ઉર પાસે લાવી સકાય એમ ઉચકેલી અથવા ન ઉચકતાં દાબેલી અને બીજે હાથે ) લ્હોતી હતી.

ચરણ ૪.—આ અર્થનું પ્રયોજન અને સંબન્ધયોગ્યતા બરોબર જણાતાં નથી. પોતે પતિવિયોગદુઃખવાળી છે માટે આમ ચેષ્ટા કરી મન વાળતી સખીના મુખમાં દુઃખી વદનથી જુવે છે એમ અર્થ સંભવે છે. એમ હોય તો અર્થઘટના બરોબર છે. પણ થોડોક સંદિગ્ધતાનો દોષ આવે છે.

**શ્લોક ૫૦ મો**—અન્વયઃ—ક્વચિત્ યૌવનચારુવેશે પ્રેમમદે સખી ઊભી તે કો મદને અધીરી મનસ્વિની સ્મિતાસ્યથી ક્રમે પાદથી પાદ ભીડી ગ્રહે.

કોઇ ઠેકાણે વળી ( એ નદીમાં વિહાર કરતી યુવતીઓના ટોળામાં કોઈ ઠેકાણે વળી )–યૌવન અને સુંદર વેશથી અને પ્રેમમદથી સખી ઊભી ત્હેને કોઈ બીજી મદનથી અધીરી થયેલી મનસ્વિની સ્મિતયુક્ત આસ્ય (મુખ)થી ક્રમે ( ધીમે ધીમે ) પગેપગ ભીડીને ગ્રહે છે. પોતાની મદનથી અધીરાવસ્થાનો ઉભરો આમ સખીને ચરણપરિરંભન કરીને કાઢે છે.

મનસ્વિની—અહિં સ્વચ્છન્દ વિહારવાળી એમ અર્થ જણાય છે. સંસ્કૃતમાં મનસ્વીનો ખરો અર્થ તો **ધીર** છે. પણ ગુજરાતીમાં 'સ્વચ્છંદી' એમ અર્થ રૂઢ થઇ ગયો છે. મન પ્રમાણે ચાલનાર એમ 'મનસ્+વિન્'નો અર્થ બની ગયો છે. ભ્રાન્તિથીજ.

કવચિત્ પ્રિયાર્થે નવ કામિની કો,
ખિલ્યું ચુંટે અમ્બુજ ભાવથી તો;
કવચિત્ સખીને હશિ તાળિ દેતી,
મિતાક્ષરે કાંક રહસ્ય કહેતી. ૫૧

કવચિત્ સુવકત્રે હશિ હાસ્ય કહેતી,
પ્રિયા સખી કો જઈ દૂર લેતી;
ઉપાંગના કો સમજાવિ સાને,
કટાક્ષમાં અન્તર કહેતિ માને. ૫૨

હશી ખશી કો પ્રમદા વિલાસે,
બીજી કહે કો ઉપહાસ ભાસે;

---

( મરાઠીમાં આ શબ્દનો વળી-'અત્યંત'-હેવો વિચિત્ર અર્થ થઇ ગયો છે. )

સ્મિતાસ્ય—સ્મિત=હસતું. સ્મિ ધાતુને કર્તરિક્ત પ્રત્યય લગાડીને થયેલો શબ્દ 'સ્મિત'-એમ લઇયે તો અર્થ બેસે છે. અથવા સ્મિતયુક્ત આસ્ય એમ મધ્યમપદલોપ ગણિયે તો કર્તાએ શબ્દ મનમાં આવતાં વાંત વાપરેલો.

શ્લોક ૫૧ મો—(સર્ગ ૧ લા તથા ૨ જા માં, અને સર્ગ ૩ જાના પ્રથમના થોડાક શ્લોકોમાં વિરામચિહ્નો વાક્યરચનાને અનુસરીને ગોઠવ્યાં છે; તે પછીના બધા ભાગમાં એ ચિહ્નો ચરણને અંતેજ બહુધા, અને વાક્યરચનાથી અસંબદ્ધ જ છે. )

પ્રિયાર્થ=પોતાના વ્હાલા (પતિ અથવા કાન્ત) ને અર્થે (માટે).

નવ કામિની—નવી જુવાની વાળી સ્ત્રી.

શ્લોક ૫૨ મો—પૂર્વાર્ધ—

ક્વચિત્ ( કોઈ ઠેકાણે ) સુવકત્રે (સુંદર મુખવડે) હશીને હાસ્ય (હસવાની વાત) કહેતી (કહેતી કહેતી) કો ( કોઈ એક સ્ત્રી ) પ્રિયા (વ્હાલી) સખી (ને) દૂર જઇ લેતી (દૂર લઇ જતી).

ઉત્તરાર્ધ અસ્પષ્ટ છે. કાંઇક આમ અર્થ હશેઃ—કોઇ વળી ઉપાંગના (?) ને સાનમાં સમઝાવીને કટાક્ષમાં ( પોતાનુંજ ) અન્તર ( અન્તરની વાત ) માને (માનવડે-ગર્વમાં ?) કહેતી હતી.

શ્લોક ૫૩ મો—કોઇ વળી પ્રમદા વિલાસે ( મસ્કરીમાં-રમતમાં )

વિગુહ્ય વાતે ઉભિ રાખિ તેથી,
કરે ગ્રહીને ન જવાજ દેતી. ૫૩

કરે લઈ સ્વચ્છ સિતામ્બુ નાંખી,
ઉભી સખીને નવરાવી આખી;
સમીપ કોઈ જળ અર્ધ રહેતી,
લગાર ગાઇ બહુ તાન લેતી. ૫૪

મૃગાક્ષિને કો ભ્રુકુટી નમાવી,
બીજીનું કહેતી પરિહાસ લાવી;
ક્રીડામને કો રહિ સુન્દરી ત્યાં,
લઈ નમીને પૃથુ પાણિ તેમાં,
નીચે મુખેને ઉભિ આર્દ્ર સાળુ,
પાષાણ નાંખી કરતી કુંડાળું. ૫૫

સમીપ ઊભી કંઈ સામસામી,
સુગુહ્ય કહેતી ઉપહાસ્ય કામી;

---

—પોતે છાની વાત કહેવાને બોલાવેલી સખી કનેથી–હશીને ખશી (જતી); તે જોઇને બીજી ( જે'ને વાત કહેવા બોલાવેલી તે ) કહે–આતો ઉપહાસ ભાસે છે—તું મશ્કરી કરે છે; છાની વાત કાંઇ કહેવાની જણાતી નથી. (પણ) વિગુહ્ય વાંતે ઊભી રાખી ( છાની વાત કહેવાને ઊભી રાખી ) તેથી પેલી હશીને ખશી જનારીને કરે ગ્રહીને ( હાથ પકડીને ) જવા ન દેતી ( રોકી રાખતી હતી ).

શ્લોક ૫૪ મો—ચરણ ૩. જળ અર્ધ=અડધે જળે; અડધા પાણીમાં; થોડા પાણીમાં.

શ્લોક ૫૫ મો—( ૭ ચરણો કર્યા જણાય છે ). ક્રીડામને=રમત કરવાના મનથી. કોઇ નીચે મુખે રહેલી અને આર્દ્ર (ભીના) સાળુ સાથે રહેલી, નીચી નમીને ( પાષાણ ) લઇને પૃથુ ( વિશાળ ) પાણીમાં ( એ પાષાણ ) નાંખીને કુંડાળું બનાવતી હતી.

શ્લોક ૫૬ મો—ચરણ ૨. કામી ઉપહાસ્ય=પ્રેમ સંબન્ધી મશ્કરીની વાત.

સખી કને રમ્ય શરીર સ્થાપે,
સ્મિતાક્ષિ વાંકી નમિ ગાલ આપે. ૫૬

ધરી ધરી કો પિચકારિ ભારી,
ભરી ભરીને મુખ મારિ મારી;
ફરી ફરીને ગભરાવિ નાંખી,
ગઇ સખી પાણિથિ ભીંજિ આખી. ૫૭

ગ્રહી ગ્રહીને સહુ યંત્ર હાથે,
લઇ લઇ વારિ વિલાસ સાથે;
સખી સખીને મદયુક્ત નાંખે,
ઉડે સુધારા સરભાગ આખે. ૫૮

સહસ્ર ઊંચાં જલબિન્દુ વર્સે,
સખી ભિંજાવા સખિ સર્વ તર્સે,
કરી કરીને બહુ હાસ્ય કર્તે
ફરી ફરીને જળયંત્ર ભર્તે. ૫૯

ખેંચે સખીને ફુલહાર તૂટે,
અંબોડલો તૂટિ સુકેશ છૂટે;
ભ્રમે રમે તો સરિ સાળુગ્રંથિ,
તુટે છુટે કો કટ હેમ કંઠી. ૬૦

---

ચરણ ૩. શરીર સ્થાપે=શરીરે શરીર વળગાડીને ઊભી રૂહે.

ચરણ ૪. સ્મિતાક્ષી=હસતી આંખ્યો વાળી. તે સ્હામી નમીને પેલીને પોતાનો ગાલ (ચુમ્બનાર્થે અથવા ગાલે ગાલ અડકાડવાને) આપે.

શ્લોક ૫૮ મો—બધીઓ યંત્ર (પિચકારીઓ) હાથમાં લઈ લઇને વિલાસ સાથે (લટકાથી) પાણી ભરી ભરીને સખી સખીને (સખીઓ માંહિં માંહિં એક બીજાને) મદમાં પાણી છાંટે (પીચકારી વડે).

શ્લોક ૬૦ મો—ચરણ ૩. ભમેરમે=કૂદડી ફરવાની રમત રૂમે.

ચરણ ૪. કટ=? – કડું. પણ તે તૂટે કે છૂટે કેમ ?

સમાન રાજ્ઞી સખિ શીર્ષ બાંધ્યા,
રમે પડે તે ગજરા જ સાંધ્યા;
કરે લઈ મોરલી સૂર ઝીણા,
ઊભી વગાડે જળ કાંઇ વીણા. ૬૧

ઉરેથકી ચંદન રંગ ઊલે,
છવાયલું અમ્બુ શિરીષફૂલે;
સરે ત્વરામાં વલયાગ્ર જોતાં,
છુટે ગળે રત્નનિ સેર લ્હોતાં. ૬૨

સખી સુશબ્દે કલરોળ વર્ત્યો,
લજાય દોડે કરિ હાસ પૂર્તો;
રહી સખી પાણિનોં માંહિ પાસે
કુતૂહલે ફેંકતિ વારિ વાંસે. ૬૩

---

શ્લોક ૬૧ મો—રાણીની સખીઓને માથે સમાન (સરખા, બધીઓના એક એકના સરખા,—અથવા—બરોબર ઠીક સજ્જડ) બાંધેલા ગજરા (ફુલના ગજરા અંબોડે બાંધેલા) રમે તે વખત પડી જતા.

બીજી જળ(માં) ઊભી રહી તે કરે (હાથમાં) મોરલી લઇને ઝીણા સુર વગાડે,—કાંઈ જાણે વીણાજ ના વાગતી હોય? એમ.—

"કાંઈ વીણા" હાનો અર્થ આમજ બેસતો લાગે છે. જરા ક્લિષ્ટતા છે.

શ્લોક ૬૨ મો—ચરણ ૧. ઊલે=ધોવાઇ જાય. ન્હાવાથી શું શું થયું તે વર્ણવે છે;—છાતી ઉપરનું ચંદન ચોળેલું ધોવાઇ જાય છે; શિરીષફૂલ (કાને અથવા માથે પ્હેરેલાં) ઉપર પાણી છવાઈ જાય છે; જોતાં (જોત જોતાંમાં) ત્વરામાં (ઉતાવળમાં) વલયાગ્ર (હાથે પ્હેરેલા કડાનો અગ્રભાગ) સરી જાય છે (શી રીતે તે સમઝાતું નથી); (શરીર) લ્હોતાં ગળાની રત્નની સેર છૂટી જાય છે.

શ્લોક ૬૩ મો—ચરણ ૧. કલરોળ=મધુર અવાજનો સમુદાય.

ચરણ ૨. લજાય દોડે—એ શબ્દોનો અર્થ સ્પષ્ટ નથી સમઝાતો. પૂરો હાસ કરીને દોડે અને શરમાય—આમ કાંઈક અર્થ હશે.

ચરણ ૪. વાંસે=બીજી કામિનીના વાંસા (પીઠ) ઉપર.

નિચોવિને વસ્ત્રજ પ્હેરતામાં,
આવે સમીપે નૃપ જોઇ સામો;
અધૈર્ય પામી સહુ સાથ વ્રીડા,
રખેજ દેખે કંઇ વારિક્રીડા. ૬૪

પ્રસન્ન રૂપે વિનયે સુવેશે,
સરોવરે વારિ સુવીર પેસે;
ઉભો જલે સસ્મિત વક્ત્ર થોડું,
નૃપપ્રિયાનું ન મળેજ જોડું. ૬૫

વિંટાઇ દાસીજન સર્વ ઉભી,
પ્રેમસ્વરૂપે નૃપકાન્તિ શોભી;
વિનમ્ર શ્યામા સહુ ભર્તૃસ્નેહે,
ક્ષણાન્તરે વારિભિનો વદે એ. ૬૬

ત્વરા કરી વસ્ત્ર ધરીજ ચાલી,
રહી ગઇ બે ત્રણ માત્ર આલી;
પૂંઠે ઉભી એકજ પાણિ આપે,
સંપૂર્ણ ચોળી શ્રમ બીજિ કાપે. ૬૭

ગઇ સહુ એમ વદે છ રાણી,
ત્રણે ઉઠી ભૂપતિ કાર્ય શાણી;

---

શ્લોક ૬૪ મો—ચરણ ૩. સાથ વ્રીડા (લાજ) સાથે.

શ્લોક ૬૫ મો—ચરણ ૨. વારિ=વારિમાં; પાણીમાં.

શ્લોક ૬૬ મો—ચરણ ૩. રાજા તરફ સ્નેહવૃત્તિને લીધે સર્વ જણીયો નમ્ર હતી. ભયથી નહિં, પણ સ્નેહથી નમ્ર. ભયથી ઉત્પન્ન થયેલી નમ્રતા કરતાં સ્નેહજનિત નમ્રતા વધારે કીમતી છે.

ચરણ ૪. બીજે ક્ષણે પાણીથી ભીનો રાજા બોલવા લાગ્યો. ( શું ? તે કહ્યું નથી. )

શ્લોક ૬૮ મો—ચરણ ૨. ભૂપતિકાર્યશાણી=રાજાનું કામ સમજવામાં ચતુર. રાજા અને રાણીને એકલાં સાથે મૂકવાની યોગ્યતા સમજી જનારી.

કરાવતાં સ્નાન પુરું જતી તે,
ક્યાં જાય સૌ એ વનિતા વહી તે. ૬૮

પ્રવીર તે કાન્ત વધૂવિહારી,
સપ્રેમ લજ્જા સઘળી વિદારી;
સમીપ આવી પ્રણયાર્થ યાચે,
સુરમ્ય જાયા વિનયેથિ રાચે. ૬૯

પ્રસિદ્ધ પ્રેમે પ્રિય પાસ આવી,
પૂછે પ્રસંગે જલ પ્રીત ભાવી;
કરે પ્રિયાનું મુખ રમ્ય લેતો,
વહી ધિમે સુન્દર ઓષ્ઠ દેતો. ૭૦

ન્હવાડતી ન્હાઇ ઉભેલિ ધીરે,
સુકાન્ત રાજ્ઞી સઘળે શરીરે;
બન્ને જલે પ્રેમમદાંગભીનાં,
વિનમ્ર કાન્તા વપુની છબીમાં. ૭૧

મસે મસે વારિ વિહાર કર્તે,
પરસ્પરે હસ્તસુહસ્ત ધર્તે;

---

શ્લોક ૬૯ મો—ચરણ ૧. પ્રવીર=ઉત્તમવીર. ચરણ ૩. પ્રણયાર્થ યાચે=પ્રેમની પ્રાર્થના કરે.

શ્લોક ૭૦ મો—પ્રસિદ્ધ (=પ્રગટ કરેલા; સ્પષ્ટ બતાવેલા) પ્રેમથી પ્રિય (રાજા) પાસે (રાણીની પાસે) આવીને પ્રસંગે (જળક્રીડાનો પ્રસંગ વાતમાં આણીને) પૂછે છે—"ત્હને જલપ્રીતિ (જલમાં રમવાની આસક્તિ) ભાવી (ગમી)?"

શ્લોક ૭૧ મો—ચરણ ૩. અર્થ સુઘટિત બેસતો નથી. તાત્પર્ય આમ લાગે છે; બંને જણાં પ્રેમ અને મદયુક્ત થયેલાં જળમાં ભીને અંગે હતાં.—પણ ક્લિષ્ટતાની પરાકાષ્ઠા થાય છે.

શ્લોક ૭૨ મો—ચરણ ૧. મસે મસે=કાંઇ કાંઇ નિમિત્ત-બ્હાનાં કાઢી કાઢીને. (નવી નવી રમત રમતાં).

વધૂ વિવેકે જળ યંત્ર લેતી,
પગે નમે જ્યાં મૃદુ શાન્ત રેતી. ૭૨

ઝિણા ઝિણા મૌક્તિક હાર તૂટચો,
સુકેશનો બંધ સમસ્ત છૂટચો;
મદે ધરી પક્ષ્મવિભાવિનીને,
સપ્રેમ તે વારિવિહારિણીને. ૭૩

વિશુદ્ધ અંગે જળ શાન્ત કાન્તા,
જણાય મંદા પતિ સંભ્રમાન્તા;
સુમૂર્ત સ્વામી પરિપૂર્ણ જાતે,
પ્રસિદ્ધ સોહે પ્રણયોક્ત વાતે. ૭૪

---

ચરણ ૩. જળયંત્ર=પિચકારી.

ચરણ ૪. રાણીના પગ પડતાં નીચે નરમ રેતી દબાઇ જતી હતી.

શ્લોક ૭૩ મો—ચરણ ૩. પક્ષ્મ=પાંપણો. અર્થાત્ અહિં આંખ્યો. મદથી આંખ્યો ફેરવતાં પોપચાં નીચાં પડે એટલે લાંબી પાંપણો વિશેષ નજરે પડે માટે પાંપણોનો શબ્દ વાપરી લક્ષણા કરી છે. વિભાવિની=વિશિષ્ટ (જૂદા પ્રકારના) ભાવથી ભરેલી.

ઉત્તરાર્ધમાં પૂર્ણક્રિયાપદ ખૂટી વાક્ય અધૂરું રહેતું લાગે છે.

શ્લોક ૭૪ મો—ચરણ ૧. જળશાન્ત=જળથી (જળમાં ન્હાયાથી) શાન્ત (શીતળ, અને મનથી પણ શાન્ત, પ્રફુલ્લ) થયેલી.

ચરણ ૨. મન્દા=નરમ નહિં,—પણ પ્રેમની ખુમારીમાં આવીને મદાલસા થયેલી. પતિસંભ્રમાન્તા=? અર્થ સમઝાતો નથી. પતિના સંભ્રમ (ગભરાટ, ફિકર)નો અન્ત આણનારી–એમ કાંઇક હશે. પણ ક્લિષ્ટતા તથા વ્યાકરણ-દોષ આવે છે.

ચરણ ૩. સુમૂર્ત=સારી મૂર્તિવાળો. ખૂબસુરત.

ચરણ ૪. પ્રણયોક્ત વાતે=પ્રણય (પ્રેમમાં) ઉક્ત (કહેલી) વાતમાં. અર્થાત્ પ્રેમની વાતમાં.

વિલાસ રાણી સદયે વધારે,
ખશ્યા સુકેશો સુમુખી સમારે;
ઉરે ભરેલો રતિદક્ષ રાજે,
નવાંગના પ્રેમ મદેથિ લાજે. ૭૫

વળી કરે જો વળગી સરેથી,
જતાં હિંડીને નૃપ યુગ્મ તેથી,
છવાયુ જ્યાં ચંદન પુષ્પવાળું,
અમ્બુથિ ભીનો અરધોજ સાળુ. ૭૬

---

શ્લોક ૭૫ મો—ચરણ ૧. સદયે=દયાસહિત; અર્થાત્ પ્રેમની આર્દ્રતા સહિત. વિલાસ વધારે—નવી નવી ક્રીડા સુઝાડી રમત વધારે.

ચરણ ૨. "ખશ્યા સુકેશો સુમુખી સમારે"—આના આજ શબ્દો આ સર્ગના ૭ મા શ્લોકના ૨ જા ચરણમાં છે. એ પુનરુક્તિ નથી સૂચવતું, પણ હેમાં વર્ણવેલી સ્થિતિ રમણીય હોવાથી કવિને પ્રિય થઇ પડેલી જણવે છે.

વિલાસમાં ખશેલા વાળ પાછા ઠીક કરે.

ચરણ ૩. ઉરે ભરેલો=છાતીના ભરાવવાળો; વિશાળ ઉરવાળો. રાજે =રાજા પણ.

રાજા પણ વિશાળ ઉરવાળો અને રતિમાં પ્રવીણ હતો;

તેથી—ચરણ ૪. નવાઙ્ગના (નવી પરણેલી સંયુક્તા) પ્રેમ અને મદથી હેને આલિઙ્ગન કરતી'તી. આમ પોતાની મેળે આલિઙ્ગન કરવું તે નવવધૂપણાથી વિરુદ્ધ જણાય છે; પણ પ્રેમ અને મદનું પ્રાબલ્ય એ વિરોધનો ખુલાસો કરે છે.

શ્લોક ૭૬ મો—ચરણ ૧. અરેથી–"સરેથી"ને બદલે છાપવાની ભૂલ છે. સરોવરમાંથી બે હાથે હાથ વળગીને (બંને હાથે એક બીજાને ઝાલીને), નૃપયુગ્મ (રાજારાણીનું જોડું) હીંડીને જતું હતું તેથી ચંદનપુષ્પવાળું છવાયું (ચંદનપુષ્પથી છવાયલું) પાણી તે વડે સાળુ અરધો ભીનો થયો હતો.

ઉત્તરાર્ધ—'જ્યાં' નો સાપેક્ષ ક્યહાં યોજવો તે સમઝાતું નથી.

સુવૃક્ષ માર્ગે બહુ વર્ણ ફૂલે,
સુગંધમાં નૂતન રંગ ખૂલે,
વધારતો ઔષધિ માત્ર આયુ,
જલ સ્પૃશે શીતલ વાય વાયુ. ૭૭
અવાસ ઊંચે મૃદુ આસને ત્યાં,
આકાશ તારા સહુ શોભતા જ્યાં;

---

શ્લોકમાંનાં વાક્યોનો પરસ્પર સંબન્ધ બેસતો નથી. 'છવાયું' અને 'વાળુ' એ બે સાથે કહેવામાં વિરોધ આવે છે; 'છવાયું' અને 'વાળુ' એ 'અમ્બુ'નાં વિશેષણ ગણતાં-'થી' પ્રત્યયને લીધે 'છવાયા' 'વાળા' એમ વિકૃતિ થવી જોઇયે તે નથી થઇ;—આમ બધું કઢંગું છે.

ચરણ ૨. જતાં—'યુગ્મ' એક વચન છે છતાં આ બહુવચન, 'રાજા રાણી' એમ શબ્દ મનમાં હોઈ ભ્રમથી થયું લાગે છે. નૃપયુગ્મનો અર્થ બે રાજાનું જોડું એમ થાય; પણ રાજા ને રાણીનું જોડું એમ છે.

**શ્લોક ૭૭ મો**—માર્ગમાં (શ્લોક ઉપરથી એમ જણાશે કે હવે રાજારાણીનું જોડું જળમાંથી નીકળી મહેલમાં જવાને ચાલ્યું છે; માટે માર્ગમાં) સુન્દર વૃક્ષો બહુ વર્ણમાં ફૂલતાં હતાં (અર્થાત્ બહુ રંગનાં ફૂલ ધારણ કરતાં હતાં; જૂદાં જૂદાં ઝાડનાં ફૂલ જૂદા જૂદા રંગનાં); એ ફૂલના સુગન્ધમાં (એ ફૂલનો) નવો (તાજાં ખિલેલાં તેથી નવો) રંગ વધારે તેથી નવો) રંગ વધારે ખૂલતો હતો (સુગન્ધથી એ રંગની વિશેષ શોભા વધતી; રંગની ખિલવણી થતી હતી).

ત્રીજા ચરણનો અર્થ બરોબર બેસતો નથી. કાંઈક આમ હશે;—ઔષધિમાત્ર (સર્વ વનસ્પતિ)નું આયુષ્ય વધારતો (પવનને લીધે વનસ્પતિનું આયુષ્ય શી રીતે વધે તે સમઝાતું નથી; વખતે એમ હોય કે ઠંડા પવનથી ઝાડ સુકાતાં બચે).

હેવો વાયુ જળને સ્પર્શે (અડકે), અને તેથી શીતલ વાય (વાતો હતો).

**શ્લોક ૭૮ મો**—પછી અગાશીમાં તારાના પ્રકાશ નીચે નરમ

સુવૃત્તસ્યામા લઘુ બીન લેતે,
ઉચ્ચ સ્વરે ગાય સુમંદ બેતે. ૭૮

---

ગાદીતકિયાવાળા આસન ઉપર બેશીને રાણી બીન વગાડીને ગાન ગાવા લાગી.

ચરણ ૩. 'બીન' ને બદલે 'બીજ' છાપનારનો દોષ છે. લેતે=લેતી વખત; અર્થાત્—લઇને.

ચરણ ૪. બેતે=યુક્તિથી. સરસ લઢણથી; સારી પદ્ધતિથી. 'ઉચ્ચસ્વરે' અને 'સુમંદ' એ પરસ્પર વિરુદ્ધ જણાય છે. પણ ઊંચે સુરે ગાઇને પણ સુરક્રમ ધીમે ધીમે વ્હેતો ચાલી સકે એ વિચારતાં વિરોધ જતો રહેશે.



# સર્ગ ૪ થો.

*અથ પ્રવાસે બટુ એક એકલો,
પ્રયાગથી તીર્થ જવાજ નીકળ્યો;
ધનાર્થ પાસે ઉપવીત જે ધર્યું,
સીતાંશુક વ્યક્ત તનૂ ફરી વળ્યું. ૧

જળક્રિયા કોપિન એક હસ્તમાં,
કોદંડ જે માન્ય જગત્ સમસ્તમાં;
હિંડે ધિમે તે વણુ માત તાતનો,
પુરો ન જાણે અભિલાષ ખ્યાતિનો. ૨

---

* વંશસ્થવૃત્ત.

આ સર્ગમાં પૃથુરાજના મુખ્ય મન્ત્રીનો પૂર્વવૃત્તાંત કવિયે સ્વકલ્પિતજ બનાવીને મૂક્યો લાગે છે. કાવ્યના વસ્તુ જોડે કાંઇ વિશેષ રીતે સંબદ્ધ નો હોવાથી આ વૃત્તાન્ત વસ્તુસંકલનાની સુગ્રથિતતાને ક્ષતિ પમાડતો લાગે છે.

**શ્લોક ૧ લો**—ચરણ ૧. 'બટુ'ને બદલે 'બહુ'એ છાપનારનો દોષ છે, બટુ=બ્રહ્મચારી (યુવા બ્રહ્મચારી).

ચરણ ૨. કિયે તીર્થ તે સંદિગ્ધજ છે. પ્રયાગ જેવા તીર્થથી વળી વળી બીજે કોઇ તીર્થ ગયો, શા માટે? એમ નિરર્થક પ્રશ્નની જરૂર નથી. તીર્થના સ્થળમાં રહેનાર બીજા વળી તીર્થની યાત્રાનો લોભ રાખે જ.

ચરણ. ૩. અર્થ સ્પષ્ટ નથી. 'જે'નો સાપેક્ષ શબ્દ જડતો નથી.

ચરણ ૪. સ્પષ્ટ જણાતા શરીર ઉપર ધોળું વસ્ત્ર ફરી વળ્યું હતું. (માત્ર એક જ ધોતિયું તેથી શરીર બાકીનું સ્પષ્ટ જણાય). આમ કાંઇક અર્થ લાગે છે.

**શ્લોક ૨ જો**—ચરણ ૧. કમંડલૂના અર્થમાં 'કોપિન' (કૌપીન=લંગોટી) શબ્દ ભૂલથી વાપર્યો જણાય છે. જલક્રિયાના અર્થનું—એમ તાત્પર્ય છે.

ચરણ ૨. 'કોદંડ' આ શબ્દનો અર્થ ધનુષ્ય થાય છે; તે પણ ભૂલથી દંડના અર્થમાં વાપર્યો લાગે છે.

સરસ્વતી ધ્યાન પરંપરાતણું,
વિશેષ વેગે વિભવે જરા ઘણું;
ઉપાસના ઈશતણી શિખી કરી,
પ્રયોગ દીક્ષા ગુરુએ દિધી ખરી. ૩

પટુત્વ તે પ્રદ્યુતિમત્ વપૂ વિષે,
મૃગાજિન ક્ષેમ ધર્યું કુખે દિસે;
વિચક્ષણાક્ષિ પ્રસવે ગભીરતા,
શું બાલ્ય જાતે પ્રગટયું શરીરતા. ૪

થતું મુખે તે સ્મિત પક્ષિ ઊડતે,
વિચારિ હીંડે વન માર્ગ પૂરતે;

---

**શ્લોક ૩ જો**—પરંપરાતણું ( પરંપરાગત, કુટુમ્બના સંપ્રદાયથી, બાપદાદાથી ઊતરેલું ) સરસ્વતીધ્યાન ( વિદ્યા તરફ લક્ષ, ભક્તિ ) તે કાંઈ ખૂબ, વિશેષ વેગથી, વિભવતું હતું ( પ્રબળ થતું હતું );—એ બટુમાં.

ચરણ ૩: 'શિખી કરી' એ અપૂર્ણ ક્રિયાની જોડે સંબદ્ધ પૂર્ણ ક્રિયાપદ જડતું નથી. ૪ થા ચરણમાંનું ક્રિયાપદ લઇયે તો ભિન્નકર્તૃપદો આવીને દોષ થાય છે.

ચરણ ૪. પ્રયોગદીક્ષા=ઉપાસના શી રીતે કરવી તે વિધિનો ઉપદેશ.

**શ્લોક ૪ થો**—ચરણ ૧. હેના શરીરમાં હેનું પટુત્વ ( મનની ચપળતા: બુદ્ધિનું કૌશલ ) દીપી નીકળતું હતું. શરીર અને મુખાકૃતિ ઉપરથી જ બુદ્ધિમાન જણાઇ આવતો હતો.

ચરણ ૨: મૃગાજિન=મૃગચર્મ.

ચરણ ૩. ચતુર આંખ્યો ગંભીરતાને જન્મ આપતી હતી. આંખ્યોમાં ગંભીરતા જણાતી હતી; ઉભરાઇ જતી હતી.

ચરણ ૪. શરીરતા—'શરીરત:' ને ઠેકાણે વાપર્યું લાગે છે. જાણે બાલ્યાવસ્થા જાતે શરીરતઃ ( શરીરે જ; શરીર ધરીને ) પ્રગટ થયું ના હોય હેવો એ નિર્દોષ જણાતો હતો.

આમ કાંઈક ભાવાર્થ લાગે છે.

**શ્લોક ૫ મો**—ચરણ ૧. રસ્તામાં જતે જતે પક્ષીઓ ઊડતાં જોઇને હેના મુખે સ્મિત થતું હતું;

દિગન્ત ભાનુ મૃદુતાપ આપતો,
કૃપાથિ વાયુ વહિ સ્વસ્થ રાખતો. ૫

પ્રસાદ છાયા કરિ વૃક્ષપંક્તિયે,
જલાર્દ્ર રેણુ પદ્દવી નદી દિયે;
નમી કહે સ્વાગત લોક ગામના,
તપસ્વિતેજે સુખમાં કશી મણા. ૬

શુભ ક્ષણે તે સરિતાતટે જઇ,
સ્વવસ્ત્રનો કચ્છ કરી સિધો થઇ,
વિમાસિ પેઠો દ્વિજ બાલ નીરમાં,
ગયોજ મધ્યે, દિઠું ત્યાં અધીરમાં. ૭

નદી તટે ત્યાં તૃષિતા મૃગી પિયે,
જલાતુરા વારિ વિશુદ્ધ તે લિયે;
દિઠો પુંઠેથી પછિ વ્યાઘ્ર આવતો,
સુભક્ષ્ય દેખી બહુ ધાઇ ફાવતો. ૮

---

ચરણ ૨. પૂરતે–અર્થ અને સંબંધ નથી સમઝાતા.

ચરણ ૩. દિગન્તભાનુ=દિશાને છેડે રહેલો (ઊગતો—અથવા—આથમતો) સૂર્ય.

શ્લોક ૬ ઠ્ઠો—ચરણ ૧. વૃક્ષની હારોએ છાયા પસારી (એ બટુને માટે).

ચરણ ૨. નદી ભીની રેતમાં માર્ગમાં આપતી હતી.

ચરણ ૪. તપસ્વીના તેજને લીધે સુખમાં ખામી ન્હોતી. બધેથી સુખ મળતું.

શ્લોક ૭ મો—ચરણ ૨. 'વસ્ત્રનો' એમ જોઇએ ત્હાં 'વસ્ત્ર તો' એમ છાપનારની ભૂલ્ય છે.

ચરણ ૪. નીચે કહેલી મૃગીની વાત દયા ઉપજાવનારી છે માટે 'અધીરમાં'.

શ્લોક ૮ મો—ચરણ ૧. 'પિયે' ને બદલે 'પ્રિયે' એ છાપનારની ભૂલ્ય છે.

મુજી મૃગી સાવજગન્ધવ્યાકુલી,
પ્રવાહ મૂકી થઇ સ્તબ્ધ ને ગળી;
રવિપ્રતાપે જયમ મન્દ વેલડી,
સુકાઇ કર્માઇ ભ્રમે ઢળી પડી. ૯

ધસ્યો મુખે હિંસ્ર વિવર્ણ ફાળમાં,
મૃગી તણો દુર્મુખ કાળ કારમો;
ઉરે ગ્રહીને પગ તર્ફડાવિયા,
સુકોમલાંગે નખને લગાવિયા. ૧૦

તજી તટે કોપિન તલ્પિ દંડ તે,
ગ્રહી બળે ઘાતક શીર્ષ ચંડ તે;
સમક્ષ ત્યાં નિર્ભય આવિ મારતો,
મૃગીપરે પાદ મુકે ન ધારતો. ૧૧

---

ચરણ ૧ નો અર્થ ચરણ ૨ માં બહુશઃ પુનરુક્ત થાય છે.

ચરણ ૩. દીઠો—બટુએ મૃગીને તો વાઘની વાસથી જ ખબર પડીતી.

ચરણ ૪. ફાવતો—લાગ મળેલો હેવો (વાઘ).

**શ્લોક ૯ મો**—ચરણ ૨. સ્તબ્ધ થઇ અને એકદમ ગળી પડી ( નરમ ગાળા હેના થઇ ગયા ).

ચરણ ૪. ભ્રમે=ચક્કર ખાઇને ( મૃગીને લાગુ પડે છે ).

**શ્લોક ૧૦ મો**—ચરણ ૧. વિવર્ણ—વાઘ કાબરચીતરો માટે.

ચરણ ૨. ' કારમો ' અને ' ફાળમાં ' એ યમક શ્રવણસામ્યને લીધે માન્ય છે.

**શ્લોક ૧૧ મો**—કોપિન—કમંડલૂના અર્થમાં ભૂલ્યથી. કિનારે કમંડળ મૂકી, એક તલપ મારી, દંડ ગ્રહીને ( હાથમાં લઇને ), નિર્ભય થઈ સમક્ષ આવીને તે ( બટુ ) ઘાતક ( મારનાર વાઘ )ના શીર્ષ ( માથા )માં ચંડ (ઉગ્ર)-ક્રોધ ભેર-એ દંડ મારતો ( હેણે માર્યો ).

ચરણ ૪. તે વખતે અજાણ્યે મૃગી ઉપર બટુએ પગ મૂક્યો.

ધ્રુજે ઉરે તે પશુ ઘાતકે ગ્રહી,
વિલોકિ બાળે ફરિ રોષમાં લઇ,
કપાલમાં દંડ શિરાગ્ર મારતે,
ભુઠો પડચો દર્શવિ દંતહાર તે. ૧૨

વિકાશિ મ્હોટું મુખ જોરમાં ઘણો,
બતાવિ ચીસે બહુ ક્રોધ આપણો;
ધસેજ વર્ણીં તનુજાર્થ જેટલે,
ઉગામિ માર્યો ફરિ દંડ તેટલે. ૧૩

ન્હડચો ખરો તોપણ પૂંઠમાં ખશ્યો,
ક્રમે પડેલો પણ તે ફરી ધશ્યો;
પ્રચંડ વાગ્યું શિર દંડ તાળવે,
પડચો ભૂમિએ ભમરીજ ખાઇ તે. ૧૪

ઉઠી મૃગીને નખઘા ઘણા થયા,
ચલાવિ બાળે મૃદુ બોલ તો કહ્યા;
જતી પુંઠે તે દિધિ કૃષ્ણસારને,
ઉભો ન ખાતો ઉગિ લીલિ ચારને. ૧૫

---

શ્લોક ૧૨ મો—ચરણ ૪. દાંતની હાર બતાવીને તે (વાઘ) ભૂઠો પડચો.

શ્લોક ૧૩ મો—ચરણ ૩. વર્ણીતનુજ=વર્ણી (=વેદાધ્યાયી)નો છોકરો–આ બટુ. વાર્ણીનો અર્થ બ્રહ્મચારી થાય છે. બ્રહ્મ એટલે વેદ અથવા તે ભણવા માટેનું વ્રત. ત્હેના ઉપર વાઘ જે'વો ધશ્યો, કે—

શ્લોક ૧૪ મો—બધાં પૂર્ણ ક્રિયાપદો તે (વાઘ) જોડે સંબદ્ધ છે; એમ લાગે છે.

ચરણ ૨. ક્રમે પડેલો–કુદકો મારતાં પડેલો.

શ્લોક ૧૫ મો—ચરણ ૧. ઉઠેલી મૃગીને (જોતાં) (વાઘના) નખના ઘા ઘણા થયા (જણાયા).

બાળે=બટુએ.

જતે જતે માર્ગ બિજે દિને વળી,
દિઠો તૃણાં વાનર ખાય તે દળી;
અચાનકે ત્યાં સસલુંજ આવિયું,
ભરાઇ ક્રોધે મુખને બતાવિયું. ૧૬

વિકાશિ દંતો કુદિ ધાય જેટલે,
ગયું પળીને શશ ત્યાંથિ તેટલે;
ઉઠાવિ બાળે પથરો ઉગામિને,
ધર્યો પુંઠે વાનર અંગ મારિને. ૧૭

અનેક ચીત્કાર કરી કુદીકુદી,
બતાવિ દંષ્ટા ચ્હડિયો તરુ સુધી,
સુવિપ્ર બાળે હસતો ફરી ફરી,
ત્વરાથિ ચાલ્યો ઉંચિ દૃષ્ટિ તે કરી. ૧૮

બહુ પ્રકારે ત્યમ તે વટાવિને,
સુમાર્ગ સીધો દૃઢતા બતાવિને;
સ્થળે સ્થળે માન ધરાવિ ડ્હાપણે,
સુમૂર્ત આવ્યો તટ જાહ્નવી તણે. ૧૯

---

ચરણ ૩. કૃષ્ણસાર=કલિહયાર. મૃગીનો નર (કાળા ધોળા ટપકાવાળી ચામડીવાળો મૃગ.

ચરણ ૪. વાઘે મૃગીને પકડી'તી તેથી ઘાસ ખાધા વિના એમને એમ ઊભો હતો.

આ સ્વભાવોક્તિ અતિ રસમય તેમજ સત્ય છે.

**શ્લોક ૧૬ મો**—ચરણ ૨. દળી=કચરીને. ઘાસને કચરીને વાંદરાં ખાતાં જાણ્યાં નથી.

ચરણ ૪. વાંદરાંએ ક્રોધે ભરાઇને સસલાને દંતિયાં કર્યાં.

**શ્લોક ૧૮ મો**—ચરણ ૧. 'કરી';—હાનો સંબન્ધ 'ચીત્કાર' તેમજ 'કુદાકુદી' સાથે છે. ચીત્કાર અને કુદાકુદી કરીને.

ચરણ ૩. વિપ્રબાળે=વિપ્રબાળ પણ.

જલપ્રવાહે વિમળ પ્રકાશથી,
સુરમ્ય તીરે તરુના પ્રસાદથી;
વિશેષ ઊભો કંઈ આર્દ્ર આનને,
વિશુદ્ધ ન્હાઈ તનુમાં તથા મને. ૨૦

વિધિ ક્રિયા વંદનપૂર્વકે કરી,
વિલોકતી તે તટ ઊભિ સુન્દરી;
પ્રણામ તેના લઈ માનિ શીર્ષમાં,
વિદક્ષ પેઠો બટુ પુણ્ય તીર્થમાં. ૨૧

સ્વભૂતિ ભાવે સહસા પદે પદે,
વિકર્ષતો તે જન દૃષ્ટિ સંપદે;
શું બ્રહ્મલોકે તનુ રૂપમાં હવી,
સમક્ષ તે સદ્‌ગુણમૂર્તિ ત્યાં નવી. ૨૨

---

**શ્લોક ૨૦ મો**—ન્હાઈને તનમાં તથા મનમાં વિશુદ્ધ થયેલો (ન્હાવાથી મનને પણ તાઝગી આવે છે) એ બટુ જલપ્રવાહમાં વિમલપ્રકાશને લીધે (સ્વચ્છ અને ચળકતા જળને લીધે) તેમજ તરુના પ્રસાદને લીધે (ઝાડની આનંદયુક્ત ઘટાને લીધે) રમ્ય બનેલા કિનારા ઉપર કાંઈ વિશેષ ભીના મુખે ઊભો. (પૂરું દિલ લ્હોયું ન્હોતું. સન્ધ્યાવન્દન માટે એટલી ઉત્સુકતા હતી.)

**શ્લોક ૨૧ મો**—પછી બટુએ વંદનપૂર્વક વિધિક્રિયા (સન્ધ્યાવન્દનાદિક ઉપાસના) કરી, તે કિનારે ઊભેલી કોઈ સુન્દરી જોતી હતી; તે સુન્દરીએ બટુને પ્રણામ કર્યા તે ડોકાવડે (ડોકું જરાક નમાવીને) માની લઈને (સ્વીકારી લઈને) ચતુર બટુ પુણ્યતીર્થમાં (જાહ્નવીતટના પુણ્ય તીર્થ કાશીક્ષેત્રમાં) અર્થાત્ કાશીનગરમાં) પેઠો.

**શ્લોક ૨૨ મો**—પૂર્વાર્ધ—નગરમાર્ગમાં એ બટુની ભૂતિ (તેજ, પરાક્રમ)ને લીધે તથા સંપદ (શરીરસંપત્તિ, વિલક્ષણ દૃઢ શરીરઘટના)ને લીધે,—અર્થાત્ શરીરની પ્રચંડતા અને બુદ્ધિના પ્રકાશને લીધે—સર્વ જણાની નજર હેની ભણિ ખેંચાતી હતી.

ઉત્તરાર્ધ—જાણે બ્રાહ્મણજાતિમાં શરીર ધારણ કરીનેજ સદ્‌ગુણ નવીન અપૂર્વ મૂર્તરૂપે પ્રત્યક્ષ ના થયો હોય હેવો જણાતો હતો.

વિબુદ્ધ વેદાન્ત વિધિજ્ઞ સન્મતિ,
સ્વરૂપ વૃત્તેજ બિજો બૃહસ્પતિ;
વિકાર યોગપ્રબળે શમાવિયો,
કિશોર તેવા ગુરુધામ આવિયો. ૨૩
પદે પ્રણામી અતિ સૂક્ષ્મ બુદ્ધિ તે,
વિગુમ તેજે ઝટ ખેંચિ દૃષ્ટિ તે,
તપપ્રભાવે સ્થિર તત્ત્વવિત્ તણી,
સમાન જ્યોતિ મળિ જાય તે ઘણી. ૨૪
દિને દિને તે જ્યમ અંગ વૃદ્ધિમાં,
થયો સુવિદ્યા તણિ તેમ ઋદ્ધિમાં;

---

શરીર, બુદ્ધિ, અને સદ્વૃત્તિ ત્રણે રીત્યે ઉત્કૃષ્ટતા બતાવી છે.

બ્રહ્મલોકે=બ્રાહ્મણવર્ગમાં સમક્ષ=સ્હામે, નજર આગળ; અર્થાત્ પ્રત્યક્ષ.

શ્લોક ૨૩ મો—વિબુદ્ધ (શુદ્ધ જ્ઞાનવાળો), હેવો; અને વેદાન્ત અને વિધિ ( ઉપાસનાવિધિ બંને ) જાણનારો;—અર્થાત્, માત્ર પ્રેમભક્તિની પરાકાષ્ઠાની દૃષ્ટિયે જ અદ્વૈતમત સ્વીકારી વાસ્તવિક દ્વૈતપક્ષને આદરી પરબ્રહ્મની ઉપાસના કરનારો; હેવો તથા સન્મતિ ( સદ્બુદ્ધિ ) વાળો; તેમજ સ્વરૂપમાં ( આકૃતિમાં ) તથા વૃત્તે ( આચરણમાં, ગુણમાં ) જાણે બીજો બૃહસ્પતિ, હેવો; અને જે'ણે (હઠયોગ અથવા ખોટાં અદ્ભુત પરાક્રમો મેળવવાનાં ફાંફાં મારનારો યોગ નહિ, પણ પરબ્રહ્મ જોડે યોગસમાધિલીન થવાથી દુર્વિકાર જતા રહે હેવા ) યોગના પ્રાબલ્યથી ( વિશેષ બળથી ) વિકાર–( દુર્વિકારની ઉત્પત્તિજ ) શમાવી દીધો; હેવા ગુરુને ધામે કિશોર (બાળ; બટુ) આવ્યો.

'ગુરુધામ' એ સમસ્તપદ છતાં હેમાંના એકજ અંગ 'ગુરુ' એ શબ્દ જોડેજ ઉપરનાં ત્રણ ચરણોમાંનાં વિશેષણો તથા વિશેષણ વાક્યો અન્વિત થાય છે તે અર્થસુગમતાને લીધે નિર્દોષ છે.

શ્લોક ૨૪ મો—સૂક્ષ્મબુદ્ધિ બટુએ પોતાના ગૂઢ તેજ વડે, તેજને લીધે,—પ્રણામ કરતામાંજ તપના બળે, સ્થિરમન વાળા તત્ત્વવિત્ (બ્રહ્મતત્વ જાણનાર) ગુરુની નજર ખેંચી. બંને તેજસ્વી તેથી;—કેમકે, સમાન તેજ હોય છે તે ઝટ એક એક સાથે મળી જાય છે.

શ્લોક ૨૫ મો—જેમ અંગની વૃદ્ધિમાં તેમજ વિદ્યાની ઋદ્ધિમાં ( સંપત્તિમાં ) દિવસે દિવસે તે થયો. અર્થાત્, શરીરસંપત્તિ તેમજ વિદ્યા-

નકામિ સંપત્ વપુ માત્રની દિસે,
રહ્યો સ્વતેજે જન જે જગત્ વિષે. ૨૫

યમક્રમે સત્ દૃઢ સાવધાન તે,
પરિશ્રમે અધ્યયનાન્ત આણુતે;
વખાણુ અધ્યાપકનાં રિઝે લહી,
સદા કૃતિ એ ગુરુ શિષ્યની કહી. ૨૬

પ્રયત્ન ક્રીડા કરતે કરે ઘણો,
વધે પ્રભાવ સ્મૃતિ વૃત્તિ તે તણો;
સુનીતિ રક્ષા નિયમ ગ્રહી કિધી,
સુશિષ્ય સંજ્ઞા ગુરુનન્દને લિધી. ૨૭

---

સંપત્તિ સરખી રીતે રોજ રોજ વધારતો ગયો. ત્હેમાં વિશેષ મહત્ત્વ વિદ્યા સંપત્તિને આપીને કહે છે—શરીરની સંપત્તિ એકલી હોય તો તે નકામી છે. પણ પોતાના તેજથી (બુદ્ધિબળથી) જે માણુસ જગત્માં ર્‌હે તે ખરો. ૪ થા ચરણનો ભાવ એમ જણાય છે. વાક્ય અધુરૂં જણાય છે; અને અર્થ ક્લિષ્ટ તથા અસ્પષ્ટ ર્‌હે છે.

**શ્લોક ૨૬ મો**—યમક્રમે (સંયમ-મનવશ રાખવા-ના ક્રમમાં, કાર્ય-માં) સત્ દૃઢ (સારી પેઠે સ્થિરતાવાળો), અને સાવધાન (ધ્યાન રાખી વર્તનારો), તે બહુ પરિશ્રમ કરીને (દરરોજ) અધ્યયન થઇ ર્‌હેતે (નિત્ય-નું ભણુવાનું પુરું થતે) અધ્યાપક (ભણાવનાર ગુરુ) કનેથી વખાણુ મેળવીને રીઝતો હતો. ગુરુશિષ્યની કૃતિ સદા (હમેશ) હેવીજ કહી છે. ખરા ગુરુ-શિષ્ય તે જ કે જે સારું ભણે અને સારું ભણ્યાની શાબાશી આપે, સારું ભણીને શિષ્ય ગુરુને સંતોષ આપે, અને શાબાશી આપીને ગુરુ શિષ્યને ઉત્તેજન આપે.

**શ્લોક ૨૭ મો**—ક્રીડા કરતે, રમતો રમતે, બહુ ઘણો પ્રયત્ન (મહે-નત, શ્રમ) કરતો હતો; (તેથી) સ્મૃતિ અને વૃત્તિ એ બેનો પ્રભાવ (શક્તિ) વધતો હતો. શરીરની કસરતને લીધે મનની સ્મરણુશક્તિ તેમજ હૃદયવૃત્તિની નિર્મલતા વધતાં હતાં. મનનો અને હૃદયગુણુનો શરીરની સુસ્થિતિ જોડે ગૂઢ સંબંધ છે તેથી. નિયમ ગ્રહીને (અભ્યાસ, આચરણુ વગેરે બાબતમાં

ન મેળવી આંખ થયા પ્રભાતમાં,
ન ધ્યાન દીધું કદિ તુચ્છવાતમાં;
ન ક્ષુદ્ર કોના પણ બોલ સાંભળ્યા,
કદાપિ રાખ્યા નહિં ચિત્ત આંબળા. ૨૮

વિધાન કર્માનુસરે કરી કિધી,
ઉપાસના સન્મતિ તે થકી લિધી;
ન સંધિ તેનો કદિ તેમ વીસર્યો,
પ્રગૂઢ તેજૌઘ મુખે સરી ચઢ્યો. ૨૯

નડ્યો ન અન્તર્ગત કે બહારનો,
કદાપિ વિક્ષેપ કિયા પ્રકારનો;
ન થાય આકર્ષિત કોઈ મોહથી,
વહ્યો ન કિંચિત્ વ્યસને વસુ થકી. ૩૦

---

ન્યાયાનુસાર નિયમને સ્વીકારીને ) સુનીતિનું રક્ષણ બટુએ કર્યું; આ સર્વ કારણથી ગુરુનન્દને (ગુરુને આનન્દ પમાડનાર—બટુએ) સુશિષ્ય એ સંજ્ઞા (નામ, પદવી) મેળવી. બધા હેને સુશિષ્ય કહેવા લાગ્યા.

શ્લોક ૨૮ મો—ચરણ ૩. કોઇના પણ હલકા બોલ હેણે સાંભળ્યા નહિં;—સાંખ્યા નહિં એમ અર્થ નથી, પણ સાંભળવાનો પ્રસંગ જ ના આણ્યો;-હેવું હેના સદાચરણ તથા નમ્રતાનું બળ હતું.

ચરણ ૪. આંબળા=કપટના પેચ.

શ્લોક ૨૯ મો—( હેણે ) વિધાનકર્માનુસારે કરીને—વિધિ બતાવ્યા પ્રમાણે—ઉપાસના ( ઈશ્વરની ભક્તિ ) કીધી, તેથી એ સન્મતિ પામ્યો. ( યથાવિધિ ઈશ્વરભક્તિ કર્યાથી સદ્બુદ્ધિ મળે છે). તેમજ તેનો (ઉપાસનાનો) સંધિ (સમય, લાગ પ્રસંગ) કદીએ ચૂકતો ન્હોતો. ('તેનો' ને બદલે 'તેને' છાપનારની ભૂલ્ય છે). તેથી કરીને હેના મુખ ઉપર ગુપ્ત તેજનો ઓઘ (જથ્થો) સરી ચઢ્યો (ધીમે ધીમે ચઢ્યો). તેજસ્+ઓઘ—તેજૌઘ એમ ના થાય. આ વ્યાકરણદોષ છે.

શ્લોક ૩૦ મો—હેને અન્તરનો ( હૃદયનો; આળસ, ઉદ્વેગ વગેરે જેવો ) અથવા બ્હારનો ( કોઇ બીજાઓએ કરેલો ) કોઇ પણ રીત્યનો

ન કામવૃત્તિ નડિ તે સમાધિમાં,
અબંધુ તોયે ન જણાય આધિમાં;
ન અપ્રિયે તે નરનારિમાં થતો,
જગત્ બધાને વિનયે જિતી જતો. ૩૧

સદાવધાન સ્થિરધી સુધીર તે,
વિલક્ષ્ય લક્ષ્યે ચતુર પ્રવીર તે;
વિકર્મ કર્તે પરમાત્મધ્યાનતા,
લિધી અયસ્કાન્ત તણી સમાનતા. ૩૨

---

વિક્ષેપ (અડચણ, વિઘ્ન) ના નડ્યો. ભણવામાં પોતાની અન્તર્વૃત્તિની ખામીઓ ન હોવાથી તેમજ બીજા લોકો વિક્ષેપ કરેજ નહિં (એ હેવો સારો તેથી) અથવા બીજાં કામ કદી કરવાં પડે તોપણ તે યુક્તિસર વખતસર કરીને અથવા હેવી રીતે હેનું વિઘ્નપણું કાઢી નાંખીને વર્તવાથી, અન્તર કે બ્હારનાં વિઘ્ન હેને ન્હોતાં નડતાં.

પ્રેમપૂર્વક અને સતત ઉદ્યોગથી અભ્યાસ કરે ત્હેને કોઇ પણ વિઘ્ન નડેજ નહિં.

ચરણ ૪. 'વહ્યો' ને બદલે 'વહ્યા' એ છાપનારની ભૂલ્ય છે. વ્યસનથી (નિશા વગેરે કોઇ પણ દુર્વ્યસનથી) અથવા ધનના લોભથી એ લગારે તણાયો નહિં, છેતરાયો નહિં.

**શ્લોક ૩૧ મો**—તે સમાધિમાં-અર્થાત્-સરસ્વતીની સેવારૂપ સમાધિમાં; વિદ્યાભ્યાસની નિમગ્નતામાં.

ચરણ ૨. આધિમાં=મનની પીડામાં. અબન્ધુ=બન્ધુ રહિત. માબાપ કોઇ પણ ન્હોતું તેથી.

ચરણ ૩. અપ્રિયે=અપ્રિય પણ.

**શ્લોક ૩૨ મો**—અર્થ જરાક અસ્પષ્ટ છે. પણ કાંઇક આમ હશે:—લક્ષ્ય (આ ઠેકાણે વિદ્યાભ્યાસ તે જ લક્ષ્ય તે) તરફથી વિલક્ષ્ય (ધ્યાન દૂર ગયેલું હેવો) થાય તે વખતે (હેવાં કારણો આવે તો પણ) સદા (હમેશાં) અવધાન (ધ્યાન) માં સ્થિર બુદ્ધિવાળો તે ધીર ચતુર પ્રવીર (ઊંચા પ્રકારનો વીર—વિદ્યાવીર) હતો, તેથી તથા વિકર્મ કરતી વખતે પણ (જગતનાં

વિનિશ્ચિતા વૃત્તિ તથાપિ સત્વમાં,
સુતીક્ષ્ણબુદ્ધિ પણ જાય તત્વમાં,
દૃઢત્વ સાથે ચપલ દ્યુતિ ઘણી,
વધી પ્રભા વિદ્યુતનાથિ તે તણી. ૩૩

અવિઘ્ન સંધ્યા વિધિ યોગ સાધને,
વધ્યૂંજ સામર્થ્ય દિને દિને મને;
હસાવિ વાતે સહુ મિત્ર રાત્રિયે,
સુતેલને વારિ વિના કહ્યે દિયે. ૩૪

---

વિશેષ કર્મો કરતી વખતે પણ) પરમાત્મધ્યાનતા ( બહુવ્રીહિને તા પ્રત્યય— પરમાત્મામાં ધ્યાનસ્થ પણું) એ રાખતા હતા;–જગતના વ્યવહારમાં ગૂંથાયા છતાં પરમાત્મામાં ચિત્ત રાખતા હતા; તેથી પણ અયસ્કાન્ત (લોહચુમ્બક) ની સમાનતા લીધી. જેમ લોહચુમ્બકયન્ત્રમાંની લોહની શળી આડી અવળી ફરે પણ અન્તે ઉત્તરધ્રુવ ભણિજ રૂહે તેમ હેનું પણ ખરું ધ્યાન (લક્ષ્ય) પરમાત્મા તરફ.

શ્લોક ૩૩ મો—પૂર્વાર્ધ—અર્થ સ્પષ્ટ સમઝાતો નથી. પ્રથમ ચરણ પૂર્ણ વાક્ય જેવું જણાતા છતાં તેમાં ક્રિયાપદ જણાતું નથી. બીજા ચરણમાં તેમ પ્રથમમાં પણ 'તથાપિ' અને 'પણ' એ શા શા વચ્ચે વિરોધ બતાવે છે તે જણાતું નથી. જે વચ્ચે પ્રથમદર્શને જણાય છે તે તો ઉલટાં અવિરુદ્ધ અને પરસ્પરાનુગત છે.

ઉત્તરાર્ધ—બટુમાં તેજની ચપલતા સાથે દૃઢતા, સ્થિરતા હતી, તેથી વીજળી, જેમાં તેજની ચપલતા છે પણ સ્થિરતા નથી, ત્હેના કરતાં હેની પ્રભા (તેજસ્વિતા) વધી, ચઢિયાતી થઇ.

શ્લોક ૩૪ મો—પૂર્વાર્ધ—સન્ધ્યાવિધિ અને યોગસાધન ( ખરા યોગસાધન) ને લીધે મનનું સામર્થ્ય વધ્યું. સંયમાદિક ગુણની દૃઢતા પ્રાપ્ત થઇ.

ઉત્તરાર્ધ—રાત્રે પોતાના સહાધ્યાયીઓને ગમ્મતની વાતો કહીને હસાવતો હતો. અને સૂતેલા ગોઠિયાઓને માગ્યા વિના પાણી આપતો હતો. હેતો કામ કરી છૂટનારો પ્રિયકર અને આનન્દી હતો.

ચકોર વિદ્યાભ્યસનોત્સુકત્વથી,
સ્પૃહા સહાધ્યાયકને મહત્ત્વથી;
કરાવતો તે જનમાં પસારિને,
વિનોદ ઇન્દુ સમવૃત્તિ ધારિને. ૩૫

ન ગૌરવે ભિન્ન તથાપિ તે થતો,
વિદક્ષ જાતે પ્રિય બોલતો છતો;
હવિષ્ક્રિયામાં ગુરુને સહાયનો,
ત્વરાથિ રસ્તો સુચવે ઉપાયનો. ૩૬

પટુત્વ તોયે બહુ માન પામિને,
ન ગર્વ ધાર્યો હું વિદગ્ધ જાણિને;

---

શ્લોક ૩૫ મો—પોતાની વિદ્યાભ્યાસમાં ઉત્સુકતાને બળે પોતાના જોડિયાઓનાં મનમાં પણ મહત્વથી ( અર્થાત્, પુષ્કળ ) સ્પૃહા (હોંસ,—ભણવાની) કરાવતો હતો; અને જનમાં (જોડિયા વગેરેમાં ) વિનોદ (આનન્દ) પસારતો હતો; આ રીતે એ ઇન્દુના સમાન વૃત્તિ (આચરણ) કરતો હતો. ચન્દ્ર જેમ આનન્દ અને ઉત્સાહ પસારે છે તેમ એ પણ કરતો હતો. 'ધારીને' એ અપૂર્ણ ક્રિયા મુખ્ય ક્રિયાઓ, 'વિનોદ પસારવો' અને 'સ્પૃહા કરાવવી', ની પૂર્વે કાલક્રમમાં જણાય છે, અને કારણરૂપ જણાય છે; પણ તેમ નથી. બધી ક્રિયાઓ સમકાલીન જ છે; અને સ્પૃહા વધારવી અને વિનોદ કરાવવો એ ક્રિયાઓ તે જ ઇન્દુની વૃત્તિ ધારણ કરવી ત્હેના સમાન છે; હેમાં ને હેમાં વાસ્તવિક અભેદજ છે. આ એક વાક્યાલઙ્કારનો પ્રકાર છે.

શ્લોક ૩૬ મો—તોપણ,—હાવો હસાવનારો, આનન્દ આપનારો, ઉત્સાહક, વગેરે છતાં,—ગૌરવમાં ભિન્ન ન્હોતો થતો; પોતાનું ગૌરવ, ગંભીરતા, છોડતો ન્હોતો; છુછ્છલ્લાપણાની હદમાં ન્હોતો જતો; અને પ્રિય બોલતો હતો છતાં વિદક્ષ ( વિશેષ ડ્હાપણવાળો ) ર્‌હેતો હતો; ખોટી ખુશામતનું પ્રિય ભાષણ ન્હોતો કરતો.

ચરણ ૩. સહાયનો=સહાય કર્તા (બટુનું વિશેષણ).

શ્લોક ૩૭ મો—પટુત્વ હેનામાં હતું ( હુંશિયારી હતી ) તોપણ, અને બહુ માન પામીને પણ, હું વિદગ્ધ (ચતુર) છું એમ ગર્વ ન્હોતો ધરતો.

ન કાળ ચૂક્યો કદિ બ્રહ્મનિષ્ઠ તે,
વિશારદોમાં અધિક પ્રતિષ્ઠ તે. ૩૭

સમાધિ ભેદ પ્રતિવિઘ્ન જો અડી,
બળે જતાં જે કરવા નડી નડી;
થઈ ક્રિયા તે તણિ કાષ્ઠસૂચિની,
ન જાય ભેદ્યો કદિ તે થકી મણિ. ૩૮

ગુંથ્યો ઘણો તે વ્યવસાય પાઠનો,
સમાગમે થાય પુરાંગના તણો;
તપ સ્થિતિ તોપણ જેહ જાળવી,
અખંડિત શ્રી દ્વિજપુત્રની હવી. ૩૯

વિધાન કાર્યે અરુણોદયે ઉઠી,
વિશુદ્ધ તે તત્પર થાય છે મથી;

---

ચરણ ૩. કાળ—ઉપાસના વગેરે સર્વ કર્તવ્યનો કાળ ચૂકતો ન્હોતો. બધું વખતસર કરતો.

ચરણ ૪. વિશારદ=કુશલ.

અધિકપ્રતિષ્ઠ=બહુ પ્રતિષ્ઠા (સુપદવી) પામેલો.

શ્લોક ૩૮ મો—પૂર્વાર્ધ—અર્થ સ્પષ્ટ નથી. કાંઈક આમ તાત્પર્ય છે;—હેની સમાધિમાં વિઘ્નો આવીને નડવાનું બળેથી કરવા જતાં, તો—

ઉત્તરાર્ધ—( તો ) એ વિઘ્નોની ક્રિયા કાષ્ઠસૂચિની ક્રિયા જેવી થતી, ( લાકડાની સોયના જેવી થતી ); હેવી સોયથી મણિ કદી ભેદ્યો ના જાય. અર્થાત્ મણિ ભેદવાને લાકડાની સોય અસમર્થ છે તેમ વિઘ્નો હેની સમાધિનો ભંગ કરવાને અસમર્થ હતાં. સમાધિ=વિદ્યાભ્યાસની લીનતા.

શ્લોક ૩૯ મો—ચરણ ૧. અર્થ સ્પષ્ટ નથી સમઝાતો.

ચરણ ૨. સમાગમે=સમાગમ પણ. નગરની નારીઓનો સહજ પ્રસંગ પડે તોપણ બટુની તપસ્થિતિ ( વિદ્યાભ્યાસ રૂપી તપમાં રહેવાની સ્થિરતા ) જે હેણે જાળવી રાખી, (તેથી) એ દ્વિજપુત્રની શ્રી (શોભા) અખંડિત થઈ.

અભ્યાસક્રમમાં હેવો લીન હતો કે બીજા વ્યવસાયથી અથવા સ્ત્રીઓના આકર્ષણથી એ સ્થિર તપમાંથી ચળ્યો નહિં.

શ્લોક ૪૦ મો—ચરણ ૧. વિધાનકાર્યે=ઉપાસનાવિધિને માટે.

કર્યો પુરો ઇન્દ્રિયનિગ્રહ શ્રમે,
શમાવિ વૃત્તિ તપથી વધ્યા શમે. ૪૦

યમે દમે જે ભ્રમ દૂર કાઢિયો;
વધ્યો મનીષી પણ તે થકી કિયો?
જને કહ્યો ઇન્દ્રયજીત રીતથી,
પરાક્રમે તે વધ્યું ઇન્દ્રિજીતથી. ૪૧

શમ પ્રભાવે વધિ દીર્ઘ દૃષ્ટિ તે,
જુવે સમાન પ્રતિ જીવસૃષ્ટિ તે;
ક્ષમા મિતાહાર મિત સ્થિતિ શ્રમે,
બળ પ્રકાશ્યું નિયમજ્ઞનું ક્રમે. ૪૨

---

ચરણ ૨. વિશુદ્ધ=સ્નાનાદિકથી શુદ્ધ થયેલો, થઇને.

ચરણ ૪. શમે=શમ વડે. તપથી વધેલા શમ વડે (શાન્તિ ગુણે) વૃત્તિ (મનોવૃત્તિને) શમાવી; વૃત્તિયોનો વેગ કબજામાં દાબી રાખ્યો.

શ્લોક ૪૧ મો—

ઉત્તરાર્ધ—હેની રીતથી (વર્તણુક ઉપરથી) હેને લોકોએ ઇન્દ્રિયજિત (જિતેંદ્રિય) કહ્યો, તે પરાક્રમ ઇન્દ્રજિતના કરતાં પણ વધ્યું, ઇન્દ્રજિતનું તો માત્ર દેવ જોડે લઢાઇ કરી વિજય મેળવવાનું પરાક્રમ; આ તો મ્હોટા-મ્હોટાથી ના જીતાય હેવી વસ્તુ—ઇન્દ્રિય (વિષયલોભ)—જોડે યુદ્ધ કરી વિજય મેળવવાનું પરાક્રમ.

શ્લોક ૪૨ મો—ચરણ ૧. શમના પ્રભાવથી દીર્ઘદૃષ્ટિ વધે જ. વિકારાદિકને શમન ન કરનાર અશાન્ત જનને લાંબું સૂઝે નહિં અને વિકારાન્ધ થઈ અકાર્ય કરે.

ચરણ ૩. શ્રમમાં મિત સ્થિતિ—અર્થાત્ મહેનતમાં પણ નિયમિતપણું; હદ ઉપરાંત શ્રમ કરીને નુકસાન ના કરે. એ રીતે તો બળ વધવાને બદલે ઘટે.

ચરણ ૪. એ રીતે નિયમ જાણી નિયમ પાળનાર બહુનું બળ (શારીરિક તથા માનસિક) ક્રમેક્રમે વધ્યું.

તપપ્રસાદે સ્મિતપૂર્વકે સહ્યા,
વિદુર્જનોએ કટુ બોલ જે કહ્યા;
સ્વકાર્ય રક્ષા પરમાર્થસાધને,
ગણી ઘણી નીચ ઉદાત્ત તે મને. ૪૩

પ્રવૃત્ત તોયે ચિતમાં વિરક્તતા;
દૃઢત્વ તોયે અતિ રમ્ય નમ્રતા;
સુષુપ્તિ થોડી મિત હર્ષ શોક તે,
મિતોક્તિ બોલી મિત દૃષ્ટિ રોકતે. ૪૪

વ્રતસ્થ જે સત્ય જ વાણિ ઉચ્ચરી,
કદાપિ નિન્દા પરની નહી કરી;

---

શ્લોક ૪૩ મો—પૂર્વાર્ધ—વિશેષ દુષ્ટ જનો (વિદુર્જનો) એ કહેલાં કડવાં વચન પણ હેણે પોતાના તપના પ્રસાદથી (કૃપાથી–તપથી મેળવેલા ક્ષમા વગેરે સદ્દગુણોની સહાયતાથી) સ્મિતપૂર્વક ખમ્યાં. માત્ર ખમ્યાં એટલું જ નહિં પણ ખમીને દુઃખી ન થતાં સ્મિતમય, આનન્દિત, રહ્યો.

ઉત્તરાર્ધ—ઉદાત્ત (ઉમદા) મન વડે હેણે પરમાર્થસાધન કરવામાં (પરલોકના શ્રેયના સાધનમાં) સ્વકાર્યરક્ષણને (પોતાનો હલકો સ્વાર્થ સાચવવાના કામને) ઘણું નીચ ગણ્યું.

પણ આ સ્પષ્ટ સમઝાતું નથી. પરમાર્થસાધનમાં સ્વકાર્યતો આવેજ. હલકું સ્વકાર્ય—એમ બંધ બેસાડયું છે.

શ્લોક ૪૪ મો—ચરણ ૩. મિતહર્ષશોક–બહુવ્રીહિ સમાસ, મિત (હદમાં રહેલા—માપેલા) હર્ષશોકવાળો.

ચરણ ૪. મિતદૃષ્ટિ–બહુવ્રીહિ. નજર પણ કબજામાં રાખેલી. ન જોવા લાયક વસ્તુ ઉપર નજર પણ ના નાંખે. 'રોકતે' કર્મ નથી જડતું.

આમ કાંઇક થાયઃ—મિત દૃષ્ટિને પણ રોકતે, રોકીને,—અર્થાત–રોકતો અને મિતોક્તિ (મિતવચન) બોલતો. પણ વ્યાકરણદોષ તાણી તૂશીને શમાવવા પડે છે. અને મિતદૃષ્ટિ અને રોકવું એમાં અર્થપુનરુક્તિ આવે છે,—તે તો વખતે બંધ બેસાડાયઃ નિયમિત દૃષ્ટિને પણ જરૂર પડયે રોકીને વધારે સખત કબજામાં રાખતો—એમ અર્થ થાય.

શ્લોક ૪૫ મો—ચરણ ૧. વ્રતસ્થ=વ્રતસ્થે (તૃતીયા).

જણાય વિજ્ઞાન વિહારમાં ઘણું,
તથાપ્યુદાસીનપણું દિલે ધર્યું. ૪૫

વિકારનો સ્પર્શ ન અન્તરે થયો,
ન બ્રહ્મચારી વધુ તે થકી કહ્યો;
વિશેષતા જો વ્યવહારમાં ધરી,
નિવૃત્ત વૃત્તિ હૃદયે ગ્રહી પુરી; ૪૬

જિતેલી નિદ્રા હિમશીત રાત્રમાં,
ઉભો ભિનો શીતળ વારિ માત્રમાં;
વધ્યું ન તે આતપ અંગ સાંખવા,
પ્રતપ્ત અર્કે દ્દઢ જે ઉભો ચુવા. ૪૭

ઉપોષણાન્તે ફળ શુષ્ક ખાઇને,
વિનિદ્ર જે ભૂમિ તળે સમાઇને;
પ્રયાસ ઝાઝો શ્રમથી નહી ગણ્યો,
વશી વિશેષજ્ઞ જને મુખે ભણ્યો. ૪૮

---

ઉત્તરાર્ધ—રમતોમાં કુશળ હતો, છતાં તે તરફ ઉદાસીન ર્‍હેતો; હેમાંજ મચેલો, તલ્લીન, ન્હોતો થઇ જતો.

**શ્લોક ૪૬ મો**—ચરણ ૨. હેના કરતાં કોઇ બીજો વધારે ચઢતો બ્રહ્મચારી કહેવાયો ન્હોતો.

**શ્લોક ૪૭ મો**—પૂર્વાર્ધ—નિદ્રા જીતીને હિમ ઋતુની શીતળ રાત્રિમાં શીતળ પાણીમાં ભીનો ઊભો ર્‍હેતો.

વારિમાત્રમાં—તદ્દન પાણીમાં, લગારે કોરામાં નહિં—અર્થાત્ પૂરો (ગળાસૂધી) પાણીમાં.

ચરણ ૩. તડકો ખમવા અંગ વધ્યું નહિં-એટલે શું ?

**શ્લોક ૪૮ મો**—ચરણ ૨. ભૂમિ ઉપર (વગર પાથરેલી ભૂમિ ઉપર) સૂઇને જે વિનિદ્ર (વિશેષ નિદ્રાવાળો) થઇ સકતો હતો. પાથર્યા વગર ઊંઘ ના આવે એમ નહિં.

અભિન્ન યોગાસન ધૈર્ય ધારિને,
ઉપાસનાન્તે ધર્યું જે વિચારીને;
પ્રકાશ જ્યોતિર્મય તે થકી થયો,
ચિતે પરાત્માપ્રતિમા ધરી રહ્યો. ૪૯

અખંડિત ધ્યાન ધર્યું પદામ્બુજે,
વિનિશ્ચિતા દૃષ્ટિ કરી પ્રસિદ્ધ જે,
વ્રત ગ્રહ્યું સંયમ તે અનૂપનું,
થયું સ્વતઃ જ્ઞાનજ આત્મ રૂપનું. ૫૦

ન મૌનવૃત્તિ પ્રતિ ભેદ જે થયો,
ચુવા વિષે તે મુનિના પદે ગ્રહ્યો;
વિભાવ ઉદ્દભૂતિ તણા પ્રસારનો,
ભવિષ્યદર્શી જણવેજ ક્યારનો. ૫૧

---

ચરણ ૩. શ્રમ કરવામાં જે પ્રયાસ ગણુતો ન્હોતો; જેને અણુગમતી મહેનત પડતી ન્હોતી.

ચરણ ૪. વિશેષજ્ઞ—'જન'નું વિશેષણુ. વિશેષ (સારા ખોટાનો ભેદ, ગુણુ) સમજનાર.

શ્લોક ૪૯ મો—વિચાર કરીને જે યોગાસન ઉપાસના વખતે ધરેલું તે આસન ઉપાસના પૂરી થયા પછી પણુ, ધૈર્ય રાખીને, અભિન્ન રાખેલું:-ઉપાસના થઇ રહી કે અધીરા થઇને બાંધેલું આસન છોડી ના દેતાં, લાંબા વખત સુધી આસન કાયમ રાખી ધ્યાનસ્થ રહેતો; એટલે તે થકી જ્યોતિર્મય પ્રકાશ (પરમાત્માના દર્શનનો) થતો, અને ચિત્તમાં પરમાત્માની મૂર્તિ (સ્વરૂપ-મૂર્ત નહિં પણુ મનથી જણાય હેવું) ધરી રહેતો. પરમાત્માનો આધ્યાત્મિક સાક્ષાત્કાર માત્ર ઉપાસના અને ધૈર્યયુક્ત ધ્યાનને લીધે થતો.

શ્લોક ૫૦ મો—ચરણુ ૧. પદામ્બુજે—પરમાત્માના પદામ્બુજે.

ચરણુ ૨. દષ્ટિમાં જે નિશ્ચિતપણું પ્રકટ કરતો હતો.

શ્લોક ૫૧ મો—ચરણુ ૧. મૌનવૃત્તિમાં કદી ભેદ (ભંગ) ના થયો.

ચરણુ ૨. બધા પુસ્તકોમાં હેને મુનિપદ મળ્યું.

વિનાશ જે અન્તર અંધકારનો
થયો ખશીને પટ દુર્વિકારનો
નિતાન્ત તેના તપનો પ્રતાપ તે,
થયો પુરો જે યજનક્રિયા થતે. ૫૨

પ્રયત્નથી જે પરમાર્થ સાધતે,
પુરી દયાભાવ સમાનતા થતે,
સુવૃક્ષ સીંચી દઇ દીન દાન તે,
ધર્યું યતિનું પરિપૂર્ણ માન તે. ૫૩

પ્રસિદ્ધ જે સંયમ પુણ્ય તેજનો,
ચિદાન્તરે જ્યોતિ સમૂહ ઊપન્યો,
થયો ખરો કારણ ભૂત શક્તિનો,
બતાવવા સત્પથ માત્ર મુક્તિનો. ૫૪

---

ઉત્તરાર્ધ—ઉદ્‌ભૂતિ (અભ્યુદય)ના પ્રસારનો, ભવિષ્ય દેખાડનારો વિભાવ (મહિમા)-અર્થાત્ ભાવિ અભ્યુદયનો મહિમા કરનારનોએ (બટુનાં આ બધાં સદાચરણો અને તપશ્ચર્યાદિક પરાક્રમોના થોડાકજ વખતમાં) જણાઇ ગયો હતો.

**શ્લોક ૫૨ મો**—ચરણ ૪. જે—જે અન્તરાન્ધકારનો વિનાશ.

**શ્લોક ૫૩ મો**—ચરણ ૧. સાધતે—સાધીને, સાધવાથી. (હેનો કાર્યકારણસંબન્ધ ૪ થા ચરણમાંના 'માન ધર્યું' સાથે છે.)

ચરણ ૨. દયાભાવની સમાનતા, દયાભાવને લીધે સર્વને સરખાં ગણવાની વૃત્તિ થતે-થઇને, થવાથી. (આ પણ 'માન ધર્યું' જોડે સંબદ્ધ છે.)

ચરણ ૩. સુવૃક્ષને સીંચીને, અને દીનજનને દાન દઇને.

ચરણ ૪. ઉપર બધાં કહેલાં યતિનાં લક્ષણને લીધે એ યતિપણાનું માન પામ્યો; યતિ ગણાયો.

**શ્લોક ૫૪ મો**—સંયમ અને પુણ્યના તેજનો પ્રસિદ્ધ જ્યોતિસમૂહ જે હેના ચિત્ (ચૈતન્ય-આત્મા) ની અંદર ઉત્પન્ન થયો તે મુક્તિનો સારો રસ્તો બતાવવા, (અને) શક્તિનો કારણભૂત થયો. આમ અન્વય છે.

તજી પ્રવૃત્તિ ધરિ સત્ય સામટી,
ગ્રહ્યું નહીં પાતક કર્મ નામથી,
પ્રતિક્ષણે પાવક લેઇ સન્મતિં,
સ્વભાવથી વિપ્ર વર્યો સરસ્વતી. ૫૫

અથાધ્યયાન્તે ગૃહભૂમિકા થકી,
સુવાટિકામાં જઈ એકવારકી,
વળે શ્રમે દૃષ્ટિ કરી ઘણી મિઠી.
સુકોમલાંગે ગુરુનન્દિની દિઠી. ૫૬

---

તાત્પર્ય એ છે કે સંયમ (મનોનિગ્રહ)ને લીધે નિષિદ્ધકર્મથી દૂર રહીને અને પુણ્યકૃત્ય કરીને,—વિધિનિષેધ પાળવાથી–જે આત્મામાં જ્ઞાનમય જ્યોતિ ઉત્પન્ન થયો તેથી હેને મુક્તિનો ખરો માર્ગ જણાયો, તેમજ હેનામાં શક્તિ (સામર્થ્ય—સત્કાર્ય કરવાની અને દુષ્કાર્ય તજવાની શક્તિ ) ઉત્પન્ન થઇ; moral power આવી. ચિદાન્તરે–આ રૂપ અશુદ્ધ છે. ચિદન્તરે ખરું થાય. ચિત્=ચૈતન્ય; અથવા બુદ્ધિ છે. ભીમરાવે 'ચિત્ત' ના અર્થમાં ગણ્યો લાગે છે અને સંધિ અશુદ્ધ કર્યો છે. આ પ્રકારનો જ દોષ સર્ગ ૧૧ શ્લો. ૬ માં ( ચિદોર્મિ ) તથા આ સર્ગના શ્લો. ૮૩ માં ( હૃદાન્ત ) જણાય છે.

**શ્લોક ૫૫ મો**—ચરણ ૧. પ્રવૃત્તિ ( ધર્મવિમુખતા કરાવનારી જગત્ માં વ્યવસાયની પ્રવૃત્તિ ) તજી, અને સત્ય પ્રવૃત્તિ ( ધર્મમાં વ્યાપૃત થવાની પ્રવૃત્તિ ) સામટી ધરી ( પૂરેપૂરી આદરી. )

ચરણ ૩. અર્થ નથી સમઝાતો.

ચરણ ૪. પોતાના ગુણથી એ વિપ્ર સરસ્વતીને વર્યો; સરસ્વતીને હેણે પોતાની–સ્વવશ–કરી લીધી.

**શ્લોક ૫૬ મો**—ચરણ ૧. અથાધ્યયાન્તે—અથ ( હવે ) અધ્યય ( અધ્યયન. અભ્યાસ)ને અન્તે.

હવે એક દહાડો ભણી રહ્યા પછી ( તે દિવસનો અભ્યાસ થઇ રહ્યા પછી ) ઘરમાંથી ( ઘરની ) વાડીમાં ગયો તે વખત ત્હાં એ બટુએ સુકોમલ અંગવાળી ગુરુપુત્રી દીઠી. આમ તાત્પર્ય છે.

પિતા પ્રતિષ્ઠા વધવા સ્ત્રિયો તણી,
ભણાવિ વિદ્યા તનયા રુચે ઘણી;
વિનમ્રતાથી સહુ બંધુ સેવતા,
જણાઇ જેવી કુલકેરિ દેવતા. ૫૭

નવું નવું યૌવન રમ્ય અંગને,
વિશેષ જે સ્પષ્ટ કરે ભરી મને;
સદા સલૂણી ઘટિ પ્રેમ આર્દ્રતા,
જગત્ વિષે જે થકિ જન્તુ જીવતા. ૫૮

---

ચરણ ૨. એક વારકી=એક વખત. વિશેષણ ગુરુપુત્રીને લાગુ પડે છે પણ અર્થસંબન્ધ બટુ સાથે છે. બટુએ એક વારકી ગુરુપુત્રીને દીઠી. એમ અર્થ છે.

ચરણ ૩. મીઠી દૃષ્ટિ કરીને દીઠી–મીઠી દૃષ્ટિ કરનાર બટુ એમ વ્યાકરણસંબન્ધ રાખતાં તો થાય છે. પણ વખતે ગુરુનન્દિની દૃષ્ટિ કરનાર એમ પણ તાત્પર્ય હશે. એમ હોય તો 'દૃષ્ટિ કરી'=દૃષ્ટિ કરીને ઉભી રહેલી એમ અર્થ લેવો જોઇશે.

વળે શ્રમે—અર્થ સમઝાતો નથી. શ્રમ (દહાડાના અભ્યાસનો) જરા બાગમાં ફર્યાથી વળે–એમ કરીને ગયેલો. આમ હોય તો કોણ જાણે. પણ એમ અર્થ આણતાં બહુ શબ્દો તથા અર્થ ગાંઠના આણવા પડે છે તથા વ્યાકરણદોષ (વાક્યરચનાના દોષ) આવે છે.

ચરણ ૪. સુકોમલાંગે=સુકોમલ અંગ વડે યુક્ત–અંગવાળી.

**શ્લોક ૫૭ મો**—ચરણ ૧. પિતા=પિતાએ (તૃતીયા) પૂર્વાર્ધ—પિતાએ, સ્ત્રીઓની પ્રતિષ્ઠા વધવા માટે, (હેને–પુત્રીને) વિદ્યા ભણાવી (હતી); (કેમકે) તનયા (પુત્રી)–હેને–ઘણી રુચે (રુચતી હતી), વ્હાલી હતી.

ચરણ ૩. બંધુ—હેના પોતાના સગા ભાઇયો. અથવા બાપના શિષ્યો. પ્હેલો અર્થ લેતે માની લેવું પડે છે કે હેને ઘણા ભાઇ હતા. બીજો અર્થ લેતે વાંધો આવે છે કે ત્હારે બટુએ આટલે દહાડે પ્હેલી વારકીજ કેમ દીઠી.

**શ્લોક ૫૮ મો**—પૂર્વાર્ધ—રોજ રોજ નવી નવી ખૂબી પ્રકાસતું એ ગુરુપુત્રીનું અભિનવ યૌવન હેના રમ્ય અંગને વિશેષ સ્પષ્ટ કરતું હતું;—અંગના અમુક ભાગને વિકાસ પમાડી પરિસ્ફુટ કરતું હતું.

થયું પૂરું અભ્યસન ક્રિયા થકી,
વિનિર્મલ જ્ઞાન ધૃતિ શ્રયેટકી;
પ્રકાશ્યુ તેથી બહુ સુન્દરી તણું,
સુરૂપ ને હુહાપણુ તેમ તે ઘણું. ૫૯

સુવૃત્તિ જે સન્મતિજન્ય નીપની,
યથાક્રમે સત્કૃતિ તે વડે બની;
સુવર્ણ અંગે ઉર જેમ ઊજળું,
સદાય શુદ્ધાન્તર તેમ તે તણું. ૬૦

---

બીજા ચરણમાંના 'જે' નો સાપેક્ષ જડતો નથી; વ્યાકરણદોષ જ છે. 'જે' નિરર્થકવત્ લાગે છે.

તેમજ 'ભરી મને' એ શબ્દોનો અર્થ નથી સમઝાતો.

ઉત્તરાર્ધ—એ સદા સલૂણી ( લાવણ્યયુક્ત ) હતી; અને જે થકી (જે વડે) સર્વ જન્તુ જીવે છે ( સર્વ પ્રાણીનું જીવનતત્ત્વ જે છે ) તે પ્રેમાર્દ્રતા ઘટી (ઘટતી, યોગ્ય) હેનામાં હતી. આમ કાંઇક અર્થ હશે એમ ક્લિષ્ટ રચનામાંથી ઝાંખું ઝાંખું જણાય છે. પ્રેમ વડે જ જગત્ ટકયું છે એમ તત્ત્વ ૪ થા ચરણનું છે.

**શ્લોક ૫૯ મો**—ચરણ ૨. શ્રય વડે ધૃતિ ટકી–અહિં 'શ્રય'નો અર્થ નથી સમઝાતો.

**શ્લોક ૬૦ મો**—ચરણ ૨. યથાક્રમે–ક્રમ પ્રમાણે. મતલબ કે સન્મતિથી સદ્વૃત્તિ ઉત્પન્ન થાય અને સદ્વૃત્તિથી પછી સત્કૃતિ ઉપજે; એ નિયમનો ક્રમ.

ચરણ ૩. જે'નું સુન્દર વર્ણ વાળા અંગમાં હેનું ઉર (છાતીનો ભાગ)

ઉત્તરાર્ધ—બ્હારનું ઉર ઊજળું હતું તેમજ અંદરનું હૃદય પણ નિર્મળ હતું.

'શુદ્ધાન્તર' એ સન્ધિ છે ત્હેની બહુ અડચણ નથી; પણ 'શુદ્ધ' તે વિધેય ( predicate ) છે અને 'અન્તર' તે 'ઉદ્દેશ્ય' ( subject ) છે તેથી આમ સન્ધિ કરવામાં દોષ થોડોક આવે છે; સન્ધિ સમાસનુંજ ભાન આપી દેછે તેથી.

વિધિ પ્રકારે નિજ ધર્મ પાળતાં,
મનોવિકારો થકિ ચિત્ત વાળતાં;
થઇ પરાભક્તિની પૂર્ણ જે સ્થિતિ,
અહીંજ પામી યુવતી પરાગતિ. ૬૧

પ્રયત્નથી નિગ્રહ વૃત્તિયો તણો,
તપપ્રભાવે નિયમે કર્યો ઘણો;
પ્રવૃત્ત શાસ્ત્રે થઇ સૂક્ષ્મ બુદ્ધિ તે,
પરાત્મમૂર્તિ ચિત પામિ વૃદ્ધિ તે. ૬૨

ઉભી કુમારી તનુ યુક્ત જે ભર્યું,
સમારિને લોહિત વસ્ત્ર તે ધર્યું;
અનાથની ભૂતળમાંહિ કામદા,
જણાઇ વેશે જયમ બીજિ શારદા. ૬૩

---

શ્લોક ૬૧ મો—ચરણ ૪. અહિંજ=આ લોકમાંજ. પરાગતિ મરણ પછી મળે. પણ આ યુવતીને તો ધર્મ પાળવાથી અને વિકારો રોકવાથી, પરાભક્તિ (ઉત્તમ પ્રકારની ભક્તિ)ની સ્થિતિથી પરાગતિ (ઉત્તમ આત્માની ઉન્નતિ) અહિંજ મળી.

શ્લોક ૬૨ મો—વૃત્તિનિગ્રહથી અને શાસ્ત્રના સૂક્ષ્મ અભ્યાસથી એ યુવતીના ચિત્તમાં પરમાત્માની મૂર્તિ સ્પષ્ટતર પ્રકાશી. આમ અર્થ છે.

ચરણ ૩. તે સૂક્ષ્મબુદ્ધિ (બહુવ્રીહિ–સૂક્ષ્મ બુદ્ધિવાળી) યુવતી શાસ્ત્રમાં (શાસ્ત્રાભ્યાસમાં) પ્રવૃત્ત થઇ.

ચરણ ૪. તે=તેથી.

શ્લોક ૬૩ મો—પૂર્વાર્ધ—તનુયુક્ત (પોતાના શરીરને છાજતું) જે વસ્ત્ર ભર્યું હતું (ભરતકામથી ભર્યું હતું) તે લોહિત (લાલ) વસ્ત્ર ઊભી રહેલી કુમારીએ સમારીને (સુઘડતાથી ઠીક ઠાક કરીને) ધર્યું (પ્હેર્યું હતું.)

અથવા—

કુમારી ઊભી હતી; અને હેનું તનુ (શરીર) યુક્ત (યોગ્ય રીતે) ભર્યું (ભરાવવાળું, વિકસિત અવયવોવાળું;) હતું; અને હેણે લાલ રંગનું વસ્ત્ર

વિલોકી વર્ણીતનુજે નિહાળિને,
ઉઠયોજ ત્યાંથી પણ વૃત્તિ વાળિને;
પ્રસૂતિ પામ્યો બહુ અગ્નિ અન્તરે,
વિચાર શીર્ષે ભ્રમ ખાઇને ફરે. ૬૪

વિમાશિ કન્યા પણ શિષ્ય જોઇને,
વિલજ્જિતાંગે ધૃતિ માત્ર ખોઇને;
સમક્ષ જે આતુર ચિત્ત ના ઠરે,
પદાબ્જ ધીરે ગણુતી સદે ભરે. ૬૫

---

સમારીને ( સુવ્યવસ્થિત કરીને; સુઘડતાથી પાટલી, છેડા, વગેરે ગોઠવીને ) પ્હેર્યું હતું.

આમ અર્થ કરવામાં 'જે' ( પ્રથમ ચરણમાંનો ) નિરર્થક પડે છે. બીજા ચરણમાંનો 'તે' તો પાદપૂરણાર્થ તેમજ કાવ્યોચિત રૂઢિને અનુસાર આવી સકે. એ 'જે'નો સાપેક્ષ તો નહિંજ થાય. પ્રથમ કહેલો અર્થ કરવા જતાં પણ બે મુશ્કેલીઓ આવે છે. ( ૧ ) 'ઊભી કુમારી' એ વાકયનો પછીના વાકય જોડે સંયોજક શબ્દ જ નથી. (૨) 'ભર્યું' હેનો ભરતકામથી ભરેલું હેવો અર્થ કવિના મનમાં હશે કે કેમ તે સંશય પડતી વાત લાગે છે; જરાક બહુ અણધાર્યો અર્થ લાગે છે તેથી.

**શ્લોક ૬૪ મો**—ચરણ ૧. વર્ણીતનુજ=વર્ણીનો છોકરો, ( બટુ ). વર્ણી=વેદાધ્યાયી (મૂળ અર્થ બ્રહ્મચારી; અને બ્રહ્મ=વેદ, અથવા, વેદાભ્યાસ માટેનું વ્રત).

ચરણ ૨. (હેને જોઇ) પણ વૃત્તિને વાળીને (સ્ત્રીને જોવાનું કામ ખોટું કરીને મનોવૃત્તિને પાછી ફેરવીને ) ત્યાંથી એ ઊઠી ગયો.

તોપણ—

ઉત્તરાર્ધ—હેના અન્તરમાં અગ્નિ ( કામાગ્નિ ) બહુ પ્રસૂતિ પામ્યો (ઉત્પન્ન થયો); અને માથામાં વિચાર ભમીને-ભ્રમ ખાઇને, ચક્કરી ખાઇને. ઘૂમી જઇને-ફરતા હતા.

શ્લોક ૬૫ મો—ચરણ ૧. વિમાશી=વિચારમાં પડી.

ચરણ ૨. વિલજ્જિતાઙ્ગે=અંગમાં ( મનમાં અને તેથી બહારના લાગથી જણાય માટે શરીરમાં ) લજવાયલી.—આમ અર્થ કરતાં સંધિ કરવા-

ગયા દિને એ ક્ષણુ વીતોં કેટલા,
ગણાય અંગુષ્ઠ વડે જ તેટલા;
ન ધ્યાન અભ્યાસ વિશેષમાં રહ્યું,
શરીર સૂકૂં થઇ શિષ્યનું ગયું. ૬૬

જણાવિ ચિન્તા ગુરુ જોઈને કહે,–
કૃશાંગમાં પુત્ર શું દુઃખ તું સહે?
થયા તને વા ગ્રહ કોઈ ઊલટા?
ગઈ ઉડી ક્યાં વપુ વેશની છટા? ૬૭

---

થી પાછો (શ્લોક ૬૦ ની ટીકામાં બતાવેલા પ્રમાણે) અવિમૃષ્ટવિધેયાંશત્વ દોષ આવે છે. તો આમ અર્થ થાય—

વિલજ્જિત અંગમાં (જાત્યમાં) સર્વ ધૃતિ ખોઇને. શરમાઇ ગયેલી જાત્યે (અર્થાત્—હૃદયે) સર્વ ધૈર્ય ખોઇને.

ઉત્તરાર્ધ–જે (કન્યા) આતુર (કામથી આતુર થયેલું) ચિત્ત ના હરે (તેથી) સમક્ષ (એ બટુની નજર આગળ) ધીરે ધીરે પોતાનાં પગલાં ગણતી, પણ મદથી, પગલાં ભરતી હતી.

વિવશસ્થિતિની સાથે મદ સંભવતો નથી. તેથી 'મદે' એ અયોગ્ય લાગે છે.

**શ્લોક ૬૬ મો**—અંગૂઠા ઉપર (અંગૂઠાને વેઢે) પણ ન ગણાય એટલા (અર્થાત્ ત્રણથી પણ ઓછા–એક બે) દિવસ એ ક્ષણ (=એ ક્ષણને; એ વાત બન્યાને; આમ કન્યા દીઠાને) વીત્યા એટલામાં તો બટુનું ધ્યાન ભણવામાંથી ખસ્યું, અને દૂબળો થઇ ગયો.

**શ્લોક ૬૭ મો**—ચરણ ૧. (એ) જોઇને ગુરુ ચિન્તા જણાવીને (હેને) કહે છે.

ચરણ ૨. દુઃખને લીધેજ અંગ કૃશ થયેલું, પ્રથમથી કૃશ અંગ નહિં; છતાં કાર્યકારણનો કાલક્રમ દૂર ફેંકી બંનેનો વિપર્યય કરી અથવા તો સમકાલીન કરી 'કૃશાઙ્ગમાં દુઃખ સહે' કહ્યું છે એ એક જાત્યનો વાક્યાલઙ્કારજ છે. અંગ્રેજીમાં હેને prolepsis કહે છે.

વિચારિ કિંવા ગત માત તાતને,
વદાય એવી નહિ કાંઈ વાતને;
ન વસ્તુ દેખી કંઈ અર્થની કને,
રખે દુખી થા ગણિ બંધુ તું મને. ૬૮

પ્રસન્ન વાણી ગુરુ હાર્દની સુણી,
ચિદાર્દ્રવૃત્તિ થઇ ભારિ તે તણી;
પદે નમીને કહ્યું આર્ય તે વિષે,
ન ચેતના મારી લગાર તો વસે. ૬૯

સગાં સ્વબંધુ તજિ એકલો મુકયો,
ન તારી આજ્ઞા પણ એક હું ચુકયો;
ન કર્કશે બોલ કદાપિ તેં કહ્યો,
પિતા જતે તાત તું જન્મનો થયો. ૭૦

---

શ્લોક ૬૮ મો—ચરણ ૨. 'અથવા' એ શબ્દ આ વાકયની પૂર્વે અધ્યાહાર્ય છે. 'વાતને' એ પ્રથમ ચરણમાંના 'વિચારી'નું કર્મ છે.

ચરણ ૩. અર્થની=ત્હારે કામની, ઉપયોગની, જોઇતી.

ચરણ ૪. મ્હને તું બંધુ જેવો ગણજે, અને માટે રખે તું (ઉપરનાં ચરણોમાં કહેલાં કરણોથી) દુઃખી થતો.

શ્લોક ૬૯ મો—ચરણ ૧. ગુરુહાર્દની=ગુરુના હૃદયગત અર્થની.

ચરણ ૨. ચિદાર્દ્રવૃત્તિ=ચૈતન્યમય અને આર્દ્ર; ફરી જાગૃતચેતન થયેલી અને ભાવથી આર્દ્ર થયેલી હેવી વૃત્તિ (મનની વૃત્તિ).

ઉત્તરાર્ધ—પગે નમસ્કાર કરી બટુ બોલ્યો:—"આર્ય ! એ બાબતોમાં મ્હારી ચેતના (મ્હારા મનની વૃત્તિ) વસતીજ નથી." અર્થાત્ એ કાંઈ હું મનમાં આણતોજ નથી.

શ્લોક ૭૦ મો—ચરણ ૧. સગાં સ્વબન્ધુએ તજીને મ્હને એકલો મૂક્યો.

ચરણ ૩. ત્હેં કદાપિ કર્કશ બોલ પણ કહ્યો નથી.

કર્કશે બોલ=કર્કશ બોલ પણ. આ રીતે 'એ' મેળવી દેવાની રીત જરા વિલક્ષણ છે.

ચરણ ૪. પિતા જતે=પિતા મરી જતે. જન્મનો=આખી જિંદગી સુધીનો.

વધારિ કહેતે પ્રણયાશ્રુ આંખથી,
પડ્યાં જઇ ભૂમિ શમાવિયાં મથી;
ઉઠી દ્વિજન્માતનય ત્વરા કરી,
ગયો મુકી વિસ્મિત વિપ્રને વળી. ૭૧

બિજે દિને આશ્રમ તે પ્રભાતમાં,
મુકેલિ પત્રી ગઇ શિષ્યહાથમાં;
વધ્યો ચિતે ઊર્મિ વિચારિ વાંચતે,
રહ્યો અધૂરો વચમાંથિ પાઠ તે. ૭૨

"વિમાશિ જાતે કૃશ થાય તું ઘણો,
પરન્તુ જાણે નહિ ભેદ હું તણો;
શું અન્તરે આ ઘુમરાય ચેતના,
જણાવું કોને વધિ જાતિ વેદના" ૭૩

લખ્યું કરી ચિંતન તે ફરી ફરી,
ચુવા ગયો બાહર સાંજની ઘડી,

---

શ્લોક ૭૧ મો—પૂર્વાર્ધ—વધારીને (પોતાની વાત આગળ વધારીને) કહેતે (કહેવા જતાં), મથીને (પ્રયત્ન કરીને) શમાવ્યા (રોક્યા) છતાં પ્રણયાશ્રુ (સ્નેહજનિત આંસુ) જઇને ભૂમિ ઉપર પડ્યાં.

ચરણ ૩. દ્વિજન્માતનય=બ્રાહ્મણ પુત્ર. પેલો બટુ.

ચરણ ૪. વિપ્રને=બ્રાહ્મણને. પેલા ગુરુને ગુરુને આશ્ચર્યમાં મૂકીને પોતે ઊઠીને જતો રહ્યો.

શ્લોક ૭૨ મો—પૂર્વાર્ધ—બીજે દિવસે પ્રભાતમાં તે આશ્રમમાં મૂકેલી ચિઠ્ઠી શિષ્યના (પેલા બટુના) હાથમાં ગઈ.

શ્લોક ૭૩ મો—ચરણ ૩. આ અન્તરે=આ, અર્થાત્ મ્હારા હૃદયમાં.

આ શ્લોક સાદી પણ સુન્દર ભાષામાં, હૃદયવેધક ભાવ સાદા નિષ્કપટ વચનથી પ્રકટ કરે છે, તે નિર્દોષ બ્રાહ્મણકન્યાને યોગ્ય જ છે.

શ્લોક ૭૪ મો—ચરણ ૧. જે ચિઠ્ઠીમાં લખેલું હતું ત્હેનું ફરી ફરી ચિન્તન કરીને, વિચાર કરીને.

પડે ઉંચે અન્તર બારિ બાગમાં,
ઉભો ખરૂં સ્થાનક ખોળી લાગમાં. ૭૪

નવી વૃષામાં તરુવલ્લરી ઝીલ્યાં,
શિરીષ ને જૂઈ સુવાસથી ખીલ્યાં;
વિલોકિ એવી નવ સૃષ્ટિ સત્વરે,
મદે મનોવૃત્તિ નવી થઇ ખરે. ૭૫

થઇ પુરી તે રમણીયતા તણી,
ઉભી રહી શું પ્રતિમા જ તે બની;
ચતુર્દિશે આતુર દૃષ્ટિ ફેરવી,
સુતા દિઠી વર્ણિનિ નેત્ર ઠેરવી. ૭૬

વદ્યો–"પ્રિયા એ તુજ ક્લિષ્ટ કલ્પના,
તું અર્થ વેઠું કંઈ કષ્ટ અલ્પ ના;
ન જાણું તારો પણ ભાવ તે થકી,
ન ગુપ્ત વૃત્તિ વદવું વદી સકી. ૭૭

---

ચરણ ૩. ગુરુના ઘરની ઊંચે રહેલી (ઊંચી) અન્તરબારી (પાછલા ભાગની બારી) લાગમાં (લાગસર) પડતી હતી; બાગમાં પડતી હતી; ત્યહાં.

શ્લોક ૭૬ મો—રમણીયતાની પૂરેપૂરી પ્રતિમા જ બનીને થઇ રહેલી હેવી એ વર્ણીની (પેલા ગુરુની) સુતા (પુત્રી) ચારે દિશાએ આતુર દૃષ્ટિ ફેરવતી (પેલો બટુ કાંઇ નજરે પડે છે કરીને નજર બધે ફેરવતી) ઊભેલી બટુએ નેત્ર ઠેરવીને (ધારી ધારીને) દીઠી.

શ્લોક ૭૭ મો—ચરણ ૧. એ તુજ (ત્હારી) કલ્પના (શ્લોક ૭૩ માં સચવેલી) ક્લિષ્ટ છે, ખોટી રીતે કરેલી છે. મ્હને ત્હારા દુઃખની કાંઈ કદર નથી એમ તું માને છે તે ખોટું છે.

ચરણ ૨. હું ત્હારે અર્થે કાંઈ અલ્પ કષ્ટ નથી વેઠતો.

ઉત્તરાર્ધ—વદવું (કહેવાની વાત) ગુપ્ત વૃત્તિયે (છાની રીતે) ન વદી સકી (ન કહી સકાયાથી) ત્હારો ભાવ હું નથી જાણતો, પણ તેથી હું કાંઈ ત્હારે અર્થે ઓછું કષ્ટ ખમું છું એમ નથી. એમ બીજા ચરણ જોડે વાક્ય બંધાયાનું છે. આમ અર્થ કાંઈક લાગે છે. પણ જરાક ક્લિષ્ટ લાગે છે.

પરન્તુ જાણી સ્થિતિ તારી તે પછી,
વધી ગઈ અન્તર વેદના વશી;
સકયો ન તે હું પણ દાબિ રાખવા,
તને જ ખોળું મુખ દીન દાખવા. ૭૮

સમાન જો ઉન્નતિ કે વિપત્તિમાં,
અશક્ત કે તે જન હોય શક્તિમાં;
સ્વતંત્ર હો કે અથવા અધીનતા,
સદા ગણી યાચકકેરી દીનતા. ૭૯

તને દિઠે આ જનકેરિ જાચના,
મુખે થકી નીકળિ જેહ તું વના,
રહેલિ અન્તર્ગત ગુપ્ત તેમ તે,
મહાગ્નિજ્વાળા વશિ કાષ્ઠ જેમ તે. ૮૦

---

શ્લોક ૭૮ મો—ચરણ ૨. વશી=વશેલી. ચરણ ૩. હું પણ—મ્હારા જેવો સંયમી પણ. ચરણ ૪. દાખવા=દાખવવા, બતાવવા.

શ્લોક ૭૯ મો—યાચકની હમેશાં દીનતાજ ગણાઈ છે;—પછી તે ઉન્નત સ્થિતિવાળો હો કે વિપત્તિવાળો હો; અશક્ત હો કે શક્તિવાળો હો. સ્વતન્ત્ર હો કે પરાધીન હો; પણ યાચક થયો એટલે બંને પક્ષે સરખી રીતે જ દીન જ થાય છે.

ચરણ ૧. સમાન—સરખી રીતે. (ઉન્નતિમાં કે વિપત્તિમાં, અશક્ત કે સશક્ત વગેરે બંને પક્ષમાં સરખી રીતે.)

ચરણ ૨. તે જન શક્તિમાં હોય=તે માણસ શક્તિવાળો હોય.

ચરણ ૩. અધીનતા—હેની પૂર્વે 'હેને' હેવો શબ્દ ગાંઠયનો ઉમેરવો પડે છે. વ્યાકરણદોષ છે. 'સ્વતન્ત્ર' વિશેષણ અને 'અધીનતા' નામ છે તે બંનેને સ્હામસ્હામાં તાજવામાં મૂક્યાં છે તે બરોબર નથી.

બધા માણસો ગમે તે સ્થિતિના હોય પણ જે વખત કોઇની કને માગવા જવું પડે, યાચક તરીકે જવું પડે, એટલે દીન થવું જ પડે.

શ્લોક ૮૦ મો—આ જનની (=મ્હારી) જાચના (પ્રાર્થના, માગણી, ઇચ્છા) જે તું વિના (ત્હારી ગેરહાજરીમાં) મ્હારા મુખમાંથી નીકળતી હતી

થઇ સુધારા પણ વારિકેરિ તે,
તને ગ્રહે જો સહુપાસ ઘેરિ તે;
સમક્ષ મારે સુમુખી તું જ્યાં સુધી,
પયોદને પ્રેરતિ જેમ કૌમુદી. ૮૧

અરે નવું શું કહું એમ આપણું,
સમાન અન્તઃકરણ શ્રમે બન્યું,
પ્રવાત વંટોળ તણી સ્થિતિ બધી,
તું પામી તેમાં વનવલ્લિની ગતિ. ૮૨

---

તે ત્હને દીઠે (ત્હારી સમક્ષ આવતાં)—આટલા દિવસ સૂધી—કાષ્ઠમાં અગ્નિની જ્વાળા રહે છે તેમ મ્હારા અન્તરમાં ગુપ્ત રહેલી હતી.

શ્લોક ૮૧ મો—અર્થ સ્પષ્ટ નથી સમઝાતો, પણ કાંઇક આમ હશેઃ-

પૂર્વાર્ધ—પણ જો એજ પ્રાર્થનાની મહાગ્નિજ્વાળા ત્હને સહુપાસ ઘેરીને ગ્રહે (પકડે),-અર્થાત્, મ્હારી મનની ઇચ્છા જેવી ત્હારી પણ હોય-તો તે પાણીની સુન્દર ધારા સમાન શીતળ સુખકર થઇ (થઇ ગણવી; થવાની).

ઉત્તરાર્ધ—હે સુમુખી ! જ્યહાં સૂધી તું મ્હારી સમક્ષ છે, ત્યહાં સૂધી જેમ કૌમુદી પયોદને પ્રેરતી (પ્રેરે), ચાંદની મેઘને પોતાના પ્રકાશથી દીપ્ત કરે (તેજથી પ્રેરણા કરે, અર્થાત્, તેજથી નવીન ચેતનાયુક્ત કરે), તેમ છે. "તેમ છે" એટલા શબ્દ અધ્યાહાર્ય લેવા પડશે. તેમ છે—અર્થાત્—તે રીતે તું મ્હને પ્રેમના પ્રકાશથી નવીન ચેતનાયુક્ત કરીશ.

અથવા નીચેના (૮૨મા) શ્લોકના પૂર્વાર્ધ જોડે આ ઉત્તરાર્ધનો સંબન્ધ લેવો ('કૌમુદી' પછી પૂર્ણવિરામ ચિહ્ન નહિં પણ અલ્પવિરામ ચિહ્ન મૂકીને), અને અર્થ આમ કરવો—

કૌમુદી મેઘને પ્રેરે છે તેમ આપણા બેનું અંતઃકરણ શ્રમથી સમાન (સરખું) બન્યુંછે; નવું શું કહું ?=તું જાણે જ છે. પણ શ્રમથી સમાન શી રીતે બને ?

શ્લોક ૮૨ મો—પૂર્વાર્ધને ઉપર પ્રમાણે સંબન્ધ ના લઇએ તો આમ કાંઇ અર્થ સંભવે છેઃ—

' નવું શું કહું, હેવી રીતે-અર્થાત્—તું જાણે જ છે તે રીતે આપણું અન્તઃકરણ એક થયું છે, (શ્રમે=શ્રમથી—એ શી રીતે તે નથી સમઝાતું);

પરસ્પરે પ્રેમ હૃદાન્ત વ્યાપિને,
અસહ્ય પીડા કરિ ભિન્ન સ્થાપિને;
પ્રતપ્ત તેની કયમ હોય માનતા,
થઇજ એવી ચિત્તની સમાનતા. ૮૩

તથાપિ બન્ને પરિપૂર્ણ ભાવથી,
વિચારિ જાણે સમવૃત્તિ તો મથી;
રહ્યું અધૂરું પછી બોલ કેટલું,
મળી જવામાં વપુ ભિન્ન તેટલું. ૮૪

કહું વધારે કશું કાન્ત કામિનિ,
વિયોગ વૈરે જુદિ કાય નામની;

---

આ બધી (આપણા હૃદયક્ષોભની) સ્થિતિ પ્રવાતવંટોળની સ્થિતિ છે; ત્હેમાં તું વનવલ્લીની ગતિ પામી છે; ધ્રૂજી જઇ બહુ વિવશ થઇ છે.

**શ્લોક ૮૩ મો**—ચરણ ૧. હૃદાન્ત—હૃદ્+અન્ત (અન્ત:-અન્તરને બદલે)=હૃદન્ત થાય; 'આ' ખોટું છે. હાવી જ ભૂલ આ સર્ગના શ્લોક ૫૪ માં (ચિદાન્તરે) તથા સર્ગ ૧૧ ના શ્લોક ૬ માં (ચિદોર્મિ) થઇ છે.

પૂર્વાર્ધ—પરસ્પર પ્રેમ હૃદયની અંદર વ્યાપીને પછી આપણને એને ભિન્ન સ્થાપ્યાં છે (જૂદાં જૂદાં મૂક્યાં છે–એક અહિં અને બીજું તહિં એમ વિયુક્ત રાખ્યાં છે–કોણે? તે નથી કહ્યું–એ દોષ છે; નસીબે કે હેવું કાંઇ સમજી લેવું પડે છે), તેથી અસહ્ય પીડા કરી છે (નસીબે-કે હેવું માની લેવું પડે છે).

ચરણ ૩. અર્થ નથી સમઝાતો. માનતા=? સમઝાતું નથી.

**શ્લોક ૮૪ મો**—તોપણ બંને જણાં મથીને વિચારી (ઊંડો વિચાર કરીને) પરિપૂર્ણ ભાવયુક્ત સમવૃત્તિ (સમાન ભાવ–પ્રેમ) જાણે, તો પછી કહે, શું અધુરું રહ્યું? ફક્ત એકઠાં શરીર મળી જવાનું ના બને; શરીર ભિન્ન તેટલુંજ. બંનેનાં હૃદય પ્રેમથી એક છે એમ જાણીયે છિયે તો પછી શરીર માત્ર જૂદાં છે એટલુંજ.

**શ્લોક ૮૫ મો**—હે કાન્ત (રમણીય) કામિની! ત્હને વધારે શું કહું?

પ્રસક્ત સ્નેહે મન જ્યાં મળી ગયું,
જુદાઈ તોયે પણ તેથિ શૂં થયું? ૮૫

પુરું ભરયું આ પ્રણયેથિ ચિત્તજે,
સ્વભાવથી તારું લહી નિમિત્ત તે,
જડાયું આકર્ષિત તેમ તું વિષે,
ધરી અયસ્કાન્તની રીત તે દિસે. ૮૬

ગુણે સમાણું જયમ વારિ વારિમાં,
મળે છ જવાળા જયમ અગ્નિ અગ્નિમાં;
પ્રતપ્ત તે કામ્ચન જેમ કામ્ચને,
પ્રપૂર્ણ પ્રેમે મન તે મળ્યું મને. ૮૭

---

વિયોગની દુશ્મનીને લીધે (વિરહ આપણો શત્રુ છે તેથી) આપણાં શરીર જૂદાં છે, પણ તે નામનાંજ; કેમકે, જ્યહાં સજ્જડ જોડાયલા સ્નેહથી મન મળી ગયાં, તો પછી કાયિક જૂદાઇ હોય તો પણ તેથી શું થયું?

શ્લોક ૮૬ મો—આ ચિત્ત (મ્હારું ચિત્ત) સ્વભાવથી (સ્વાભાવિક રીતેજ પ્રણયથી (પ્રેમથી) પૂરેપૂરું ભરેલું છે તે ત્હારું નિમિત્ત લઇને (ત્હને પ્રેમનો વિષય કરીને, ત્હને ઉદ્દેશીને) આકર્ષિત થઇ (ત્હારાથી ખેંચાઇ) તું વિષે (ત્હારામાં) તેમ (ત્હેવું) જડાયુંછે, કે અયસ્કાન્તની (લોહચુમ્બકની) રીત ધારી તે દેખાય છે. (લોહચુમ્બકને જેમ લોહ વળગી રહે તેમ ત્હારામાં મ્હારું ચિત્ત વળગી રહ્યું છે.)

ચરણ ૪. અયસ્કાન્ત તે આકર્ષક છે માટે તે ચિત્તનું ઉપમાન નથી: પણ 'તું' (યુવતી) નું છે પ્રથમદર્શને વાક્યોના સંબન્ધથી 'ચિત્ત' નું ઉપમાન ભાસે છે. એટલો વાક્યરચનાનો દોષ લાગે છે.

ત્રીજાચરણમાં 'તેમ' શબ્દ છે હેનો પણ સાપેક્ષસંબન્ધ પ્હરાણે બેસાડવો પડે છે.

શ્લોક ૮૭ મો—તપેલું સોનું તપેલા સોના જોડે મળી જાય છે. तप्तेन तप्तमयसा घटनाय योग्यम् એ વિક્રમોર્વશીયમાંનું પુરૂરવનું ઉર્વશીને કહેલું વચન સરખાવો.

કૃપાકટાક્ષે સુતનુ તું સર્વદા,
મને જુવે શાન્તિની આપતી સુધા,

હું એજ માગું જયમ લક્ષ્મી પાસ કો,
જઇ દરિદ્રી સુખ સારુ યાચતો. ૮૮

પ્રતિક્ષણે ચિન્તન તાહરું થતે,
ફરી ફરી મોહન રૂપ દેખતે;
કરી મને કિંકર બેઠિ ક્યાં જઈ,
સુણે નહીં જીવન મારું તું થઈ. ૮૯

સ્વરે સલૂણી પ્રિય વાણિ બોલતે,
પુરા ગુણે આ મનને હરી જતે;
ન આવ્યું પાછુ મતિ સાથ તે ગઇ,
પ્રવૃત્તિ તેની તુજ આશ્રયે રહી. ૯૦

રહસ્ય જાણી સુણિ વાત તાત તે,
પ્રસન્ન તન્વી મન જોઇને થતે,
સુયોગ આણી શુભ લગ્ન સાધિને,
સુશિષ્યકન્યાયુગ જોડ્યું બાંધિને. ૯૧

---

ચરણ ૩. મને=મનમાં; મનસાથે.

**શ્લોક ૯૦ મો—**

ઉત્તરાર્ધ—મન ત્હેં હરી લીધું તે પાછું આવ્યુંજ નહિં અને મ્હારી બુદ્ધિ પણ મનની સાથે જ ગઇ; તેથી મ્હારા મનની પ્રવૃત્તિ બધી ત્હારે આશ્રયે જ રહી. મનના સર્વ વ્યાપાર ( વિચાર, વગેરે ) ત્હને અવલમ્બીને જ રહ્યા.

**શ્લોક ૯૧ મો**—ચરણ ૧. તાતે ( યુવતીના બાપે,—બટુના ગુરુએ ) એ વાત (પોતાની પુત્રી અને શિષ્ય વચ્ચેના સ્નેહની વાત) રહસ્ય (રહસ્યમાં) છાની રીતે સાંભળીને તથા જાણીને.

ચરણ ૨. તન્વીમન=તન્વીનું મન. પોતાની પુત્રીની ઇચ્છા જોઇને પ્રસન્ન થઇને.

*તરુણિ સરસ ગીતો, ગાય આનન્દ આણી,
શ્રવણ સુભગવાદ્યે, ઉત્સવોત્સાહ જાણી,
ધ્વનિ હવન વિધાને, મંત્રનો સ્વર્ગ પ્હોંચ્યો,
સુર મુનિવર રીઝયા, કામિની સ્વામિ રોચ્યો. ૯૨

+સ્વજન્મ સિદ્ધિ કરવા વધૂવરે,
કરી સ્થિતિ પ્રેમથિ હસ્તિનાપુરે;
શરીરરક્ષા જન કેરિ કામના,
અવશ્ય તેથી ગણિ અર્થસાધના. ૯૩

પરિશ્રમે તે ક્ષિતિપાલસંનિધે,
જઈ સ્વશક્તિ જણવી યથાવિધે,
સુવૃત્તિયોગે ફળ કષ્ટથી મળ્યું,
પ્રકાશ પામે મન ભાવતું ઘણું. ૯૪

---

* માલિની વૃત્ત. + વંશસ્થવૃત્ત.

શ્લોક ૯૨ મો—ચરણ ૨. શ્રવણસુભગ=શ્રવણને સુભગ; કાનને સુન્દર લાગતાં. હેવાં વાદ્યમાં,–અર્થાત્–વાદ્યની સાથે, (તરુણિયો ગીતો ગાતી હતી).

ચરણ ૩. મંત્રનો ધ્વનિ–એમ સંબન્ધ છે.

ચરણ ૪. કામિનીસ્વામી રોચ્યો–કામિનીનો સ્વામી (ગુરુકન્યાનો પતિ –ભટ્ટ) રોચ્યો, પ્રસન્ન થયો; ખુશી થયો.

અથવા કામિનીને સ્વામી રોચ્યો (ગમ્યો).

શ્લોક ૯૩ મો—ચરણ ૧. સ્વજન્મસિદ્ધિ કરવા–બધા પુરુષાર્થ–ધર્મ, અર્થ, કામ અને મોક્ષ–નું સાધન કરવા માટે.

ઉત્તરાર્ધ—એ સર્વના સાધન માટે શરીરનું સંરક્ષણ જરૂરનું છે,—शरीरमाद्यं खलु धर्मसाधनम् એમ કાલિદાસે કહ્યું છે–અને તે માટે અર્થ-સાધન અવશ્ય છે, માટે સ્વજન્મસિદ્ધિનો સંબન્ધ પણ અહિં આવ્યો.

ચરણ ૩. શરીરરક્ષણ એ માણસોની કામના (ઇચ્છા) હોય છે.

શ્લોક ૯૪ મો—ક્ષિતિપાલ=રાજા; પૃથુરાજ.

વિલોકિ સામી વસમી દરિદ્રતા,
ન ધૈર્ય લોપે દ્વિજ તેનિ યોષિતા,
વિશારદોની સમજી વિપત્તિયો,
અસહ્ય દીનત્વ થકી થયેલિયો. ૯૫

જઇ સભામાં સમયોચિત ક્ષણે,
સુતીક્ષ્ણ બુદ્ધિ બહુ દાખિ રૂડાપણે,
ગણાઈ વિદ્વજ્જનનો શિરોમણિ,
યુવા પ્રતિષ્ઠા પણ પામિયો ઘણી. ૯૬

ન જોઈ જેવી કદિ કોઈ સૂરિએ,
અનન્ત લક્ષ્મીપતિ જે ન પૂરિએ;

---

ચરણ ૧. પરિશ્રમે=મહેનતથી. રાજાની પાસે પ્હોચતાં કેટલાની ખુશામતો કરવી પડે, કેટલાના ધક્કા ખાવા પડે, કેટલીવાર નિરાશ થઇ પાછા ફરવું પડે, ત્યારે મહામહેનતે મળાય.

ઉત્તરાર્ધ—સુવૃત્તિને લીધે અને કષ્ટ કર્યાથી મળેલું મનભાવતું ફળ ઘણું પ્રકાશ પામે, ઘણું કીમતી થાય. કાલિદાસે એક ઠેકાણે કહ્યું છે—
यदेवोपनतं दुःखात् सुखं तद्रसवत्तरम्

**શ્લોક ૯૫ મો**—આ શ્લોક ૯૪ મો અને ૯૪ મો તે ૯૫ મો એમ હોત તો અનુક્રમ વધારે ખરો અને યોગ્ય થાત, એમ પ્રથમ દર્શને લાગે છે. પ્રથમ દારિદ્રય ભોગવ્યું; પછી પરિશ્રમથી રાજાને મળ્યો, પછી (શ્લોક ૯૬) પ્રતિષ્ઠા ઊંચી પામ્યો. પરંતુ આ છે તે ક્રમ વધારે યોગ્ય છે. ૯૪ મા શ્લોકમાં કહેલી વાતની પૂર્વની વાત ૯૫ મા શ્લોકમાં કહી છે ખરી, પણ તે વખત સુધીની સ્થિતિ આ હતી તે બતાવવા તથા ‘પરિશ્રમે’ હેમાં સમાયલી દીનજનની મુશ્કેલીઓ શા માટે ખમી ત્હેનું કારણ આપવા, ૯૫ મો શ્લોક પછીથી જ આવવો ઉચિત છે.

ચરણ ૨. દ્વિજ અને હેની યોષિતા (સ્ત્રી) ‘અને’ અધ્યાહૃત છે.

ચરણ ૪. પ્રતિષ્ઠા=ઊંચી પદવી; માનની સ્થિતિ.

**શ્લોક ૯૭ મો**—ચરણ ૨. લક્ષ્મીપતિ—તૃતીયાનો પ્રત્યય લુપ્ત છે. પૂરીએ=પૂરી પણ; પૂરે પૂરી.

કદાપિ પામ્યા નહિ સૈન્યના પતિ,
ચુવા વર્યો તે જયમ બીજિ તે સતી. ૯૭

પદે પદે તે પદ મુખ્ય મંત્રીનું,
રહ્યો કરી ધારણ રાજ્ય તંત્રીનું;
ધર્યો ન ઊંચી સ્થિતિ પામી ગર્વ જે,
પ્રસન્ન તેથી થયું પાસ સર્વ જે. ૯૮

પ્રસિદ્ધ જે અભ્યુદયાર્થ પ્રાર્થના,
થઇ સહેતુ પરમાર્થ સ્વાર્થના;
મહાપદપ્રાપ્તિ સદા પ્રકૃષ્ટથી,
થતી ગણી દુર્લભ ચિત્ત હૃષ્ટથી. ૯૯

---

'જેવી', 'જે', 'તે', એ સર્વ 'પ્રતિષ્ઠા' ને ઉદ્દેશીને છે.

ચરણ ૪. પોતે એક પોતાની સતી પત્નીને વર્યો'તો, કે આ ત્હેવીજ ઉત્તમ પ્રતિષ્ઠાને વર્યો.

**શ્લોક ૯૮ મો**—પૂર્વાર્ધ—મુખ્ય મન્ત્રીનું અને રાજ્યના તન્ત્રીનું પદ ધારણ કરી રહ્યો; ધીમે ધીમે એ પદવીએ ચઢીને.–મન્ત્રી તે માત્ર counselor સલાહકાર; અને તન્ત્રી તે અમલ બજાવનાર, વ્યવસ્થા ચલાવનાર. બંને પદવી એકઠી હેને મળી.

ચરણ ૪. જે કોઇ પાસે હતું તે સર્વે પ્રસન્ન થયું. આસપાસના સર્વ પ્રસન્ન થયા.

**શ્લોક ૯૯ મો**—પૂર્વાર્ધ—ઊંચી સ્થિતિની હેની ઇચ્છા તે સ્વાર્થના તેમજ પરમાર્થના ( પરાર્થના ) હેતુ સહિત થઇ હતી. માત્ર સ્વાર્થસાધન માટે નહિં, પણ પરહિત કરવાની શક્તિ આપનાર સાધન તરીકે અભ્યુદય (સંપત્તિ) ની ઇચ્છા હેની હતી.

ચરણ ૨. પરમાર્થસ્વાર્થના સહેતુ–હામાં અન્વય જરા કઢંગો આવે છે. પષ્ઠીનો સંબન્ધ 'હેતુ' જોડે છે અને તે શબ્દ સમાસના પેટામાં પેઠો ગયો છે તેથી એમ થાય છે. પ્રાર્થના સહેતુક હતી; શો હેતુ ? શેના હેતુથી સહેતુક હતી ? હેનો ઉત્તર—પરમાર્થસ્વાર્થના હેતુથી સહેતુક; એમ મતલબ છે.

*પડ્યો વિલાસે પૃથુરાજ પેખી,
મંત્રીતણી સ્ત્રી વિદશા વિલેખી;
કહેજ શુદ્ધાંત વિષે રહેલી,
બહુ શ્રુતોમાં ગુણયુક્ત પ્હેલી. ૧૦૦

નૃપે ગુમાવી જવ બુદ્ધિ જાણી,
પ્રજા તણી ત્યાં સ્થિતિ જાય તાણી;
મંત્રીતણું જોર ન કાંઈ ફાવે,
રહ્યા નિરાધાર વિપક્ષ ભાવે. ૧૦૧

---

* ઉપજાતિ વૃત્ત.

ઉત્તરાર્ધ—મહાપદની પ્રાપ્તિ હેણે હમેશાં પ્રકષ્ટથી (પુષ્કળ કષ્ટથી) પણ દુર્લભ ગણી હતી; પણ તેમ ગણીને ખિન્ન ન્હોતો થયો; હૃષ્ટ ચિત્તથી,—આનન્દિત ચિત્તથીજ દુર્લભતા જોતો હતો; અને તેથી ખેદજનિત નિરાશાને લીધે જે પ્રયત્ન છોડી દેવાય તેમ ના થતાં, આનન્દજનિત આશાને લીધે ઉત્સાહ અને દઢતાથી પ્રયત્ન કરીને દુર્લભનો લાભ કર્યો હતો.

શ્લોક ૧૦૦ મો—અહિંથી વૃત્તાન્ત એકાએકજ નવો ઉઘડે છે; એ જરાક સહસાભંગ જેવું લાગે છે. પૃથુરાજ, રાજકાર્ય તજી દઇ તદ્દન મોજશોખમાં પડી રહી સંયુક્તા જોડે અંતઃપુરમાંજ પડી રહ્યો હતો, તે સંબન્ધે–પૂર્વની કથામાં (ચંદના રાસામાં વગેરેમાં) લાંબું પુષ્કળ વર્ણન છે. અહિં માત્ર હેનો જરાકજ ઉદ્દેશ કર્યો છે. ૩ જા સર્ગમાં હેનું વર્ણન સવિસ્તર કર્યું છે. પણ તે ત્હાં હમેશાં હેવી વિલાસપરતામાં રહેતો હતો એમ નથી કહ્યું અહિંયાં તે સમઝાવી લીધુ છે. અને નીચે વળી ૫ મા સર્ગમાં પણ એ સ્થિતિ વર્ણવી છે.

ચરણ ૨. વિદશા=અવળી દશા. વિલેખી=વિશેષ રીતે ચીતરીને, વર્ણવીને; ભવિષ્ય રૂપે થનારી અવદશાનું સ્વરૂપ વર્ણનથી ઊભું કરીને.

ચરણ ૩. શુદ્ધાન્ત=અન્તઃપુર. રહેલી=રહીને. પોતાના અન્તઃપુરમાં પોતાના પતિને કહે છે.

ચરણ ૪ બહુ શ્રુતોમાં=બહુ શ્રુત માણસોમાં; જેણે સાંભળીને બહુ જ્ઞાન મેળવ્યું છે હેવા માણસોમાં. પ્હેલી=મુખ્ય; સર્વમાં ચઢીયાતી.

શ્લોક ૧૦૧ મો—ચરણ ૨. તાણી જાય=તણાઇ જાય; વિપત્તિ ભણી ધસડાઇ જાય.

પ્રજા નિરાલંબ વિનાં વિનેતા,
અમાત્ય ને તે અણુમાનિ માતા;
ન હાથ આપે ન પદેથિ પાડે,
ન કોઇ બેલી બળથી ઉગારે. ૧૦૨

પાયો પ્રજાનો નૃપ છત્ર માથે,
વિસ્તીર્ણ સ્તંભો સચિવો થયા તે;
સેનાતણો કોટ વિઘટ્ટ છાજે,
સૌરાષ્ટ્ર પ્રાસાદ સમાન રાજે. ૧૦૩

---

ચરણ ૪. નિરાધાર અને વિપક્ષભાવે રહેલા (મન્ત્રીઓનું જોર ના ફાવે—એમ સંબન્ધ છે). વિપક્ષભાવે=વિપક્ષ રૂપે, શત્રુ રૂપે. (વિપક્ષ=શત્રુ); મતલબ કે રાજાને, પોતે બુદ્ધિ ગુમાવ્યા પછી, ડાહ્યા મન્ત્રીઓ શત્રુ રૂપ લાગે.

**શ્લોક ૧૦૨ જો**—વિનેતા વિના (રાજા રૂપ દોરનારના વિના) પ્રજા નિરાલમ્બ (નિરાધાર) થઇ જાય છે (ત્યહારેં શું અમાત્ય વર્ગ, કારભારી વર્ગ, પ્રજાને ના સંભાળે? ત્હેના ઉત્તરમાં કહે છેઃ–)

અમાત્યોને મન તે (પ્રજા) અણુમાની (અણુમાનિતી) મા જેવી થાય છે. (રાજાની અણુમાનિતી રાણી હોય ત્હેને કોઇ મદદ ના કરે તેમ, ખાસ વિનાશ પણ ના કરે તેમ) રાજાની અણુમાનિતી થયેલી પ્રજાને અમાત્યો હાથ પણ ના આપે (વિનાશમાંથી બચવાને મદદ પણ ના કરે) તેમ પદ ઉપરથી (સ્થાનક ઉપરથી) પાડે પણ નહિં (ખાસ વિનાશ તરફ દોરે નહિં); પણ તેમ કોઇ બેલી હેનો ના થાય કે જે બળ કરીને ઉગારે.

અણુમાની કહી તે ઠીક છે, પણ માતા કહેવાનું ખાસ કારણ સમજાતું નથી.

**શ્લોક ૧૦૩ જો**—રાજા તે પ્રજાનો પાયો તેમ જ છત્ર પણ છે; (આધાર તેમજ રક્ષક પણ છે; આધાર તેથી આભ્યન્તર વિસ્ખલન ના થાય; અને રક્ષકછત્ર તેથી બાહ્ય સંક્ષોભથી નિવારણ થાય); સચિવો (પ્રધાનમંડળ) તે સ્તમ્ભ; સેના તે કોટ; એમ સૌરાષ્ટ્ર (સુરાષ્ટ્ર, સુવ્યવસ્થિત રાજ્યનો દેશ તે) પ્રાસાદ (મહેલ, કિલ્લાવાળા મહેલ) જેવો છે.

પડે શિરેથી ગૃહ તે ઉઘાડું,
વંટોળવાવાદળ જાય પાડ્યું;
પાયો પડે તો પડિ સ્તંભ જાય,
વિનાશકાળે વિપરીત થાય. ૧૦૪

વિલાસમાં ભૂપતિ થાય લીન,
સુરાજ્ય તેનું થઇ છિન્ન ભિન્ન,
પ્રજા થઇ જાય જ પાયમાલ,
સુમંત્રીના ત્યાં નબળા હવાલ. ૧૦૫

*ઉદ્યોગની વૃદ્ધિ સુવૃદ્ધિ સૌખ્યની,
ઋદ્ધિ તથા સિદ્ધિ સુકૃત્ય મુખ્યની
ન થાય પૂરી જનધર્મવાસના,
ન થાય ઉત્કર્ષ પુરો પ્રભુવિના. ૧૦૬

+એવી રીતે મંત્રિને મંત્રિજાયા,
ઉદ્દેશીને રાજ્ય આપત્તિ છાયા;
બોલી પ્રેરે પાર્થિવાર્થે ચકોરી,
નારી જાતે નીતિવિજ્ઞાત પૂરી. ૧૦૭

---

*વંશસ્થવૃત્ત. +શાલિનીવૃત્ત.

**શ્લોક ૧૦૪ થો**—રાજાને અભાવે, આધાર તથા છત્ર બંને ગયાં તો પરિણામ શાં થાય? માથેથી ઘર ઉઘાડું પડે તો, અર્થાત્ પ્રાસાદનું છત્ર જતું રહે તો, વાવાદળને વંટોળિયાથી (બ્હારના ક્ષોભથી) ઘર પડી જાય.

તેમજ પાયો પડી જાય તો બધા સ્તમ્ભ પડી જાય; આમ રાજા જતે વિનાશ કાળે વિપરીત બધું થાય.

**શ્લોક ૧૦૭ મો**—ચરણ ૨. રાજ્ય-આપત્તિ છાયા=રાજ્યને થનારી આપત્તિની છાયા (ભાવિ આપત્તિની અગાઉથી થતી સૂચનાઓ)ને ઉદ્દેશીને. Coming events cast their shadows. આ વચનનો ભાસ અહિં છે. વિપત્તિ આવવાની ત્હેની શ્યામતાને લીધે છાયા એ જ યક્ત છે.

ચરણ ૩. પાર્થિવાર્થે પ્રેરે=રાજા કને જવાનું કહે છે; રાજા કને મોકલે છે. ( પણ રાજા કને ગયાની વાત કાંઇ આગળ આવી નથી. તેમ ન ગયાનું કારણ પણ કહ્યું નથી. તેથી એમ માનવું કે તે અનાવશ્યક વૃત્તાન્ત ગણ્યો છે. અથવા રાજાના હિતને માટે ઉપદેશ કરે છે એટલોજ અર્થ 'પાર્થિવાર્થે પ્રેરે' હેનો કરવો પડશે. )

ચકોરી=ચકોરી જેવી ચતુર.

ચરણ ૪. પૂરેપૂરી નીતિ ( રાજનીતિ )માં વિજ્ઞાત ( જ્ઞાનવાળી જાતે નારી છતાં. વિજ્ઞાત એ કર્મણિ અર્થ છતાં કર્તરિ અહિં કરવાની છૂટ લીધી છે.



# સર્ગ ૫ મો.

*તે પછી પ્રણયવાતકારણે,
રાણી ઘેર નૃપ આવીને વશ્યો;
તે જણાય જ્યમ રોહિણી તણે
દ્વાર હર્ષથકી ચંદ્રમા ધશ્યો. ૧

રાણીનું સુમુખ નામ ફેરવી,
અર્ધ આસન પ્રચુમ્બનાર્જવે;
માનથી નિકટ નાથને ધરી,
નારી તેમ પણ પ્રેમ દાખવે. ૨

*રથોદ્ધતા વૃત્ત.

શ્લોક ૧ લો—ચરણ ૧. તે પછી—શેના પછી? ૪થા સર્ગને અંતે મન્ત્રીને હેની પત્ની પૃથુરાજના વિલાસમાં ડુબ્યા વિશે વાત કરે છે તે પછી? એમ હોય તો તો વિરોધ આવે છે. આ સર્ગમાં વિલાસમાં પડેલાનું વર્ણન છે. અને છતાં મન્ત્રીની સ્ત્રીની વાત પછી પૃથુરાજ રાણીને ઘેર આવ્યો એમ કેમ? વિલાસમાં તો તે પ્હેલાં જ પડ્યો'તો. આમ વખતે હશે;-વિલાસમાં તો પ્હેલાંએ પડેલો હતો; પણ છેક રાજકાર્ય ન્હોતું તજ્યું, અને રાણીને ઘેર માત્ર આવતો જતો રહેતો હતો. (તેટલું પણ વિલાસલીનતાને લીધે અનિષ્ટ હતું એમ મન્ત્રીની પત્નીને લાગેલું.) પણ તે પછી તો રાજકાજ તજી જ દઇને રાણીને મહેલ આવીને કાયમનો વશ્યો. બીજા ચરણમાં 'વશ્યો' છે તે ઉપરથી આમ અર્થ કરી સકાય છે.

પ્રણયવાતકારણે=પ્રેમની વાત માટે; પ્રેમની બાબત માટે; અર્થાત્—પ્રેમકેલિ માટે.

ઉત્તરાર્ધ=રોહિણી ચન્દ્રની માનતી છે (સર્વ નક્ષત્રોમાં).

શ્લોક ૨ જો—ચરણ ૧. નામ=જરાક; લગાર.

ચરણ ૨. પ્રચુમ્બનાર્જવે=પુષ્કળ ચુમ્બનની પ્રાર્થનામાં (માટે).

અર્ધઆસન=સપ્તમીનો પ્રત્યય લુપ્ત છે. બે જણાં મળી એક આસન ઉપર બેઠેલાં તેથી અર્ધ આસને બેઠેલો રાજા ચુમ્બનાર્થ રાણીનું મુખ જરાક ફેરવી (અર્થાત્ ફેરવતે).

શૌર્યદીપ્તિમય કાન્તિ તેહની;
વિપ્રયોગ થકી મન્દ માનિની;
સંયુગે કમલિની સમી બની,
તે ખીલે જ્યમ રવિકરે ઘણી. ૩

પાસ બેશીં સુખ વાત પૂછીને,
ભારીં હસ્તથકીં ફેરવી વધ,
ને ભરે ઉર પસારી મુષ્ટિને,
મત્ત થાય જ્યમ પાય કો મધુ. ૪

---

ઉત્તરાર્ધ—નારી ( રાણી ) પણ મુખ નાથને નિકટ ( સમીપ ) માનથી ( સહેલાઇથી નહિ, પણ કાંઇક આનાકાની કર્યા પછી ) ધરીને પ્રેમ બતાવતી હતી.

પૂર્વાર્ધમાં 'ફેરવી' એ અપૂર્ણ ક્રિયા પછી કોઇ મુખ્ય પૂર્ણ ક્રિયા ન આવવાથી જરા વ્યાકરણદોષ આવે છે. 'ફેરવી=ફેરવતે' એમ અર્થ બેસાડવો પડે છે.

શ્લોક ૩ જો—ચરણ ૧. તેહની=રાજાની.

ચરણ ૨. વિપ્રયોગ=વિયોગ. આટલા દિવસ સુધી વિયોગ હતો તેથી.

ચરણ ૩. સંયુગે=સંયોગે. ( 'સંયુગ'નો ખરો અર્થ તો યુદ્ધ થાય. સર્ગ ૭ શ્લો. ૧૨ માં તથા આ સર્ગના જ શ્લોક ૧૨ માં યુદ્ધના અર્થમાં એ શબ્દ વાપર્યો પણ છે. ) પણ અહિં 'સંયોગ'માંના 'ઓ' ને ટુંકાવી દીધો લાગે છે.

ઉત્તરાર્ધ—( વિયોગથી મન્દ થયેલી ) રાણી સંયોગે રવિના સંયોગથી કમલિની ખિલે ત્હેવી પ્રફુલ્લ બની. 'તે' 'જ્યમ' એ બરોબર સંબન્ધ નથી અને સાપેક્ષ શબ્દો વિનાના છે તેથી વાક્યરચના કઢંગી થાયછે.

શ્લોક ૪ થો—ચરણ ૨. ફેરવી વધૂ=વધૂને (યુવતીને) ફેરવી, પોતાના ભણી ફેરવી. (ફેરવી પૂર્ણ ક્રિયાપદ છે ).

ચરણ ૩. પસારી=પસારીને, હેનું કર્મ 'મુષ્ટિને' છે. ભરે=પકડે.

ચરણ ૪. મત્ત થાય-કર્તા 'રાજા' છે.

કેશ પાશ ધરી હારને ગુંથ્યો,
તે દબાઇ જઈ વસ્ત્રથી ખશ્યો,
કામિની કરકડા થકી ચુંથ્યો,
સ્વામી હૃષ્ટ ત્યમ જાય ત્યાં ધશ્યો. ૫

કાન્ત અંગ ધરી રંગ અંગના,
પ્રેમવાત કંઈ કાઢતી મીશે;
તે રમા શુ સુઇ પાસ વિષ્ણુના,
સૃષ્ટિહેતુ જ્યમ પૂછતી દીસે. ૬

એક વસ્ત્ર ધરી ભૂપતી ગમે,
યુક્ત રોમ ઉદરે, ભર્યો ઉરૂ;
દીર્ઘ બાહુબળ કામિની નમે,
પ્રેમહાર્દ કહી કો સકે પુરૂ ? ૭

---

શ્લોક ૫ મો—ચરણ ૧. કેશપાશ=કેશકલાપ; વાળનો જથો. રાજાએ રાણીનો કેશપાશ પકડીને ત્હેમાં હાર (ફૂલનો) ગૂંથ્યો હતો.

ચરણ ૨. તે વસ્ત્રથી દબાઈ ગયો અને ખશી ગયો.

ચરણ ૩. અર્થ સ્પષ્ટ નથી. રાણીના હાથના કડાથી હાર ચુંથાયલો.

ચરણ ૪. ત્યાં=રાણીના શરીર તરફ અથવા ચુંથાયલા હાર તરફ.

શ્લોક ૬ ઠ્ઠો—ચરણ ૧. અર્થ સમઝવામાં અડચણ પડે છે. કાન્તનું અંગ પકડીને (અર્થાત્, કાન્તને વળગીને) અંગના (પ્રેમ વાત કાઢતી)—એમ અર્થ વધારે યોગ્ય લાગે છે; પણ તેમ કરતાં 'રંગ'નો અર્થ તથા વાક્યમાં સંબન્ધ કશો જડતો નથી. કાન્ત (રમણીય) અંગમાં રંગ ધરીને (ઉલ્લાસ ધરીને—અથવા સૌન્દર્ય ધરનારી) અંગના, એમ અર્થ કાંઈ સંભવિત અથવા ધાર્યો હોય એમ નથી લાગતું.

ચરણ ૪. સૃષ્ટિહેતુ=સર્વ વિશ્વની ઉત્પત્તિનું કારણ. વિશ્વ શી રીતે, શા માટે, સરજાયું એ પ્રશ્ન.

શ્લોક ૭ મો—ચરણ ૧. ગમે—રાણીને.

સૂક્ષ્મ આભરણુ વાસ ધારતી
સસ્મિતે સુઘડ દન્તની પુછે,
કોણુ મારીં રિપુ વીર ભારતી,
રાજવીર યમરૂપ તું ઝુઝે ? ૮

પીવરસ્તન દમાય સુન્દરી,
બેઠીં થાય ભુજ કાન્તને ગળે,
મધ્ય રુન્ધિ પૃથિવી પતિ ફરી,
અંક લેઇ શયને સુતી કરે. ૯

---

ચરણ ૨. યુક્ત=સુન્દર રીતે રચાયલાં. ભર્યો=ભરાવવાળો; પુષ્ટ. ઉરુ=(ઊરુ) જાંઘ.

ચરણ ૩. રાજાના દીર્ઘ બાહુના બળથી રાણી નમે (દમાય; વાંકી વળે).

ચરણ ૪. કો=કોણ. પ્રેમહાર્દ=પ્રેમનું ઊંડું રહસ્ય, અંદરનું તત્ત્વ.

શ્લોક ૮ મો—ચરણ ૧. આભરણ તથા વાસ (=વાસસ્, વસ્ત્ર). ઘરેણાં પણ નાજૂક અને આછાં, અને વસ્ત્ર પણ ઝીણું.

ચરણ ૨. સ્મિત કરે તે વખત સુન્દર (સુરચિત તથા સ્વચ્છ) દાંત જણાય તેથી આ ઠેકાણે 'સસ્મિતે' અને 'સુઘડ દન્તની' એ વર્ણન સહજ રીતે જ સુયુક્ત આવ્યું છે, અને તે વગરપ્રયાસે જ.

ઉત્તરાર્ધ—હે ભારતી રાજવીર ! (ભારત વર્ષના રાજાઓમાં શૂર) કેવા કિયા વીર રિપુ (બહાદુર દુશ્મન)ને મારીને તું અહિં યમરૂપ ઝુઝે છે ? મ્હને યમ જેવી પીડા કરતો યુદ્ધ કરે છે ? આ પ્રેમપરિહાસમાં જ પૂછેલું સમઝવાનું, રાજાનું શૌર્ય જાણીતુંજ હતું.

શ્લોક ૯ મો—ચરણ ૧. પીવર=પુષ્ટ; ભરાવવાળા. દમાય=પીડાય; ચગદાય.

ચરણ ૨. દમાય, (એટલે) સુન્દરી બેઠી થાય, કાન્તને ગળે પોતાના ભુજ (નાંખીને). આમ સંબન્ધ છે.

ચરણ ૩. મધ્ય=અવયવ. (બેઠી થતાં અવયવ). રુન્ધી=રોકીને.

ચરણ ૪. અંક=ખોળો; ખોળામાં (સપ્તમીનો પ્રત્યય લુપ્ત છે).

પ્રેમગર્વિત વિહારશંકિતા,
ને વિયોગથકી મત્ત તે વધૂ;
કામપૂર્ણ પ્રિય દેખી લજ્જિતા,
અંગ ભાસ્યું રતિરૂપનું બધું. ૧૦

કાંઇ કાંઇ મસથી મનાવતો,
તે નિતમ્બભરભોગ્ય ભામિની;
તેમ થાય સ્મરકલેશ તો છતો,
કે' ન જાય દિન નાથ યામિની. ૧૧

સંયુગે શરીર ચિત્ત તું વિષે,
એમ પ્રેમમદ તે વધારીને;

---

શ્લોક ૧૦ મો—રતિના સ્વરૂપનું (સુરતના સ્વરૂપનું) બધું અંગ (-નાં બધાં અંગ) ભાસ્યું (ભાસ્યાં); (પ્રથમ ત્રણ ચરણમાં કહેલા ભિન્ન ભિન્ન ભાવને લીધે);–એ પ્રેમથી ગર્વિત થયેલી હતી, વળી વિહારથી શંકિત (ભયયુક્ત) થતી, તેમ વળી અત્યાર સૂધી રાજા ન્હોતો આવ્યો તે વખતના વિયોગ પછી સંયોગ થવાથી મત્ત પણ થઈ હતી, અને વળી પ્રિયને કામ (મદન) પૂર્ણ દેખીને લજ્જિત થતી હતી;—આમ અનેક પરસ્પર વિરુદ્ધ ભાવ ઉપરાઉપરી પ્રસરતા હતા તેથી રતિનાં સર્વ અંગ પૂર્ણ જામ્યાં હતાં.

શ્લોક ૧૧ મો—ચરણ ૨. નિતમ્બના ભાર (ભરાવ)ને લીધે ભોગ્ય (તેથી ભોગયોગ્યતા વિશેષ ઉત્પન્ન કરી લોભક થતી).

ભામિની=ભામિનીને. દ્વિતીયાનો પ્રત્યય લુપ્ત.

ચરણ ૩. તેમ=મનાવે એટલે. સ્મરકલેશ=મદનપીડા; કામનું ઉદ્દીપન-થી થતું જોર. મનાવે એટલે રાણીના હૃદયની મદનપીડા જણાઇ આવતી હતી. માનનો ઢોંગ ન કરતાં કહી દેતી હતી કે—

ચરણ ૪. નાથ! દિન કે યામિની (ત્હમારે વિયોગે) કયમે ક્યાં જતાં ન્હોતાં.

શ્લોક ૧૨ મો—ચરણ ૧. સંયુગે=યુદ્ધમાં. શરીર મ્હારું યુદ્ધમાં (રણસંગ્રામમાં) હોય છે, પણ ચિત્ત તું વિષે (ત્હારામાં) હોય છે.

શ્યામ વસ્ત્ર કર કૂમળે ખસે,
તે સહે મદનવીર ભારને. ૧૨

સર્વરૂપગુણયુક્ત કામિની
મોહ અંગ મનને કરાવતી,
તે થઇ પ્રકૃતિ વેશધારિણી,
સ્વામિ સુવ્રત ચિદન્ત ભાવતી. ૧૩

આનન સ્મિત સુવર્ણ ઓઠમાં,
જોઇને પ્રણય રાગ તો વધ્યો;
ને નિમગ્નપણુ કાંઇ નોકમાં,
સ્પર્શ રમ્ય નિરખી મદે બધો. ૧૪

---

ચરણ ૨. એમ=એમ કહીને.

પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ વચ્ચે વાકયસંબન્ધ જણાતો નથી; અને તેથી પૂર્વાર્ધ સ્વતંત્ર વાક્ય જેવું હોવા છતાં, 'વધારીને' એ અપૂર્ણ ક્રિયા પછી કોઇ પણ પૂર્ણ ક્રિયાપદ નથી તેથી અધૂરો રહે છે.

ઉત્તરાર્ધ—અર્થ પૂરો સમઝાતો નથી. ત્રીજા ચરણનો તો નથીજ બરોબર સમઝાતો. કૂમળે કરે શ્યામ વસ્ત્ર ખસે એટલે શું ? અને તે (રાણી) મદનવીરનો ભાર સહે; એ બે વાકયો વચ્ચે વિરોધસંબન્ધ શો તે ન સમઝાયાથી અર્થની અસ્પષ્ટતા આવે છે.

**શ્લોક ૧૩ મો**—ચરણ ૨. અંગને તથા મનને મોહ કરાવતી. મોહ તો મનનેજ થાય, પણ ત્હેના વિકારનો આવિર્ભાવ અંગમાં પણ પસરે તેથી મનને તથા અંગને મોહ કરાવતી કહી છે.

ચરણ ૪. સુવ્રત=? સુવૃત્ત; સારાં આચરણનો ?—પણ એ વિશેષણ નિરર્થક અને અસ્થાને અહિં છે.

ચિદન્ત=ચિત્તની અંદર; એમ અર્થ લાગે છે. પણ ચિત્=ચૈતન્ય છે, ચિત્ત નથી. ચૈતન્ય ઉપરથી ચિત્તનો અર્થ પરંપરાએ કહાય,—વખતે.

**શ્લોક ૧૪ મો**—ચરણ ૧. સુવર્ણ=સુન્દર રંગના. (ઓઠનું વિશેષણ) ઓઠમાં સ્મિત કહ્યું પછી 'આનન'નો સંબન્ધ વાકયમાં બેસતો નથી.

ચરણ ૨. જોઇને—હેનું કર્મ 'સ્મિત' છે.

ચુમ્બને વિમુખ અંગ આણતી,
તે ભરી જઘન અંગમાં પ્રિયા,
જોઇને નરપતિ વદે વધી,
અન્તરે ગમતું લાજ ને શિ આ? ૧૫

ચિહ્ન જોઇ તરુણી મુખે રુડું,
તે કહે મદન દંડનું ખરે;
સ્નેહથી મન ભર્યું પુરેપુરું,
રાણીનું પણ ફરી ફરી ભરે. ૧૬

પ્રેમમત્ત પણ રમ્ય અંગના,
જોઇ ગાઢ પ્રિયથી ગ્રહી ઘણી;
કો અરિ પ્રધનમાં ન તું વના,
એમ બોલી શમવે પતિ ભણી. ૧૭

---

પ્રણયરાગ=પ્રેમની આસક્તિ; પ્રેમનો જોસ.

ઉત્તરાર્ધ=અર્થ સ્પષ્ટ નથી.

**શ્લોક ૧૫ મો**—ચરણ ૧. અંગ વિમુખ આણતી=પાછું મ્હોં ફેરવીને વળી જતી.

ચરણ ૨, ચરણ ૩. વાક્યસંબન્ધ બરોબર નથી બેસતો. તાત્પર્ય સમઝાય છે.

જઘન અને અંગમાં ભરેલી—ભરાવવાળા જઘન અને બીજાં અંગોવાળી, એમ પ્રિયાનું વિશેષણ કરી લઇયે તો બને. પણ એમ ઉદ્દિષ્ટ હશે કે કેમ તે સંદિગ્ધ છે.

ચરણ ૩. વધી=પાસે વધારે જઇને.

**શ્લોક ૧૬ મો**—ચરણ ૨. દંડનું=શિક્ષાનું, સજાનું ( ચિહ્ન ).

ચરણ ૪. રાણીનું—મન અધ્યાહાર્ય.

સ્નેહથી મન ભરે, એમ અર્થ હશે. પણ ખાતરીથી સમઝાતું નથી.

**શ્લોક ૧૭ મો**—ચરણ ૧. મત્ત થયા છતાં રમ્યતામાં ભંગ ના પડેલો. મત્ત થયેલાં માણસો વિસ્ખલિત થાય છે; તે સુન્દર ના હોય તો અરમ્ય જણાય છે.

કેશપાશ પરિકર્ષણે ચુંથ્યો,
આછું સૂનુ રમણીય અંગમાં,
સૃષ્ટિ કેરી થઇ સાક્ષ શ્રી લુંટયો
તે જણાય કુચનાજ ભંગમાં. ૧૮

સ્પષ્ટ તોય સુકુમાર જે લખી,
સ્નેહબદ્ધપતિ જોઈ હામથી,
કે' મનુષ્ય પણ દિવ્ય તે થકી,
જાણિયો તું નરદેવ નામથી. ૧૯

જે સુહસ્ત મુખ આનને દઈ,
રાણીને ઉરદયાથી નાંખતો,

---

ચરણ ૨. પ્રિયથી ઘણી ગાઢ ગ્રહી (પકડાયલી; આશ્લેષમાં પકડાયલી) પોતાને જોઇને.

ચરણ ૩. પ્રધનમાં=યુદ્ધમાં. આ સુરતયુદ્ધમાં ત્હારાવિના મ્હારે બીજો કોઇ રિપુ નથી.

ચરણ ૪, એમ પતિ ભણી બોલીને (પતિને કહીને) શમવે–હેને શાન્ત કરે;

પણ આ સર્વ અર્થનું પૂરું હાર્દ નથી સમઝાતું.

શ્લોક ૧૮ મો—ચરણ ૨. આછું સૂનુ=સૂનાનાં ઘરેણાં આછાં,—વિરલ અને નાજૂક.

ઉત્તરાર્ધ—બીજું કોઇ ન્હોતું જોતું,–માત્ર સૃષ્ટિ સાક્ષીભૂત હતી; રાજાએ શ્રી (રાણીની યૌવનશ્રી) લુંટી તે કુચના ભંગમાં જણાતી હતી. આમ કાંઈક અર્થ હશે. 'લૂંટયો'–એ કર્તરિપ્રયોગ અપરિચિત છે.

**શ્લોક ૧૯ મો—ચરણ ૧. અર્થસંબન્ધ નથી સમઝાતો.**

ચરણ ૨–૩–૪. પતિને સ્નેહબદ્ધ જોઇને હામથી (હિમ્મતથી) રાણી કહે—'તું મનુષ્ય છે છતાં દિવ્ય છે, માટે ત્હને નરદેવ લોકો કહે છે.'

આ વચનનો સ્નેહબદ્ધતાનો અને હામનો શો કાર્યકારણસંબન્ધ હશે તે જણાતું નથી.

એમ વખતે હોય કે સ્નેહબદ્ધ છે એમ જાણ્યાથી ખુશામતિયણ ગણાવાનો ડર જતો રહેલો.

શ્લોક ૨૦ મો—રાજા રાણીને આનને મુખદઇ (કપોલે વ્રણદઇ)

તાપ આપી મૃદુ જેમ તે થઈ,
સૃષ્ટિને સુખ સમૂહ આપતો. ૨૦

તે મનોહર વિભાવ શાન્તિમાં
કામિનીસુભગ એમ ધારતો,
જેમ મેઘ વિરમી સુકાન્તિમાં,
ભૂમિને સુદૃઢ શું સમારતો. ૨૧

ઊભી તે સુઘડ હાથની જ જ્યાં,
લેઇ ને ચ્હડી વિમાનમાં ગયો,
બાગનો પવન જે નવીન ત્યાં,
મિત્ર પેર કરી સ્વસ્થને વહ્યો. ૨૨

---

પછીથી દયા કરીને ઉર ઉપર હાથ ફેરવતો; તે જેમ સૃષ્ટિને (પોતાની પ્રજાની દુનિયાને) તાપ આપી (તાપ બતાવી, શાસનાદિકનું જોર બતાવીને) પછીથી મૃદુ થઇને પ્રજાને સુખ આપે (રક્ષણાદિકથી) તેમ કૃતિ થતી હતી.

**શ્લોક ૨૧ મો**—ચરણ ૧. અર્થ સ્પષ્ટ નથી સમઝાતો. 'વિહાર બંધ પડ્યા પછી' એમ કાંઇ તાત્પર્ય લાગે છે. 'વિભાવ' શબ્દ શા અર્થમાં વાપર્યો છે તે સમઝાતું નથી.

ચરણ ૨. કામિની સુભગ=કામિનીનો પ્રિય તેથી સુભગ (ધન્ય).

મેઘ બંધ પડીને ભૂમિને સુન્દર કાન્તિમાં કહેવો સમારે છે તેમ રાજા પણ મનોહર વિહાર શાન્ત થયા પછી રાણીને સુન્દર કાન્તિમાં સમારતો હતો. આમ કાંઇક તાત્પર્ય લાગે છે. પણ 'જેમ' અને 'શું' એ બે એકઠાં આવવાથી રૂપક અને ઉત્પ્રેક્ષા, જે એકઠાં ના આવી સકે તે એકઠાં આવી વિરુદ્ધતા થઇ છે. તેમજ રાજાનેજ હાવી ઉપમાનો કલ્પક બનાવ્યો છે તે બહુ ઠીક નથી લાગતું; જો કે હેમાં દોષ નથી.

**શ્લોક ૨૨ મો**—પૂર્વાર્ધ—જ્યહાં (જે'વી) એ સુઘડ હાથવાળી સુન્દરી (વિહારાન્તે) ઊઠીને ઊભી થઇ, એટલે હેને (હાથ પકડીને) લઇને ઊંચે ચઢીને (દાદરો ચઢીને) વિમાનમાં (મહેલની અગાશીમાં) ગયો. વિમાન= મહેલ. અગાશીનો અર્થ અહિં ઉદ્દિષ્ટ લાગે છે; પણ 'વિમાન'નો એ અર્થ જાણ્યો નથી. મહેલમાં ગયો એમ કહી સકાય નહિં કેમકે મહેલમાં જ છે.

તે સમે સુરજ કેઈ વારનો,
પશ્ચિમે ભરીં વિવર્ણ રંગને,
પ્રેરિને વિષય ચિત્રકારનો,
ડૂબિયો શમવીં નીર અંગને. ૨૩

તે નદી પ્રતિવિભાસ આપતી,
તેજનો જ્યમ સલૂણીં કીર્ત્તિ કો,
ચક્રવર્ત્તિ અવસાનનો અતિ,
શ્યામદીપ્તિમય કાન્તિ ધર્તિ કો. ૨૪

પ્રેમનાં ચકષ નેત્રપાનમાં,
લીન તે બહુ પરસ્પરે થઈ,

---

ચરણ ૩. 'જે' નો સાપેક્ષ નથી. સહજ પાદપૂરણાર્થ જેવોછે. જે નવીન પવન તે એમ અધ્યાહૃત 'તે' લઇયે તો ચાલે.

ત્યાં—એ વિમાનમાં; ઊંચી અગાશીમાં.

**શ્લોક ૨૩ મો**—ચરણ ૨. વિવર્ણ=કાંઈક ઝાંખા પડેલા.

વિવર્ણ રંગ—હેમાં જરાક પુનરુક્તિ આવે છે ખરી, પણ વિવર્ણનો અર્થ 'ઝાંખો' એટલોજ લેતાં પુનરુક્તિ જતી રહે છે.

ચરણ ૩. ચિત્રકારને ચીતરવા લાયક વિષય બનાવી કો હેવી સુન્દર રંગની રચના થયેલી.

ચરણ ૪. નીર=નીરમાં.

**શ્લોક ૨૪ મો**—ચરણ ૧. પ્રતિવિભાસ=સ્હામો પ્રકાશ.

બીજા ચરણમાંના 'તેજનો' સાથે સંબન્ધ છે. નદીમાં સાન્ધ્ય તેજનો સ્હામો પ્રતિચ્છન્દ પડતો હતો. નદીમાંથી સ્હામું તેજ નીકળતું હતું.

ચરણ ૨, ૩. જેમ કોઇ ચક્રવર્તીની સલૂણી (સુન્દર) કીર્તિ ચક્રવર્તીના અવસાનનો (પડતી દશાનો) પ્રતિવિભાસ આપતી હોય, (તેમ નદી સાન્ધ્ય તેજનો પ્રતિવિભાસ આપતી હતી.)

ચરણ ૪. અવસાનની દશા માટે શ્યામ (ઝાંખી પડેલી) દીપ્તિ (તેજ) વાળી કાન્તિ ધરતી હતી (કીર્તિનું વિશેષણ છે. કો—કો (ચરણ ૨ તથા ૪ માં) પુનરુક્ત છે.

**શ્લોક ૨૫ મો**—પછી રાજા તથા રાણી પ્રેમપૂર્ણ નેત્રથી એક

સ્વપ્નમાંહિ અરિઘાત ધ્યાનમાં,
શાન્તિમાં સખી સમી નિશા ગઇ. ૨૫

તે સમે અરુણભાસ જોઇને,
પૂર્વમાં અધિક કાંઇ ઊજળો;
બંદિ અન્તરપટાન્ત હોઇને,
બોલતે નૃપતિ ભાવ ત્યાં ભળ્યો. ૨૬

રાજરાજ વિગમી જ શર્વરી,
તે ગઈ ભરતભૂમિ દુર્દશા;
આમ તું ઉઠીં જરાક જો ફરી,
રાણીં જેવીં થઈ રમ્ય જો ઉષા. ૨૭

---

બીજાને નિહાળીનિહાળીને લીન થઇ અંતે નિદ્રામાં પડ્યાં.—એમ તાત્પર્ય છે.

ચરણ ૧ પ્રેમનાં ચકષ ('ચષક'ને બદલે ભૂલ્યથી 'ચકષ' થયું લાગે છે—મદિરા પીવાના પ્યાલા) જે નેત્ર, પ્રેમરૂપી મદ્ય જે'માં ભરેલું હેવા નેત્રરૂપી પ્યાલા ત્હેના પાનમાં. 'નેત્ર' એ સમાસમાં ભરાયલા શબ્દને એકલા-ને ઉપમાનરૂપ 'ચકષ' શબ્દ મૂકવામાં જરાક વ્યાકરણદોષ આવે છે.

ચરણ ૨. તે–રાજા તથા રાણી.

ચરણ ૩. રાજાને ઊંઘમાં પણ દુસ્મનોનો વધ કર્યાંનાં સ્વપ્ન આવતાં હતાં. ( આટલો વિલાસપર મદનવીર છતાં હૃદયમાં તો રણવીરજ હતો).

ચરણ ૪. શાન્તિમાં=નિદ્રાની શાન્તિમાં. સખી સમી=કોઇ પણ રીતે બાધ થયા વિના, બાધ કર્યા વિના, રાત્રિ ગઇ; માટે સખી જેવી.

શ્લોક ૨૬ મો—ચરણ ૩. હોઇને=રહીને. અન્તરપટાન્ત–અન્તર-પટમાં ( પડદાની બ્હાર ).

ચરણ ૪. બન્દી બોલતે ( બોલતાં ) રાજાનો ભાવ ( મનનું ધ્યાન ) ત્હાં ( બન્દીના ગીતમાં ) ભળ્યો ( પેઠું ) બન્દી=સ્તુતિપાઠક; ભાટ.

શ્લોક ૨૭ મો—ઉષાને ઉપમેય અને રાણીને ઉપમાન બનાવવામાં રાણીના સૌન્દર્યને ચઢતી પદવી આપી છે. તેમજ, રાજાને રાણી પ્રિય તેથી હેતું સામ્ય આપ્યાથી રાજા ઊઠીને જોવાને આકર્ષાય એ પણ આ ઉપમાનું બીજ છે. અને આમ ઉભય રીતે જોતાં ઉષા રાણી જેવી રમ્ય

નમ્ર પ્રીતિકર જેવી તે પ્રિયા,
તેવી શીતળ વિભાત વાયુથી;
કાંઇ વર્ણ ચિતરી વિભાથી આ,
કીર્તિરંગ તુજ તે પુરે મથી. ૨૮

મંદિરે સુભગ શબ્દ વાદ્યના,
આજ દેવગણ તાહરા ગણે;
અંગના પુર વિષેની આદ્યના,
ગાઇ બોલ ગુણ તું તણા ભણે. ૨૯

---

ઊગી કેહેવું ન કહેતાં 'થઇ' એમ કહેવામાં રસમય નાગરિકતા સમાઇ છે. જાતે રાણી જેવી સુન્દર નથી, પણ અત્યારે હેના જેવું સૌન્દર્ય કાંઇક પ્રયત્ને ધારણ કર્યું છે, જોકે તેટલી સુન્દરતાતો નાજ આવે. આમ ધ્વનિ એક આટલા 'થઇ' શબ્દમાં સમાયો છે. બન્દીના આ બધા શ્લોકો સરલ તથા સુન્દર છે; ત્હેમાં કેટલાક વિશેષ સુન્દરમાંનો આ એક છે.

**શ્લોક ૨૮ મો**—જેવી નમ્ર અને પ્રીતિકર એ ત્હારી પ્રિયા (રાણી) છે ત્હેવીજ, વિભાત ( પ્રભાત )ના શીતળ વાયુથી, નમ્ર પ્રીતિકર ઉષા વિભાથી ( તેજથી ) કાંઇ ( અવર્ણ્ય ) રંગ ચીતરીને તુજ (ત્હારી) કીર્તિના રંગ મથી મથીને પૂરે છે. આકાશમાં ઉષાએ પૂરેલા રંગ તે રાજાની કીર્તિના લેખ એમ રમ્ય કલ્પના છે.

મથી—એમ કહ્યાથી એમ સૂચવાયછે કે ઉષા જેવી દિવ્ય દેવતાથી પણ પૃથુરાજના કીર્તિલેખ પૂરા લખાતા નથી; લખતે મહેનત પડે છે.

**શ્લોક ૨૯ મો**—ચરણ ૨. અર્થ સ્પષ્ટ નથી. દેવગણ ત્હારા—શું? ગણે? ગુણ? તો એ અધ્યાહાર ક્ય્હાંથી લાવવો. અને વળી ગુણ ગણના ઉત્તરાર્ધમાં તો પાછી આવેછે. કદાચિત્ આમ અર્થ હશેઃ—હે દેવ ! (રાજા !) ત્હારા ગણ (અનુયાયી વર્ગ) મંદિરમાં (રાજમહેલમાં) વાદ્યના સુભગ શબ્દો ગણે છે.—અર્થાત્, તરેહ તરેહનાં વાદ્ય વાગે છે તે જૂદાં જૂદાંની ગણના કરેછે, વાદ્યની પરીક્ષા કરેછે; અર્થાત્—અનેક જાત્યનાં વાદ્ય વાગે છે.

ચરણ ૩. આદ્યના—'ગુણ'નું વિશેષણ છે. પ્રથમના ગુણ—ન્હાનપણથી જ સંપાદન કરેલા ગુણ.

પુરવિશેની અંગના—એમ સંબન્ધ છે.

મોર કોકિલ ચકોર બુલબુલો,
પંખી સર્વ મધુરું વદી વદી,
સૂચવે નિરપરાધી ને ભલો,
જન્તુ જાતિ સુખી તું છતે બધી. ૩૦

હે નૃપેશ રણ મંડલેશના,
જે કિરીટમણિભાનુભાસથી,
આપતા પ્રતિમયૂખ તું તણા,
તેજના સુર તપેછ તુંજથી. ૩૧

જે સુપુષ્પ અરુણાંશુથી ખીલે,
ઝીલતાં મધુર વાયુમાં દીસે;
તેમ સર્વ ગુણ તાહરાથી લે,
લોકનાં મન વિનોદને લસે. ૩૨

---

*શ્લોક ૩૦ મો—ચરણ ૩. 'નિરપરાધી' અને 'ભલો' એ 'તુ'' નાં વિશેષણ છે નિરપરાધી અને ભલો તું છતે સર્વ જન્તુજાતિ સુખી છે એમ પક્ષીનાં ગાન સૂચવે છે.

*શ્લોક ૩૧ મો—રણમંડલેશના (રણભૂમિમાં મળેલા માંડલિક રાજાઓના) મુગટમાંના મણિ સૂર્યનો પ્રકાશ પડવાથી સ્હામા કિરણ ફેંકી (પ્રતિમયુખ આપી) ચળકે છે તે ત્હારાજ તેજના સૂર્ય બધા, ત્હારાથી જ (ત્હારા પ્રતાપથીજ) તપે છે. સૂર્યથી ચમકતા માંડલિક રાજાઓના મુકુટમણિયોને પૃથુરાજના તેજના સૂર્ય (દરેક ભિન્નભિન્ન) કલ્પ્યા છે.

*શ્લોક ૩૨ મો—અરુણના તેજથી ફૂલ ખિલે છે અને પવનમાં ઝીલે છે (આનંદથી લ્હેકેછે) તેજ પ્રમાણે પ્રજાનાં મન ત્હારા ગુણથી વિનોદ લેછે અને લસેછે (ઉલ્લાસ પામે છે; તેજસ્વી થાય છે).

પ્રથમ ચરણમાં 'જે' છે તે સાપેક્ષ શબ્દ વિનાનોજ રહે છે. ફૂલો વિશે કાંઈક આગળ ઉત્પ્રેક્ષા કરવાની હોય એમ 'જે'થી વાક્ય શરૂ કર્યાથી લાગે છે; પણ 'તેમ' એ વાક્ય આવતાં જૂદોજ સંબન્ધ એ વાક્યોનો બની જાય છે.

ચરણ ૩-૪. 'તાહરા ગુણથી લોકનાં મન વિનોદને લેછે, અને લસે' છે.—આમ સંબન્ધ છે.

જે પ્રભાતહિમબિન્દુ પર્ણમાં,
ઠેર ઠેર પડી મોતીથી રુડાં
દર્શવે કુસુમ અશ્રુ હર્ષનાં,
ભૂમિપાલ તું મળે વધ્યાં ઘણાં. ૩૩

જે નદી વિકટ પ્હાડ ઊતરી,
વારિ મર્મરરવે મીઠું વહે;
દેશ દેશ નગ દેવતા ફરી,
સ્રોતમૂર્તિ ગુણ તાહરા કહે. ૩૪

આ ક્ષણે દ્રુમથી ફૂલડાં ખરે,
ખીલતી કુંપળ મંદ વાતથી;

---

**શ્લોક ૩૩ મો**—ચરણ ૧. પર્ણ–ફૂલની પાંખડીના અર્થમાં આ શબ્દ વાપર્યો જણાય છે.

'પ્રભાતહિમબિન્દુ' એ સમસ્તપદ 'પડી' નો કર્તા છે અને તે Nominative absolute છે; એટલે હેને બીજું મુખ્ય ક્રિયાપદ નથી જોઇતું.

ચરણ ૩, 'દર્શવે'નો કર્તા 'કુસુમ' અને કર્મ 'અશ્રુ'.

ચરણ ૪. અર્થ સ્પષ્ટ સમઝાતો નથી. કાંઇક આમ હશેઃ–તે હર્ષનાં અશ્રુ તું મળ્યાથી વધારે વધ્યાં છે. ત્હારા જેવો રાજા મળ્યાથી વધારે થયાં છે. (પણ આમ કરવામાં ઉત્કર્ષમાં ખામી પડે છે. એ અશ્રુ તે રાજાના સંયોગથી ઉત્પન્ન જ થયેલાં કલ્પવાને બદલે તેથી વધવાનું કહેવાથી ખામી આવે છે.) પણ આમ અર્થ થાય;—વધ્યાં ઘણાં=બહુ વધેલાં ઉભરાયલાં હર્ષનાં અશ્રુ તું મળ્યાથી કુસુમો બતાવે છે.

**શ્લોક ૩૪ મો**—ચરણ ૨. મર્મર રવે=મર્મર એમ અવાજ કરીને. 'મર્મર' એ પાંદડાંના અવાજને વધારે લાગૂ પડે છે.

ચરણ ૩. નગદેવતા=પર્વતની અધિદેવતા.

ચરણ ૪. સ્રોતમૂર્તિ=સ્રોત (નદીપ્રવાહ)ની મૂર્તિ ધારણ કરનાર. (નગદેવતા.)

ત્રીજા ચરણની પૂર્વે 'જે' નો સાપેક્ષ 'તે' અધ્યાહાર્ય છે. નદીનું રૂપ ધરીને પર્વતદેવતા દેશ દેશ જઈ રાજાના ગુણ મર્મર રવથી ગાય છે.

**શ્લોક ૩૫ મો**—કુંપળો ખીલવાની વાતને પ્રતિરૂપ ઉપમાન વાકયમાં કશું નથી, એટલી ક્ષતિ જણાય છે.

પુષ્પવૃષ્ટિ વનદેવતા કરે,
કેમકે તરુ પળ્યાં તું હાથથી. ૩૫

જે વિભાત મધુરી નિભા થકી,
ભાત ભાત બહુ વર્ણ પાથરે;
તે પ્રજા ગણુતિ તું વડે નકી,
વૃત્તિ સૃષ્ટિ વિભવે તુંથી ખરે. ૩૬

જે ઉષા વિમળ રંગ ઊજળો;
ધારતી ઉર બતાવતી પૂર્વમાં;
જ્ઞાનિયે સુયશ રંગ તે કળ્યો
તાહરો તું વણુ ધ્વાન્ત સર્વમાં. ૩૭

---

ચરણ ૪. રાજાને હાથે ઝાડ પળાયાં, તે રાજાએ જાતે સીંચ્યાથી નહિં પણ હેની આજ્ઞાથી.

**શ્લોક ૩૬ મો**—અર્થ સ્પષ્ટ નથી. કાંઈક આમ હશે:–

જે વિભાત (પ્રભાત) મધુર નિભા (દીપ્તિ)થી ભાતભાતના અનેક રંગ ( આકાશ, ભૂમિ વગેરે ઉપર ) પાથરે છે, તે ત્હારી પ્રજા સૃષ્ટિના વિભવે ( પ્રકૃતિના સૌન્દર્યમાં ) ત્હારા વડે વૃત્તિ ( = ? ) ગણે છે.

ઉત્તરાર્ધનો અર્થ બહુજ ન સમઝાય હેવો છે. 'તું વડે' અને 'તું થકી' એ પુનરુક્ત લાગે છે; તથા સંબન્ધ શેની જોડે રાખે છે તે નથી જણાતું. તેમજ 'વૃત્તિ' વગેરે શા અર્થમાં શબ્દો વાપર્યા છે તે નથી જણાતું.

**શ્લોક ૩૭ મો**—ઉષા રંગ ધારે છે તે ત્હારો યશ જ છે એમ જ્ઞાનીઓ ગણે છે; ( કારણ કે ) તું વણુ ( ત્હારા વિના ) સર્વમાં ( સર્વ ઠેકાણે ) ધ્વાન્ત ( અંધકાર )જ છે.

૪ થા ચરણમાંના 'તાહરો' નો સંબન્ધ ૩ જા ચરણમાંના 'સુયશરંગ' સાથે છે.

ચરણ ૨ ઉષાને પોતાનું ઉર બતાવતી કલ્પી છે. એ રમણીય કલ્પના સ્વાભાવિક છે. અને વેદમાં *એક ઠેકાણે એવીજ કલ્પના છે તે **ભી**મરાવના

---

* ઋગ્વેદ ૧–૯૨–૪ જુવો. Muir's Sanskrit Texts vol. V. pp 183 and 185 જુવો.

વર્ણ સિંદુર જણાય વાદળે,
જે કિનાર કરીને સુનેરીની;
ઉત્સવે સુભગ સાળુ તે ધરે,
જો ઉષા તુજ પ્રિયાનુકારિણી. ૩૮

બ્રહ્મવિત્ સરિતને તટે થયા,
સ્નાનથી વિમલ નામ તારું તે,
ધ્યાનમાં સહિત આશિષે કહ્યા,
શબ્દમાં ધર્યુંજ વાંછિ સારુ તે. ૩૯

---

જોવામાં જો નહિં આવી હોય તો, અપૂર્વ ન છતાં હેમના મનમાં સ્વતઃ ઉત્પન્ન થયેલી ગણવી જોઇશે; અને એ વેદમાંની કલ્પના હેમના જોવામાં આવી હશે, તો હેનો સંસ્કાર અહિં પ્રગટ થયેલો ગણવો.

**શ્લોક ૩૮ મો**—ચરણ ૨. સુનેરીની–ષષ્ઠીપ્રત્યય નિરર્થક લાગે છે. સુનેરી કિનાર–એમજ કહેવું છે. અથવા–સુનેરી ( રંગ )ની–એમ ગણિયે તો બંધ બેસાડાય.

ચરણ ૩. ધરે–કર્તા 'ઉષા' છે.

ચરણ ૪. પ્રિયાનુકારિણી–( તુજ–ત્હારી ) પ્રિયા ( રાણી )નું અનુકરણ ( નકલ ) કરનારી. અર્થાત્, રાણીની પેઠે ઉષા સૂનેરી કિનારનો સિંદૂરિયા સાળુ પ્હેરે છે.

**શ્લોક ૩૯ મો**—જે બ્રહ્મવિત્ સરિતને તટે સ્નાનથી વિમલ થયા ત્હેમણે ધ્યાનમાં ( ધ્યાન ધરતી વખત ) આશિષ સહિત કહેલા શબ્દમાં ત્હારું નામ, ત્હારું સારૂં વાઞ્છિને, ધર્યું છે. અર્થાત્, ઇશ્વરનું ધ્યાન ધરતી વખતે તેઓ ત્હને શુભાશિષો દે છે.

ચરણ ૧. બ્રહ્મવિત્=બ્રહ્મને જાણનારા.

ચરણ ૨. તે–ત્હેમણે, એમ તૃતીયા જોઇયે.

ચરણ ૩. આશિષે સહિત–આશિષથી સહિત (યુક્ત). અર્થાત્–આશિષ સહિત. આમ જરાક ક્લિષ્ટતા આવે છે.

ચરણ ૪. તે—પુનરુક્ત અથવા વ્યર્થ લાગે છે. તે સારું–એમ 'સારુ' જોડે સંબદ્ધ ગણીને અને 'અત્યન્ત, પ્રસિદ્ધ, ઊંચા પ્રકારનું ( સારું, હિત )' –એમ અર્થ ઘ્હરાણે બેસાડાય.

રે પ્રજાધિપતિ આ સમે ઉઠચા,
તુંપરાક્રમ અગાધ સાંભળી,
હેમવર્ણ થકી તું પરે ત્રુઠચા,
સૂરી લેખ તુજ તે લખે વળી. ૪૦

જે સુવૃક્ષ રમણીય કાનને,
વાસ આપી મનને નવાં કરે;
ભૂમિ રક્ષણ પરિશ્રમો મને,
ધારી પ્રત્યુપકૃતિક્રમો ધરે. ૪૧

---

**શ્લોક ૪૦ મો**—ચરણ ૧. ઉઠચા–ઉઠેલા ( સૂરિનું વિશેષણ ).

ચરણ ૨. તુંપરાક્રમ=ત્હારું પરાક્રમ (ષષ્ઠીતત્પુરુષ સમાસ).

ચરણ ૩. હેમવર્ણ થકી–સૂનેરી વર્ણ (અક્ષર)થી; 'લખે' (ચરણ ૪.) જોડે સંબન્ધ છે. તુંપરે ત્રુઠચા–ત્હારા ઉપર ત્રૂઠેલા ( તુષ્ટ થયેલા ). 'સૂરી'નું વિશેષણ.

ચરણ ૪. સૂરિ=પંડિત; કવિ. ( કવિ, સૂરિ, એ શબ્દો પંડિતના પર્યાયો જ છે; અસલના વખતમાં કવિત્વ અને પાંડિત્ય બંનેનો સંબન્ધ આવશ્યક મનાતો હતો વગેરે કારણથી ).

પ્રભાતમાં ઊઠીને સૂરિયો ત્હારું પરાક્રમ સાંભળી પ્રસન્ન થઇને સૂનેરી અક્ષરે ત્હારા લેખ ( ત્હારાં યશોગાન ) લખે છે.

**શ્લોક ૪૧ મો**—ચરણ ૨. નવાં કરે=તાજાં કરે; પ્રફુલ્લ કરે.

ચરણ ૩. રક્ષણપરિશ્રમો–હેનું ( ભૂમિનું ) રક્ષણ કરવામાં ત્હેં પરિશ્રમ લીધેલા તે. મને=મનમાં ( ૪ થા ચરણમાં 'ધારી' છે તે સાથે સંબન્ધ છે).

ચરણ ૪. પ્રત્યુપકૃતિક્રમો=પ્રત્યુપકાર (ઉપકારના બદલા )ના ક્રમ ( કૃતિયો ).

ધરે–હેનો કર્તા ' ભૂમિ ' છે.

આ શ્લોકમાંની કલ્પનાને કાંઈક મળતીજ કલ્પના સર્ગ ૧લાના પરિશિષ્ટમાંના પ્રથમ શ્લોકમાં છે. ત્હાં ઉપકાર પ્રત્યુપકારની આપ લે પ્રકૃતિનાં તત્ત્વોમાં માંહિં માંહિં છે ( જલ અને ફૂલની વચ્ચે ); અહિં પ્રકૃતિસ્વરૂપ અને મનુષ્યની વચ્ચે છે ( ભૂમિ, વૃક્ષ અને પૃથુરાજ વચ્ચે ).

અમ્બુજો નૃપ સરોવરે ખીલ્યાં,
જે મનોહર રવિપ્રસાદથી;
તેમ આ તુજ કૃપા વિષે ઝિલ્યાં,
લોકનાં મન ખીલે વિલાસથી. ૪૨

જ્યોતિદ્દીપ તણી આંખી જો દીસે;
ભાનુના કિરણથી ખશી જતા
દુષ્ટ પ્રાણી ત્યમ તું ગુણો વિષે,
ક્ષુદ્ર જીવ સહુ શાન્તિ પામતા. ૪૩

જે નૃપેન્દ્ર ગ્રહ વર્ગ સર્વનો,
અસ્ત આ દિનકર પ્રભાવથી,

---

શ્લોક ૪૨ મો—ચરણ ૧. નૃપ-સંબોધન છે. 'જે' અને 'તેમ' એ બેથી થતો, વાક્યનો સંબન્ધ અથવા સંબન્ધભંગ શ્લોક ૩૨ માં છે તે રીતે જ છે.

અહિં જરાક અલંકારમાં ક્ષતિ આવે છે. બાહ્ય દર્શને—વાક્યરચના જોતાં,—સરોવરને પ્રતિરૂપ રાજાની કૃપા છે, અને રવિપ્રસાદને પ્રતિરૂપ વિલાસ છે; કો'નો વિલાસ? એ ઊણું રહે છે. પણ રાજાનોજ વિલાસ સમઝવો; તો રાજાની જ કૃપા અને રાજાનો જ વિલાસ હેમાં બહુ અર્થ પણ નથી સમઝાતો અને ગોટાળો પણ થાય છે. ખરી વાત એ છે કે રાજા તે રવિના પ્રતિરૂપ ધાર્યો છે; પછી કૃપા અને વિલાસ એ આણીને ગડબડ થઇછે.

શ્લોક ૪૩ મો—પ્રથમ ચરણ સ્વતંત્ર જ વાક્ય છે; પછીનાં વાક્યોજોડે કાંઇ સામ્ય વગેરેનો સંબન્ધ જણાતો નથી. પણ જાણે હોય એમ શરૂ થયું લાગે છે; તેથી અલંકારમાં તૂટક પડે છે.

રવિકિરણથી દુષ્ટ પ્રાણી ખશી જતા (જાય છે; શિયાળ, વરુ, વગેરે), તેમ ત્હારા ગુણોને વિશે (ગુણોના પ્રકાશમાં, પ્રકાશથી) બધા હલકા માણસો શમી જાય છે. આ છેલ્લા વાક્યમાં શો ભાવાર્થ છે તે સ્પષ્ટ સમઝાતું નથી. હલકા માણસો રાજાના ગુણમાં શમી જાય એટલે શું?

શ્લોક ૪૪ મો—ચરણ ૧. નૃપેન્દ્ર—સંબોધન છે. પૂર્વાર્ધમાં 'છે' 'થયો' કે હેવું, ક્રિયાપદ લેવાનુંછે.

સૂચવે સુભટ શત્રુ ગર્વનો,
નાશ તે તુજ મહાનુભાવથી. ૪૪

શ્યામ રાત્રિ ધરી તેજમાં ખીલ્યો,
ખિન્ન કાન્તિ અતિ મન્દ ચન્દ્રમા;
હારિ અર્ક ઉદયે પડ્યો વિહ્‌લો,
ગુપ્ત થાય જયમ માગતો ક્ષમા. ૪૫

તે દશા મલિન મ્લેચ્છ મુખ્યની,
જો થઈ સુભટ વીર તું ચડયે;
તોય વાયુ ચલ કોટિ વૃક્ષની,
સૂચવે શરણ ડાળિયો વડે. ૪૬

---

દિનકરપ્રભાવથી સર્વ ગ્રહવર્ગનો અસ્ત જે થયો તે ત્હારા મહાનુભાવથી થતા સુભટશત્રુવર્ગનો નાશ સૂચવે છે.

ચરણ ૪. મહાનુભાવથી=મહાન્ પ્રભાવ–પ્રતાપથી. ('अनुभावः प्रभावेच' અમરકોશ ).

**શ્લોક ૪૫ મો**—રાત્રિના અંધકારમાં તેજસ્વી થઈને ખીલેલો ચંદ્રમા રવિ ઉદય થતાં હારી જઇ ખિન્નકાન્તિ અને મન્દ થઇ વ્હીલો પડી ગયો, અને તેથી ક્ષમા માગતો હોય એમ સંતાઇ જાય છે.

અંધારામાં ચંદ્રનું જોર અને તેજ ચાલ્યું ત્હેમાં શું? તેજોનિધિ સૂર્ય ઊગતે તો બધો હેનો દમામ રદ્દ થયો.

**શ્લોક ૪૬ મો**—આ શ્લોક ૪૫ મા શ્લોક જોડે યુગ્મક લેવાનો છે. પૃથુરાજ તે સૂર્ય અને મ્લેચ્છરાજા ( શહાબુદ્દીન ગોરી ) તે ચન્દ્ર એમ કલ્પના છે.

ચરણ ૧. મ્લેચ્છ મુખ્ય=મ્લેચ્છનો મુખ્ય ( અધિપતિ, રાજા ).

ઉત્તરાર્ધ—તોપણ પવનથી ચંચલ ( હાલતાં ) કરોડો વૃક્ષની ડાળીઓ વડે ચન્દ્ર શરણ સૂચવે છે; એ ડાળિઓ પછાડી સંતાઈ અસ્ત પામતો ચન્દ્ર શરણે આવ્યોછું એમ સૂચવે છે. મ્લેચ્છ રાજાને પણ આ પર્યાયે લાગૂ પાડવાનું છે. પણ મ્લેચ્છરાજવાળું ઉપમેયવાક્ય વચમાં આવ્યું છે અને ઉપર નીચે ચન્દ્રસંબન્ધી વાક્યો આવ્યાં છે તેથી જરાક કઢંગુ થયું છે. ઉત્તરાર્ધ-વાળા વાક્યનું ઉપમેય વાક્ય અનુક્ત રાખી વ્યઙ્ગ્ય રાખી સકાય એટલે બહુ અડચણ નથી.

તે ક્ષણે પૃથિવીનાથ તોય તે,
આ અનન્ય અધિકાર વીસર્યો;
એકવાર મન ચેતના થતે,
હું મનુષ્ય સમજી જરા ઠર્યો. ૫૪

સત્વરે નૃપતિ ચાલીો ત્યાં થકી
જેમ તે તજિ પ્રવૃત્તિ એકલો
જાય વંદ્ય ગૃહ દેવતા લગી,
આવતાં અનુજને વિંટી વળ્યો. ૫૫

---

ચરણ ૩. ઘણું દુખી—'સુમુખ'નું વિશેષણ છે.

વગર બોલ્યે મુખમુદ્રા ઉપર દુઃખ જણાઇ આવતું હતું, હેવું દીન બનેલું ( પતિ યુદ્ધમાં જનાર તેથી );—માટે 'અવાચકપણે (અવાચકપણાથી–૦પણા સાથે ) દુખી' કહ્યું છે.

ચરણ ૪. મુખ હાથમાં લીધું; પછી એકદમ રાણીથી પોતાના મનને વિમુખ (અળગુ) કર્યું. એક કઠણ પણ એકાએક પ્રયાસે જ એકદમ મનમાંથી પ્રેમ વગેરેને ખશેડી દીધો, એક આચકામાંજ,—એમ ભાવ છે. માટેજ "સુમુખ (હાથમાં) લેઇને" એમ કહીને તરત હેની સાથે સંબદ્ધ રીતે જ 'મન વિમુખ કર્યું' એમ પરસ્પર વિરુદ્ધ દેખાતી રીતે કહ્યું છે; પણ વિરોધનો આભાસ છે. એ વિરોધમાંથી તો ઉપરનો ભાવ વ્યક્ત થાય છે.

**શ્લોક ૫૪ મો**—તોપણ તે ક્ષણે ( સહસા પ્રયાસે રાણીથી છૂટા પડતાં ) પૃથ્વીનો પતિ ( છતાં ) પોતાનો અનન્ય અધિકાર ભૂલ્યો, (પોતાના જેવી પદવી બીજાની નહિં હેવી સર્વોપરિ રાજાની પદવી ભૂલી જઇને, વિહ્વલ થઈ ક્ષોભવશ થયો). પણ જે'વી પાછી એકવાર મનમાં ચેતના થઇ (મન જાગૃત થઈ સાવધ, સાવચેત થયું ) એટલે તરત "હું મનુષ્ય છુ" (અર્થાત્–હાવા પ્રેમ, વિરહ, વગેરેથી થયેલા વિકાર જેવી નજીવી વાતથી ન હારતાં મનુષ્યત્વના ઊંચા ગુણ—ધૈર્ય વગેરેનું અવલમ્બન કરવું જોઇયે ) એમ સમઝીને જરા ઠર્યો (શાન્ત થયો; સ્વસ્થ થયો).

**શ્લોક ૫૫ મો**—તે પ્રવૃતિ તજીને (એ પ્રવૃત્તિ–અર્થાત્–રાણીના વિરહથી ક્ષોભ વગેરે ભાવમાંનું રોકાણુ–તજી દઇને, હેમાંથી મનને છોડવીને) એકદમ એકલો

ઉચ્ચ કો અસિ ધરી ધનુષ્યને,
યુક્ત તે પટકુલે વિરાજતે;
રાણીં હાથ દઈને કહે મને
આણજે મન રણાન્તમાં જતે. ૫૨

લેઈને સુમુખ એ પ્રિયા તણું,
પ્રેમનાં અધિક આંસુથી ભર્યું;
તે અવાચકપણે દુખી ઘણું,
ચિત્તને વિમુખ રાણીથી કર્યું. ૫૩

---

=આંગણું. ત્તરફ સજ્જ થાય—અર્થાત્, ત્તરફ જવાને સજ્જ થાય. 'જવાને' એ અધ્યાહાર સહજ રીતે લેવાશે.

ચરણ ૪. અરિ (શત્રુ) ના ભંગ ( વિનાશ, વધ ) ના ક્રૌર્યથી; શત્રુનો વધ કરવા માટે ઉત્પન્ન થયેલી ક્રૂરતાને લીધે આંખ્ય ( પૃથુરાજની ) તેજસ્વી થઇ હતી. આંખ્યમાં યુદ્ધકાળની વિકરાળતા પ્રકાસતી હતી. યુદ્ધમાં શત્રુને મારવામાં ક્રૂરતાનો ઉપયોગ થાયજ. પણ તે દોષરૂપ ક્રૂરતા નહિં.

**શ્લોક ૫૨ મો**—ચરણ ૧. ઉચ્ચ કો અસિ—કોઇક ઊંચીજ જાત્યની તરવાર. 'કો' એ શબ્દથી અવર્ણ્યતા દર્શાવી છે. અસિ અને ધનુષ્યને ધરીને (લઇને) એમ અન્વય છે.

ચરણ ૨. યુક્ત=યોગ્ય; ધટતાં; યુદ્ધમાં જતે પ્હેરવાને યોગ્ય.

પાણીદાર તરવાર અને ધનુષ્ય લઇને યુદ્ધયોગ્ય પટકુલથી પૃથુરાજ વિરાજતે (શોભતે છતે; શોભ્યો તે વખત),—

ઉત્તરાર્ધ—રાણી રાજાને હાથ દઇને ( કંઠે હાથ નાંખીને ) કહે છે—"રણાન્તમાં જતે (રણસંગ્રામની અંદર જતાં) મ્હને તું મનમાં લાવજે (મ્હને યાદ આણજે; ભૂલી ના જઇશ"). આ લાગણીમાં બે તરેહના ભાવ રહ્યા છે;—એકતો પ્રેમની પરાકાષ્ઠા અને બીજું પ્રિયાના સ્મરણથી થતું શૌર્યનું ઉદ્દીપન. બેમાંનો કિયો ઉદ્દિષ્ટ હશે તે ખાતરીથી નથી કહેવાતું પણ વિલાસપરતાની જ મૂર્વિ સંયુક્તાને ગણી છે તેથી પ્રથમનો જ ભાવ હશે એમ લાગે છે.

**શ્લોક ૫૩ મો**—ચરણ ૧. લેઇને—હાથમાં લેઇને. (હડપચી અને ગાલના ભાગને નીચેથી હાથમાં પકડીને).

+વિધવિધ ભરિ રંગે ઊમરો જ્યાં સમાર્યો,
નિકટ જ પ્રતિહારે, હેમનો દંડ ધાર્યો;
નરપતિ અટકાવ્યો શૂરપૂરે વહેતો.
કુલયુવતિજનોને આણીં નૌકા રૂપે તો. ૫૭

*આકાળે સહુ સૈનિકે ઉલટમાં અગ્રેથીં ભાલા ધરી,
છોડી બાંધીં કટાર રાષ્ટ્રજયનો ઉગ્ર ધ્વનિ ઉચ્ચરી;
તેથી તે નૃપ અશ્વ આકુલ થઈ ઊડે હિંડી આગળે,
જે રીતે પતિનો પ્રભાવ યશનો પોતાથીં વ્હેલો સરે. ૫૮

---

+માલિનીવૃત્ત *શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

માટે જે મહેલનો દરવાજો શુભ ગણાતો હતો તે-એમ અર્થ લઇયે. અથવા મહેલનો હમેશનો-દરવાજો-અને તે રસ્તે જઇને જય મેળવવાનો ધારેલો માટે જયદ્વાર એમ હશે.

**શ્લોક ૫૭ મો**—ચરણ ૧. ઊમરો-એ જયદ્વારનો ઊંબરો. સમાર્યો =શણગાર્યો; સ્વચ્છ કરીને ચિત્રથી શણગાર્યો.

ચરણ ૨. ધાર્યો—કર્તા-'પ્રતિહારે'

ચરણ ૩. અટકાવ્યો-કર્તા 'પ્રતિહારે' એમ અધ્યાહાર હશે.

શૂરપૂરે વ્હેતો—શૌર્યના જોસમાં ધશીને ઝડપથી જતો.

ચરણ ૪. વદાય થતી વખત શુભવિધિ કરવા માટે બધી કુલયુવતીઓને પ્રતિહારે નૌકારૂપે આણીને રાજાને અટકાવ્યો. આમ કાંઇક અર્થ લાગે છે. ખાતરીથી નથી કહી સકાતું. અને 'નૌકારૂપે' કહેવામાં શો હેતુ છે તે નથી સમઝાતું.

**શ્લોક ૫૮ મો**—ચરણ ૧. અગ્રેથી ભાલા ધરી—ભાલાઓ ટોચેથી પકડીને-એટલે-અણીયો હાથમાં ઝાલીને એમ નહિં પણ અણિયો ઊંચે દેખાય એમ; અર્થાત્—ભાલા ઊંચા કરીને; ઉત્સાહમાં તથા રાજાના સંમાનાર્થે ભાલા ઊંચા ધરીને.

ચરણ ૨. છોડી બાંધીં કટાર-કટાર કમરે છોડીને પાછી બાંધીને. વિશેષ દૃઢ તૈયારીનું આ સ્વરૂપ બતાવે છે; જો કે સસજ્જતામાં અને કવા-' યદમાં ખામી જણાય છે). અર્થ આ હશે એમ કલ્પના છે. બીજો જડતો નથી.

+સુભગ સુધીર અલંકૃતાંગ તોયે,
મન વૃત્તિ બહુ વિહ્વલ પ્રતેથી;
ત્વરિત થઇ વિષમક્રમે હિંડયો એ,
કુસુમે વૃષ્ટિ કરી સુરે નભેથી. ૫૯

---

+પુષ્પિતાગ્રાનો ઉપજાતિ વૃત્ત.

રાષ્ટ્રજયનો ધ્વનિ–ભારત દેશનો જય થાઓ હેવી તરેહનો પુકાર. ભારતવર્ષની જે બોલાવીને, એમ અર્થ છે.

પૂર્વાર્ધ પૂર્ણ વાક્ય જણાય છે. અને હેમાં પૂર્ણ ક્રિયા 'બાંધી' શિવાય બીજી જણાતી નથી. અને તેમ લેતાં એ ક્રિયાનું અર્થસંબન્ધે પ્રાધાન્ય લગારે નથી તેથી ક્ષતિ આવે છે. જયધ્વનિ ઉચ્ચાર્યો ( ઉઠાવ્યો ) એમ કહેવાનું મુખ્ય છે અને મુખ્ય ક્રિયાપદના રૂપમાં જોઇતું હતું.

ચરણ ૩. તેથી–જયધ્વનિના પુકારનો અવાજ સાંભળીને.

ચરણ ૪. જાણેકે પોતાના પતિ–પૃથુરાજ–નો યશઃપ્રભાવ હેનાથી ( અશ્વથી ) આગળ ના જતો હોય એમ કરીને; આગળ દોડતા પૃથુરાજના યશના પ્રભાવને પકડી પાડી હેનાથી આગળ જવા માટે જાણે ના હોય એમ. આમ અર્થ લાગે છે. પાણીદાર ઘોડો પોતાનાથી બીજાને આગળ જતો ના ખમી રહે.

પતિનો પ્રભાવ યશનો–અર્થાત્–પતિના યશનો પ્રભાવ. પ્રભાવનો ષષ્ઠી-સંબન્ધ પતિ જોડે હોઇ વળી તરત યશ જોડે કર્યો છે તે જરાક વ્યાકરણ-દોષ જેવું જણાય છે; પણ પતિનો પ્રભાવ–શેનો ? યશનો. પતિના યશનો; —આમ વિચારનો ઉત્પત્તિક્રમ જોતાં રૂપ પણ એમ મૂકાયાં છે. એ જોતાં દોષ મ્હોટો નથી; દોષ નથી એમ પણ કહેવાય.

જે રીતે=જાણે કે. ઉત્પ્રેક્ષાવાચક તરીકે આ શબ્દો સાધારણ રીતે નથી વપરાતા, ઉપમાવાચક છે. પણ અહિં ઉપમા ઇષ્ટ નથી એમ લાગે છે.

**શ્લોક ૫૮ મો**—પૂર્વાર્ધ—અર્થ સ્પષ્ટ નથી જણાતો. પ્રતેથી–?

'તોએ' એ 'સુધીર' અને 'વિહ્વલ' વચ્ચે વિરોધ બતાવી સકે. પણ એ શબ્દ આવ્યા છે હેવા કે અલંકૃતાઙ્ગને પણ વિરોધના એક પક્ષમાં મૂકે છે અને ત્હેમાં કાંઈ સાર્થકય નથી જણાતું.

વળી પાછી મનવૃત્તિની વિહ્‌વલતા થઇ. શા માટે ? કાંઇ પ્રસંગ નથી આણ્યો. ભાવિ પરાજયના અશુભચિહ્‌ન તરીકે આ સ્થિતિ વખતે વર્ણવી ો-તો ચરણ ૪ માં દેવલોકે કરેલી વૃષ્ટિ અસ્થાને થાય છે.

ચરણ ૩. વિષમક્રમે હીંડ્યો—એકધારાં નહિં હેવાં પગલાંએ ચાલ્યો— ોડાનેજ ચલવ્યો એમ સમઝવું; પોતે ઘોડા ઉપર છે તેથી).

વિહ્‌લ વૃત્તિને લીધે વિષમ પગલાં. આ અર્થ સુઘટિત નથી લાગતો. વિષમનો અર્થ વસમાં, બહુજ કઠણ, જોરદાર વેગવાળાં એમ અર્થ લેવાય; પણ ક્લિષ્ટતા આવે.

ચરણ ૪. આ અદ્‌ભુત અંશ અસંભવિત છતાં જાણી જોઇને કવીએ મૂક્યો છે.



# સર્ગ ૬ ઠ્ઠો.

*ક્ષણે શુભે તે નૃપરાજ રોકયો,
બંધુ કહી ઉત્સુક વીર ટોકયો;
રક્તાક્ષતે ત્યાં ભરી થાળ લાવી,
સમસ્ત વચ્ચે અનુજાય આવી. ૧

કરે ગળામાં ફુલહાર દીધો,
વિધિક્રમે ભાઇ વધાવી લીધો;
સુપુષ્પ મુષ્ટિ ભરી એક આપી,
વિનમ્ર શીર્ષે વિનયેથી નાંખી. ૨

---

* ઉપજાતિ વૃત્ત.

**શ્લોક ૧ લો**—ચરણ ૧. તે શુભ ક્ષણે—જય કરવાને નિકળવાના શુભ મુહૂર્તે. રોકયો—કર્તા 'અનુજાએ' ( અધ્યાહૃત ) છે.

ચરણ ૨. ઉત્સુક—રણમાં જવાને ઉત્સુક થઇ રહેલો.

વીર=શૂર. ટોકયો—કર્તા—'અનુજાએ' ઉપર પ્રમાણે. ટોકયો=ઉભા રહો, મ્હારી વદાય લીધા વિના ક્યહાં જાઓછો એમ કરીને.

ચરણ ૪. અનુજાય—'ય' પાદપૂરણાર્થ છે. અનુજા=ન્હાની બ્હેન.

સમસ્ત વચ્ચે—બધા સૈનિક વગેરેની વચમાં થઇને, રાજાનો ઘોડો હતો ત્યહાં, આવી.

**શ્લોક ૨ જો**—ચરણ ૧. કરે—પોતાના (બ્હેનના) હાથ વડે. ગળામાં =પૃથુરાજના ગળામાં.

ચરણ ૨. વધાવી લીધો—આ અયુક્ત લાગે છે. જનારને નહિં, પણ આવનારને તો વધાવી લેવાનું જાણ્યું છે. 'વદાય કીધો' એમ કહ્યું હોત તો ઠીક હતું.

ચરણ ૪. વિનમ્ર શીર્ષે—રાજાના નીચા નમાવેલા માથા ઉપર. રાજા ઘોડા ઉપર તેથી માથું નીચું નમાવવું પડેલું—હાર પ્હેરતે—તેજ વખત મૂઠી ભરીને ફૂલ પણ હેના માથા ઉપર નાંખ્યાં.

વદી સ્વસા તું વરવા સુકીર્ત્તિ,
જતો ઉમંગે અરિ દુષ્ટ જીતી;
અપાવ આણી ઉપહાર મ્હોટો,
સુવીર તારો નહિં કાંઇ જોટો. ૩

શ્રમે રમી વિક્રમ રંગ રૂડો,
કળે બળે સંયુગઠામ ઊંડો;
જજે વધૂ દિવ્ય અલોકય લેવા,
મહાશયારંભ જ નિત્ય એવા. ૪

અધીર થાતો ન જરા તું ક્યારે,
પરાભવે જે બગડયું સમારે,

---

ત્રીજા ચરણમાં ફૂલની મૂઠી આપી કહી છે અને વળી ૪થા ચરણમાં મૂઠીને જ માથા ઉપર નાંખી કહી છે; એ ગુંચવાડો થયો છે. ફૂલની મૂઠી કોઈ દાસીએ આપી તે લઇને બ્હેને ભાઇના માથા ઉપર નાંખી એમ કરીયે તો બંધ બેસે. પણ 'દાસીએ' એ અધ્યહારના નિયમ વિરુદ્ધ અધ્યાહાર લાવવો પડે છે.

**શ્લોક ૩ જો**—ચરણ ૩. ઉપહાર=ભેટ. તે તો મ્હોટાંને અપાય. પણ અહિં તો બ્હેન પોતાને માટે ઇનામ માગે છે તે અર્થે ઉપહાર શબ્દ યોગ્ય નથી.

**શ્લોક ૪ થો**—ચરણ ૧. વિક્રમરંગ—યુદ્ધમાં બહાદુરીનો રંગ (રમી).

ચરણ ૨. કળથી તથા બળથી. માત્ર બુદ્ધિહીન બળ ક્ર્યાથી પરાજય પોતાનો થાય, માટે બુદ્ધિ અને શૌર્ય બંને વડે.

સંયુગઠામ=સંયુગ(=યુદ્ધ) ને ઠેકાણે. ઊંડો—રંગનું વિશેષણ છે. 'પુષ્કળ' એમ અર્થ છે.

ચરણ ૩. કીર્તિરૂપી દિવ્યવધૂ. કીર્તિ મૂર્ત નહિં તેથી 'અલોકય' (અદૃશ્ય) કહી છે.

ચરણ ૪. મહાશયારમ્ભ=મહાશયોના (મહાન્ હૃદય–ભાવવાળા માણસો-ના) આરમ્ભ (=પ્રયત્ન; પ્રયાસ; ઉચ્ચકૃતિયો).

**શ્લોક ૫ મો**—ચરણ ૧. 'ક્યારે'=કદિપણ; અર્થાત્—વખતે ક્ષણિક પરાજય થાય તોપણ.

પ્રતાપ તેનો વિજયીથી હ્હોરે,
ઉત્સાહ રાખી કરજે તું જોરે. ૫

સામન્ત સંખ્યા નથી કાંઇ થોડી,
જિતે ન તેમાં નહિ માલ કોડી;
નથી અમિત્રે ત્યમ કોઇ સાથી,
સદા તું વીંટચો સુભટ પ્રજાથી. ૬

રણે ચઢી જે ભયથી જ ત્રાસે,
શત્રુ સમક્ષે ડર ખાઇ નાસે;
પડે બિહલો જે બહુ જોઇ આધિ,
જિવ્યો ન જીવ્યો જિવી ધૂળ ખાધી. ૭

અરિપ્રસંગે લડતાં અધીરે,
ભીરૂ થઇ સ્થાનક છાંડિ હીંડે;
લજ્જા કરી કાં ઘરમાંહિ હેઠો,
સ્ત્રી ઠામ પ્હેલેથી ન કેમ બેઠો. ૮

---

ચરણ ૨ તથા ૩ મળી એક વાક્ય છે.

ચરણ ૪. જોરે–આ શબ્દ અને તે બહુ વચનમાં અહિં ક્ષતિકારક લાગે છે.

શ્લોક ૬ ઠ્ઠો—ચરણ ૨. આતો પ્રશંસાની વિરુદ્ધ અર્થ બને છે. પણ તાત્પર્ય એમ લાગે છે કે તું જીતીશ હેમાં નવાઈ અથવા સંશય છે જ નહિં.

ચરણ ૩. અમિત્રે=શત્રુઓની પાસે. સાથી=મદદગાર.

શ્લોક ૭ મો—ચરણ ૩. આધિનો અર્થ તો માનસિક દુઃખ છે; પણ અહિં 'કાયિક દુઃખનું કારણ'. 'દુઃખજનક દેખાવ' હેવો કાંઇક અર્થ છે. યુદ્ધમાં અનેક દુઃખદાયક બનાવ બને તે જોઇને બ્હીલો પડે; એમ અર્થ લાગે છે.

શ્લોક ૮ મો—ચરણ ૧. અરિ (દુશ્મન)ની સાથે પ્રસંગ પડતાં (અર્થાત્, દુશ્મન જોડે યુદ્ધમાં) લઢતાં અધીર થઇ જઇને (ધૈર્ય ખોઇને).

ચરણ ૨. ભીરુ=બ્હીકણ.

સંગ્રામમાં સૈનિક રાખી જાજો,
આ રત્નના તોરણની જ લાજો,
અમૂલ્ય જાણી ત્યમ સ્વામિ તેનો,
સુખે બચાવો ખપ એક જેનો. ૯

શ્રમે લઢી સત્ દઢતા ધરીને.
પ્રયોજને કાં અરિ સંહરીને;
સુવીર લાવો નૃપ આમ પાછો,
યશસ્વરૂપે નહિ કાંઈ ઓછો; ૧૦

ક્રમે શ્રમે કાં રણમાં રમીને,
સુખે દુખે સંકટ સૌ ખમીને,
મહાર્હ રાખો જતિ લાજ પાસે,
અખંડ તે ભારતની પ્રયાસે. ૧૧

---

ચરણ ૩. 'તે' અધ્યાહાર્ય છે. જે બીરુ થઈ જગા તજીને જતો રહે તે. ઠેઠો=ઠેઠ. એ અવ્યયને વિશેષણ બનાવી દઈ જાતિ લગાડી જણાય છે. અથવા ઠેઠો=નમાલો, એમ હોય. પણ હેવો શબ્દ જાણ્યો નથી.

**શ્લોક ૯ મો**—ચરણ ૧. સૈનિક-સંબોધન છે. "હે સૈનિકો!" એમ. આ શ્લોકથી માંડીને ૧૭ મા શ્લોક સૂધી સૈનિકોને સંબોધીને પૃથુરાજની બ્હેનનાં વચન છે.

**શ્લોક ૧૦ મો**—ચરણ ૨. કાં=અથવા. 'પ્રયોજને' નો અર્થ પણ બરોબર નથી બેસતો.

ચરણ ૩. આમ=અહિં; દિલ્હી ભણી.

ચરણ ૪. યશરૂપી દેહમાં લગારે ઓછો (ઊણો, ક્ષતિ પામેલો) નહિં, હેવો પાછો લાવો. હેના યશને ઝાંખ લાગ્યા વગર પાછો લાવો; અર્થાત્—વિજય મેળવીને.

કાંતો વિજય મેળવીને પૃથુરાજને યશઃશરીરે અક્ષત પાછો લાવો; અથવા તો—

**શ્લોક ૧૧ મો**—રણમાં સંકટ ખમી **ભા**રતવર્ષની લાજ રાખો:

ન ધૈર્ય રે'તો શર કોટિ લાવું,
ધારી કટારી રણ સાથ આવું;
ન દીસતા કો તમ માંહી ઓંખા,
યુધે પધારી વળજોજ આખા. ૧૨

પ્રયત્નથી રક્ષણ કાં કરીને,
મહાર્યભૂમિ તણું સંચરીને;
હતી તથા છે ત્યમ રાખી લેજો,
પ્રસિદ્ધિ લ્હાવો યશ વાત કહેજો. ૧૩

---

યુદ્ધમાં પડીને (મરણપામીને) પણ લાજ રાખો. આમ ૧૦ મા તથા ૧૧ મા શ્લોકમાંના 'કાં'-'કાં' નો સંબન્ધ છે.

ક્રમે ભ્રમે-મ્હોટી ફલંગોએ બધે ભમી વળીને; ચારે બાજૂ બહાદુર ફલંગોથી ઘૂમીને.

ચરણ ૩. મહાર્હ=મોંઘી. પાસે= પોતાની પાસે.

**શ્લોક ૧૨ મો**—ચરણ ૪. વળજો=પાછા આવજો. આખા=અક્ષત; કુશલ; જીવતા.

**શ્લોક ૧૩ મો**—કાં=અથવા. હાનો સંબંધ સ્પષ્ટ નથી. વખતે પૂર્વના શ્લોક જોડે સંબંધ હશે. 'અથવા ધૈર્ય રહે તો, અને મ્હારે રણમાં સાથે આવવાની જરૂર ના હોય તો-આર્યભૂમિનું રક્ષણ કરી પ્રસિદ્ધિ લેજો'-આમ હશે.

પૂર્વાર્ધ—પ્રયત્નથી સંચરીને=મહેનતથી યુદ્ધમાં ઘૂમીને. પ્રયત્નથી સંચરીને મહાર્યભૂમિનું રક્ષણ કરીને;—આમ અન્વય છે.

મહાર્યભૂમિ=મ્હોટી આર્યભૂમિ.

ઉત્તરાર્ધ—(તમારી) પ્રસિદ્ધિ હતી અને છે ત્હેવી ને ત્હેવી રાખીને લ્હાવો લેજો, અને યશની વાત કહેવાને પાછા આવજો (કહેજો=પાછા આવીને કહેજો)—આમ અર્થ લાગે છે. પણ 'પ્રસિદ્ધિ' અને 'લ્હાવો' એ શબ્દો તથા 'રાખી' અને 'લેજો' એ શબ્દો ગોઠવણમાં ગુંચવાઇ ગયા છે, અને વાક્યરચનામાં દોષ તેથી કરીને આવે છે. પ્રસિદ્ધિનો લ્હાવો-એમ સમાસ લેતાં પણ વાંધો આવે છે. 'હતી' એમ નારી જાતિ અસમસ્ત પદ

રિપુ હણીને અથવા મરીને,
સ્વરૂપ સ્વર્ગે સુરનું ધરીને,
અખંડ કીર્તિપદ પામી લે તે,
કહે રણે જે લડતાં પડે તે. ૧૪

યુધાન્ત ક્ષત્રીવટ જે ન રાખે,
લગાર સંકોચ શઠત્વ દાખે,
થયું શું એ કાયરને જણીને,
હું ધન્ય તેથી કહું વાંઝણીને. ૧૫

રણે ચઢીને પગલાં જ પાછાં
ભરે ડરીને બકી બોલ ઝાઝા;
ન કેમ જન્મ્યો જન બાયલો એ,
પ્હેલે થકી વ્યંડળમાંહ્યલો એ. ૧૬

---

'પ્રસિદ્ધિ'નેજ લાગૂ પડે છે તેથી; અને 'લ્હાવો રાખી લેવો' ના કહેવાય (લેવો, લઇ લેવો–કહેવાય) તેથી.

**શ્લોક ૧૪ મો**—આ શ્લોકમાં મુખ્ય ક્રિયાપદની બાબતમાં ગડબડાટ થઇ ગયો છે. મુખ્ય ક્રિયાપદ ત્રીજા ચરણમાંનું 'લે' જણાય છે; પણ હેનો સંબંધ 'રિપુ હણીને'ની સાથે નથી. રિપુ હણીને જીવનારને તો સ્વર્ગમાં દેવનું સ્વરૂપ લેવાનો પ્રસંગ નથી. તેમજ પ્રથમ ચરણમાં 'મરીને'છે ત્હેનો સંબંધ 'લે' સાથે છે અને વળી ૪ થા ચરણમાં 'લડતાં પડે' છે ત્હેનો પણ સંબંધ 'લે' સાથે આવીને પુનરુક્તિ કરતાં પણ વધારે ગુંચવાડો થાય છે. તેમજ ત્રીજા ચરણને અંતે 'તે' છે અને ૪ થા ચરણને અંતે 'તે' છે તે બંને ૪ થા ચરણમાંના 'જે' ના જ સાક્ષેપ હોઇ પુનરુક્તિ ઉત્પન્ન કરે છે.

બાકી શ્લોકનો અર્થ તો જણાય હેવો છે.

ચરણ ૪. કહે—કર્તા–લોકો. એમ લોકો કહે છે કે, હેવું કહેવાય છે કે–આમ અર્થ છે.

**શ્લોક ૧૫ મો**—ચરણ ૧. યુધાન્ત=યુદ્ધની અંદર. 'યુદ્ધાન્તઃ' શુદ્ધરૂપ.

ચરણ ૪. તેથી–ત્હેના કરતાં; કાયરને જણનારીના કરતાં.

**શ્લોક ૧૬ મો**—પૂર્વાર્ધ—પ્હેલાં બહુ બડાઇના બોલ બકીને પછી રણસંગ્રામમાં ચઢ્યા પછી ડરીને પાછાં પગલાં ભરે.

ઉપાય કોટિ કરી રાખવાની,
આ ભૂમિને આર્યસુપુત્ર માની;
ચિત્તે ધરો પૂર્વ કૃતિ કહેલી,
સ્વજન્મભૂમિ જનિતાથી મ્હેલી. ૧૭

પ્રવીર તુંએ જઇ યુદ્ધ મધ્યે,
રિપુ હણીને શુભ આવ સદ્યે;
હરાવીં જેવાં કરિયૂથ સામાં,
બેસે જઇ કેસરી કો ગુફામાં. ૧૮

ગણાઇ સામન્ત શિરગ્ર શૂરો,
વિભેદસંભેદ વિષે તું પૂરો;
રણે જવા ઉત્સુક યોધ ઉભા,
આ રાખજે ક્ષત્રિયરાજ્યશોભા. ૧૯

---

ઉત્તરાર્ધ—હેવો બાયલો પ્રથમથી જ વ્યંડળ કેમ ના જન્મ્યો ? એમ તાત્પર્ય છે. વ્યંડળમાંહ્યલો—એ ઉદ્દેશ્યપર જણાય છે પણ વાસ્તવિક રીતે વિધેયપર છે.

**શ્લોક ૧૭ મો**—હે આર્યના માની ( અભિમાની ) સુપુત્રો ! કોટિ ઉપાય કરીને આ ભૂમિને રાખવાની (હેનું મ્લેચ્છના હાથમાં જતાં રક્ષણ કરવાની ) પૂર્વેથી કહેલી કૃતિ ચિત્તમાં ધરો ( પૂર્વજોએ ઉપદેશ કરેલી કૃતિ કરવાનું ચિત્તમાં રાખો );–કારણ કે, જનિતા કરતાં પણ મ્હેલી સ્વજન્મભૂમિ છે.

**શ્લોક ૧૮ મો**—હવે પાછી પૃથુરાજને સંબોધીને કહે છેઃ–"પ્રવીર ! તું એ–ઇત્યાદિ."

**શ્લોક ૧૯ મો**—ચરણ ૧. શિરગ્ર—આ વિચિત્ર શબ્દ બનાવ્યો છે. શિર+અગ્ર મળી શિરગ્ર ના થાય. તેમ સંસ્કૃત શબ્દ શિરસ્ છે. અને શિર અને અગ્ર બંને કહેતાં પુનરુક્તિ થાય છે. સામન્તને મોખરે રહેલો એમ કહેવાનું છે.

ચરણ ૨. વિભેદસંભેદ—સેનાને છુટી પાડવી, પાછી જોડવી વગેરે વ્યૂહરચનાઓ; લશ્કરને યુદ્ધમાં પ્રેરવાની કળાના વિશેષ ભાગ

સ્વસાતણી તે સુણી એવી વાણી,
સપ્રેમ બાહુ શિરપાસ આણી;
ભિની થઇ ચંદન પુષ્પવાળી,
તે મોતીમાળા ઉરમાંહિ ઘાલી. ૨૦

વદે વધી તું સહુ નારીવર્ગે,
સુશબ્દ તારા વખણાય સ્વર્ગે;
જણાવી તેવી મન કામનાએ,
રહે તું સૌભાગ્યવતી સદાએ. ૨૧

પછી પ્રિયાએ નૃપ અગ્ર આવી
પેરાવી પોતે મણિમાળ લાવી;
પદે કર્યું વંદન લેઇ લ્હાવો
મુઠી ભરી મૌક્તિકથી વધાવ્યો. ૨૨

---

પૂર્વાર્ધમાં અપૂર્ણ વાક્ય આવી ત્રીજું ચરણ નવુંજ અસંબદ્ધ વાક્ય મૂકેછે તેથી અધૂરું લાગે છે. પણ પૂર્વાર્ધનો સંબન્ધ ૪ થા ચરણ જોડે આવી પૂર્ણ વાક્ય થાયછે. તો પણ ત્રીજા ચરણનું સ્વતંત્ર વાક્ય આમ વચમાં ઘુસાડ્યાથી વાક્યરચનાનો દોષ આવેછે.

"૦ ગણાઇને તું—શોભા રાખજે"—એમ અન્વય છે.

ચરણ ૪. 'આ'–'રાજ્ય'ની જોડે સંબદ્ધ છે.

**શ્લોક ૨૦ મો**—ચંદન અને પુષ્પ વળગેલી ભીની થયેલી મોતીની માળા પૃથુરાજે ( પોતાના ગળામાંથી કાઢીને ) બ્હેનના માથા પાસે પોતાના ભુજ આણીને હેના ઉર ઉપર પ્હેરાવી.

પોતાના શરીર ઉપર પુષ્પચંદન હોવાથી માળા ત્હેવી થયેલી.

**શ્લોક ૨૧ મો**—વદે—'પૃથુરાજ' કર્તા છે.

પૃથુરાજ કહેછે—"તું સહુ નારીવર્ગમાં વધી (ચઢિયાતી થઇ); ઇત્યાદિ."

ચરણ ૩. ત્હેં જે શૂરાતનયુક્ત મનકામના જણાવી ( 'ધારી કટારી રણ સાથ આવું,' 'શત્રુને મારજો અથવા મરજો, 'જીતીને પાછા આવજો', 'યશ ઝાંખો ન થવા દેશો', વગેરે ) ત્હેને યોગે.

**શ્લોક ૨૨ મો**—પછી વળી સંયુક્તા અન્તઃપુરમાંથી બ્હાર મેદાનમાં આવીને રાજાને વિધિપૂર્વક વદાય કરે છે.

મિતાક્ષરે આશિષ ઉચ્ચરીને,
પ્રજાધિપે કુંકુમનું કરીને
સુચિહ્ન ભાલે કરમાંહિ ઝાલ્યો,
ગળે પ્રિયાને મણિહાર ઘાલ્યો. ૨૩

---

આ ક્ષત્રિયોના રિવાજથી ઉલટું વખતે કોઇને લાગશે. પણ તે વખતમાં જનાનો ન્હોતો એ વિચારવું જોઇયે, જોકે, શ્લો. ૧ માં 'સમસ્ત વચ્ચે' બ્હેન આવી કહેવામાં વખતે એમ ભાસ થાય છે કે સ્ત્રીઓ પુરુષોમાં નહિં આવતી હોય. પણ એ ઠેકાણે અર્થ બીજી જ રીતે કરેલો છે તે જોવો. પ્રથમ અન્ત;પુરમાં સંયુક્તા વિયોગના દુ:ખથી કાન્તારૂપે છૂટી પ્હેરાણે પડી હતી; પણ પછી સ્વસ્થ થયા પછી રાજા રણે જવા ચઢ્યો એટલે આવીને વિધિ પ્રમાણે ક્ષત્રિયાણીને યોગ્ય રીતે વદાય દીધા.

ચરણ ૧. નૃપ અગ્ર–રાજાની આગળ.

ચરણ ૩. લ્હાવો લઇને પગે વંદન કર્યું. પતિને પગે પડવાનો લ્હાવો લીધો. એમ તાત્પર્ય છે.

ચરણ ૪. વધાવ્યો–વદાય દીધી કહેવાનું છે. વધાવવું તો આવનારને હોય, જનારને નહિં.

**શ્લોક ૨૩ મો**—થોડા ગણ્યા અક્ષરમાં રાણીને આશિષ દઇને, અને રાણીના કપાળમાં કુંકુમનું શુભ ચિહ્ન (ચાંલ્લો) કરીને, પ્રજાધિપે (રાજાએ) કરમાં મણિહાર ઝાલ્યો, ( કંઠમાંથી કાઢીને હાથમાં લીધો ) અને તે પ્રિયા ( રાણી )ને ગળે ઘાલ્યો.

ચરણ ૩. ભાલે–કપાળમાં.



# સર્ગ ૭ મો.

---

+ પ્રબળ તે દળ ક્ષત્રિય વંશનું,
ધરી પરાસ્પદ દાનવ ધ્વંસનું,
ઉભું કુરુ કુળની રણભૂમિમાં,
રહિ મદે હિમ દેહની કાન્તિમાં. ૧

વિકલ એક વિપક્ષ દ્રુમાન્તરે,
રચિ બીજે રિપુ સંમુખ અન્તરે,
સમદ સૈનિક ઉત્તરમાં ધરી,
સુઘટના ઘટનાલિક્રમે કરી. ૨

---

+ દ્રુતવિલંબિત વૃત્ત.

કાલિદાસના રઘુવંશના ૯ મા સર્ગમાં દ્રુતવિલમ્બિત છંદ મૂકી ત્હેના દરેક શ્લોકના ૪ થા ચરણમાં જે રીતે યમક આણ્યા છે તે રીતે અહિં આ સર્ગમાં પણ કર્યું છે. આ યમક બહુધા સરલ, સ્વાભાવિક જેવા, અને પ્રયાસરહિત, હોવાથી આકર્ષકતા રાખી રહે છે.

**શ્લોક ૧ લો**—ચરણ ૨. પરાસ્પદ—પર+આસ્પદ; આસ્પદ=ઠેકાણું, સ્થળ 'પર'નો ખરો અર્થ તો દૂર, જૂદું એમ છે. પણ અહિં 'પરમ'–મ્હોટું, ઉત્તમ એમ કાંઇક કહેવાનું ધારેલું લાગે છે.

દાનવ—મ્લેચ્છોને દાનવ જેવા ગણી દાનવ કહ્યા છે.

મ્લેચ્છોના ધ્વંસ ( વિનાશ )નું ઉત્તમ સ્થળ ધરીને ( રોકી રાખીને); અર્થાત્ મ્લેચ્છોનો સંહાર કરવાનો લાગ ઉત્તમ રીતે ફાવે હેવી લાભવાળી, સગવડવાળી, ભૂમિ પકડી રાખીને;

પરાસ્પદ=vantage ground; એમ હશે.

ચરણ ૪. મદે ( મદથી ) હિમદેહની કાન્તિમાં ( બરફ જેવા શરીરની –ઉજ્વલ—કાન્તિમાં ). ઉજ્વલ કાન્તિયુક્ત અને મદયુક્ત.

આ યુદ્ધ કુરુક્ષેત્ર ( પાણીપત )માં થયેલું ઇતિહાસપ્રસિદ્ધ છે.

**શ્લોક ૨ જો**—ચરણ ૧. વિકલ=? અર્થ સ્પષ્ટ નથી જણાતો. અડધો. સકલ નહિં માટે વિકલ,–એમ હશે. વિપક્ષ=શત્રુ, થાય. પણ અહિં તે અર્થ

વિપુલ વપ્ર રચી સિકતા તણો,
સુભગ પક્ષ મુકયો સુરવંશનો;
તુરગ પંક્તિ પુઠે ન ધસે ચળી,
ઘન પડે ન પડે જયમ વીજળી. ૩

યવનસૈન્ય અસંખ્ય સુણી નૃપે,
સુભટને શિબિરે વિનવ્યો ખપે;

---

ષ્ટિ નથી; લશ્કરનો ભાગ ( wing ) એમ અર્થ લાગે છે. દ્રુમાન્તરે=ઝાડની ઘટામાં.

ચરણ ૪. સુઘટના=સારી ઘટના ( ગોઠવણ )-લશ્કરની. ઘટનાલિક્રમે=? અર્થ નથી સમઝાતો. નાલી=નાલ; તોપ એમ અર્થ હશે. તોપોના ઘટક્રમ, -હાર,—માં.

લશ્કરનો એક ભાગ ઝાડની ઘટાઓમાં ગોઠવ્યો. બીજો ભાગ દુશ્મનની સ્હામે, પણ જરા દૂર ગોઠવ્યો, અને મદયુક્ત કેટલાક સૈનિકોને ઉત્તરમાં મૂકીને ત્હેમની કને તોપની હાર સજ્જડ અને સારી રચનાથી ગોઠવી. પૃથુરાજના વખતમાં ( એટલે આશરે ૭૫૦ વર્ષ ઉપર ) તોપોનો ઉપયોગ થતો હતો. ચંદકવિએ પૃથુરાજરાસામાં એક યુદ્ધ પ્રસંગે કહ્યું છેઃ-
छुटे नालगोला हवाइ उछ्रंगं. (નાલ=તોપ).

શ્લોક ૩ જો—ચરણ ૧. વપ્ર=કોટ; (entrenchment; earth-work).

માટી વગેરે ખોદી ટેકરાનો કોટ કરેલો તે; वप्र નો આ ખાસ અર્થ છે. અમરકોશની મહેશ્વરકૃત ટીકામાં परिखोद्धृतमृत्तिकाकूट ( ખાઇમાંથી ખોદી કાઢેલી માટીનો ટેકરો) એમ અર્થ આપેલોછે. સિકતા=રેતી.

રેતીનો કોટ ઊભો કરીને ત્હેને ઓઠે સૂર્યવંશી રજપૂતોનો પક્ષ (એ પક્ષનું લશ્કર) મૂકયો; અને ત્હેની પછાડી અશ્વદળ ગોઠવ્યું, તે તુરગ (અશ્વ) ની પંક્તિ પોતાની જગાએથી ચળીને લગારે ધસતી ન્હોતી; હેવી કવાયદને તાબે હતી;—ઘન ( મેઘ ) કદી પડે (વરસાદ વરશીને પડે) પણ વીજળી ત્હેની સાથે નથી પડતી, ત્હેવી રીતે. તુરગપંક્તિનું ઉપમાન વીજળી છે; તેજદારપણું સામાન્ય ધર્મ છે. પણ ઘનનું ઉપમેય શું છે તે જણાતું નથી.

શ્લોક ૪ થો—ચરણ ૧. નૃપે—પૃથુરાજે.

અર્યૂતશસ્ત્ર ભર્યાં ઉંટ ઊપરે,
દ્વિપદનાં પદ નાંખીં મુખાગરે. ૪

કટ તટે જઈને ઝટ કહેવું આ,
નિપટ શત્રુ ધસે ઉર સૂધિ ત્યાં,
ન ખસવું સ્થળ મૂકીં જ એક તે,
સબળ તે બળતેજથકી જિતે. ૫

સમરસિંહ સુણી તુરગે ચઢયો
પદદળે થઈને મુખમાં અડયો;
અજિત અર્કતણા યશનો ધણી,
સમદ તે મદતેજિ રણાગ્રણી. ૬

---

ચરણ ૨. સુભટ—આગળના (છઠ્ઠા) શ્લોક ઉપરથી જણાયછે કે આ સુભટ તે **સમરસિંહ** (**પૃથુરાજનો** બન્હેવી, **ચિતોડનો** રાજા) હતો. સુભટ=સારો શૂરો; સૈનિકોનો સરદાર.

શિબિરે=છાવણીમાં. ખપે=ખપને માટે; જરૂરને માટે; ઘણી જરૂરથી; ખાસ.

ચરણ ૪. દ્વિપદ—બેપગાં; અર્થાત્ પાયદળ. મુખાગરે=મોખરે. પણ વાક્યનો અર્થ બરોબર સમઝાતો નથી.

**શ્લોક ૫ મો**—ચરણ ૧ કટતટે=કટ (લશ્કર) ને તટે (કિનારે, અર્થાત્ લશ્કરની સંમુખ)—પોતાના (રજપૂતોના) લશ્કરની સંમુખ. આ=નીચે પ્રમાણે.

ચરણ ૨. નિપટ=નિર્લજ્જ; એમ અર્થ હશે. અથવા ઠેઠ સૂધી આવેલા—એમ હોય. ત્યાં—ત્યાં સૂધી પણ.

ચરણ ૩. એક તે—તે એક (સ્થળ) પોતે જે સ્થળે રહેલા છો તે.

ચરણ ૪. સબળ તે=બળવાન્ માણસો હોય તે. બળતેજ=બળનું તેજ, બળનું પરાક્રમ.

**શ્લોક ૬ ઠ્ઠો**—ચરણ ૧. સુણી—શ્લોક ૪ ના ઉત્તરાર્ધમાં તથા શ્લોક ૫ માં પૃથુરાજે જે વાત કહી તે સાંભળીને.

રવિ શશી કુલના કુલ દીપકો,
સુયશ ક્ષત્રિય નામ તમો થકો;
રણશિરે રહીને ધૃતિ છોડવી,
ન સમજો સમજોણનમાં નવી. ૭

ઉદિત આ ધ્વજ જે પૃથિરાયનો,
સકલ ઇંદુ અહિં ઝળકે ઘણો;
પ્રગટ જ્યોતિ ગણો જ મહેશનો,
વિજયમાં જય માની જીવ્યા તણો. ૮

---

ચરણ ૨. પદદળે થઇને–પાયદળની બાજૂએથી ધસડાઇને મુખમાં–સ્હામે; મોખરે. અડ્યો–અડીને ઊભો.

ચરણ ૩. અજિત અર્ક ( સૂર્ય )–અર્થાત્ સૂર્યવંશ–ના યશનો ધણી; સમરસિંહનું વિશેષણ છે. અર્થાત્–અજિત સૂર્યવંશીયોની કીર્તિવાળો.

ચરણ ૪. સમદ=મદસહિત; મદયુક્ત. સમરસિંહનું વિશેષણ છે.

મદતેજિ=મદના તેજવાળો; મદથી જે મુખમાં પ્રકાશ આવે તેવાળો. ( સમરસિંહનું વિશેષણ ); સમદ કહ્યા પછી આ જરા પુનરુક્ત છે.

રણાગ્રણી=રણ ( સંગ્રામભૂમિ ) નો અગ્રણી ( અગ્રે નેતા; અગ્રેસર; મુખ્ય ). સમરસિંહનું વિશેષણ.

શ્લોક ૭ મો—આ શ્લોકથી શ્લોક ૧૧ સુધી સમરસિંહનું રજપૂત સૈનિકોને કહેલું પ્રોત્સાહનનું ભાષણ છે.

ચરણ ૧. કુલના–વંશના. અહિં કુલનો અર્થ વંશ લેવાથી કુલદીપકમાં કુલ શબ્દથી પુનરુક્તિ નથી થવાની.

ચરણ ૨. થકો=થકી. આ કવિતામાંજ વપરાતું પ્રાચીન રૂપ છે.

ચરણ ૪. અર્થ બરોબર સમઝાતો નથી.

શ્લોક ૮ મો—ચરણ ૧. ઉદિત=ઊગેલો; અર્થાત્ ઊંચો ઊભો કરેલો.

ચરણ ૨. ધ્વજપટમાં આખા ચંદ્રબિમ્બનું ચિહ્ન હશે એમ લાગે છે. અથવા તેજસ્વી જરીના કાપડના ધ્વજપટમાં ચંદ્રનું પ્રતિબિમ્બ પડતું હશે તે વિશે કહેલું હોય.

ચરણ ૩. પૃથુરાજના ધ્વજને સામાન્ય ધ્વજ ના ગણશો પણ મહેશનો જ્યોતિ જ સાક્ષાત્ ગણજો. પ્રગટ=સાક્ષાત્ પ્રકટ થયેલો.

સુભટ પક્ષ ધરી જયપાલ છે,
નૃપતિ માલવ માગધરાજ છે;
અતુલ વિક્રમથી જ્વલિ જે રહ્યા,
અકળ તે કળ તેમ બળે કહ્યા. ૯

કુલપરાક્રમ પૂર્વજનાં સ્મરી,
અમલ ક્ષત્રિય નામ ચિતે ધરી,
સ્વપદ રક્ષણ ધર્મ મહત્કૃતિ,
સમરના મરનારની સદ્ગતિ. ૧૦

સુઘડ માતતણા ઉદરે રહી,
સપુત શૂરતણા કુળમાં થઇ,
જનની જાતની રાખવી લાજને,
કૃપણ તો પણ તોડી પશુ બને. ૧૧

---

ચરણ ૪. જીવ્યાનો જય (સફલતા, સાર્થક્ય) વિજયમાં (શત્રુ ઉપર જીત મેળવવામાં) માનીને. આ ચરણનો સંબન્ધ ત્રીજા ચરણ જોડે વાક્યરચનાથી છે, પણ અર્થ જોતાં બહુ સંબન્ધ જણાતો નથી.

શ્લોક ૯ મો—પૂર્વાર્ધ—જયપાલ, માલવનો નૃપતિ (માળવાનો રાજા), તેમજ માગધરાજ (મગધનો રાજા) એ સર્વે સુભટ (શૂરવીરો) આપણો પક્ષ ધરીને આવેલા છે.

ચરણ ૪. કૈળ તેમજ બળ બંનેમાં (યુદ્ધકલાની વિવિધ યુક્તિયોમાં તેમજ શરીર તથા શૌર્યના બળમાં) એ અકળ (ન કળાય હેવા—અત્યન્ત બળવાન્ તથા યુદ્ધશાસ્ત્રજ્ઞ) કહેલા (કહેવાયલા) છે.

શ્લોક ૧૦ મો—ચરણ ૧. કુલપરાક્રમ—કુલ અને પરાક્રમ.

ચરણ ૩. સ્વપદનું રક્ષણ (પોતાની પ્રતિષ્ઠાનું રક્ષણ) એ ધર્મ (કર્તવ્ય)ની મ્હોટી કૃતિ છે.

ચરણ ૪. સમરના મરનારની=સમર (યુદ્ધ)માં મરનારની.

પૂર્વાર્ધમાં અપૂર્ણ વાક્યોને પૂર્ણ કરનારી ક્રિયા ઉત્તરાર્ધમાં જડતી નથી. ખ્હરાણે અર્થસંબન્ધ બેસાડવો પડશે; ત્રીજા ચરણના અર્થમાં બતાવ્યું છે તેમ.

શ્લોક ૧૧ મો—ચરણ ૨. થઇ=ઉત્પન્ન થઇને.

અચિર એમ વદી કૃતિમાં બળી,
પવન વેગ થકી પળતો વળી,
પ્રતિ પદે કરી ઉદ્ધત વીરને,
પ્રમુખ સમુંખ સંયુગકારણે. ૧૨

બળ મહમ્મદ ધર્મ તણું ચઢયું,
નિકટ તે કટ આવી તટે પડયું;
પ્રકટયું વાદળ સ્વચ્છ નભે ઘણા,
વરસતું રસતુંગ જ લોહીના. ૧૩

---

ચરણ ૩. જનની જાતની=જનનીની તથા જાત્યની (રજપૂત જાતિની). પ્રથમ ચરણમાં જનની વિશે અને દ્વિતીયમાં જાતિ વિશે કહ્યું છે; તે એને સંબન્ધે અહિં કહે છે.

ચરણ ૪. પણ ( પોતાનું વચન, વ્રત ) તોડીને પશુ ( પશુતુલ્ય; ટેક રહિત ) બને તે તો કૃપણ ( નીચ ) હોય તે બને.

**શ્લોક ૧૨ મો**—ચરણ ૧. અચિર=લાંબો વખત નહિં; અર્થાત્ ઝડપથી. ઝડપથી એટલું બોલી લઇને. કૃતિમાં બળી=માત્ર બોલવામાં નહિં પણ કૃતિમાં ( આચરણમાં, પરાક્રમ કરી બતાવવામાં ) બળવાન્ **સમરસિંહ** (અધ્યાહૃત)નું વિશેષણ છે.

ચરણ ૨ પળતો=દોડતો ( ઘોડો દોડાવીને ઝડપથી ગયો. )

ઉત્તરાર્ધ—અર્થ અસ્પષ્ટ છે. કાંઇક આમ હશે. ( ઘોડો દોડાવીને જતે જતે ) પ્રતિપદે ( ડગલે ડગલે ) ઉદ્ધત વીરને ( મદથી ઉદ્ધત થયેલા બહાદુર સૈનિકોને ) સંયુગકારણે ( યુદ્ધ માટે ) પ્રમુખસંમુખ કરી ( કરીને ),–પ્રમુખ ( =? )ની સ્હામે કરતો.-(આટલાનો અર્થ નથી સમઝાતો).

**શ્લોક ૧૩ મો**—ચરણ ૧. બળ–સૈન્ય.

ચરણ ૨. કટ=સૈન્ય. તે સૈન્ય નિકટ ( સમીપ ) આવીને તટે, પાસે કિનારે જ, પડ્યું (પડાવ નાંખીને રહ્યું).

ઉત્તરાર્ધ—અર્થ જરાક અસ્પષ્ટ છે.—સ્વચ્છ આકાશમાં ઘણા લોહિના ‘રસતુંગ વરસતું વાદળ પ્રગટ્યું. આમ અન્વય તો છે. પણ ‘રસતુંગ’ એટલે શું? અથવા–લોહિના તુંગ (ઊંચા) રસ વરસતું આમ હોય. તોપણ લોહિના રસ અને તે તુંગ એટલે શું?

સચિવ ક્ષત્રિયરાજ તણો ગયો,
યવનરાજ સમો શિબિરે થયો;
પુછ્યું પ્રયોજન કો પણ સન્ધિનું,
પ્રધન છે ધન છેક મદાંધનું. ૧૪

યવનસૈન્યપતિ હર્શીને કહે,
સકલ ક્ષત્રિ અધીન મને રહે;
અવર કારણ કાંઈ ન યુદ્ધનું,
કપટમાં પટમાં નથી તે બન્યું. ૧૫

---

યવનસૈન્ય ચઢી આવ્યું તેથી આકાશમાં ધૂળ્યનાં વાદળાં પથરાયાં—આમ કાંઈ તાત્પર્ય છે કે શું ? પણ તે શી રીતે નીકળે ?

શ્લોક ૧૪ મો—ચરણ ૧. ક્ષત્રિયરાજ-પૃથુરાજ, સચિવ=મંત્રી. ગયો—દૂત તરીકે; એલચી તરીકે ગયો.

ચરણ ૨. યવનરાજ સમો=યવનરાજા ( શાહાબુદ્દીન ) ની સરખો; અર્થાત્ સંમુખ જઇને ઉભેલો. શિબિરે (યવનરાજની) છાવણીમાં.

ચરણ ૩. પૂછ્યું—પૃથુરાજના એલચીએ શાહાબુદ્દીનને પૂછ્યું. પ્રયોજન કો પણ સન્ધિનું=સન્ધિ ( સલાહ ) કરવાનું કાંઈ પણ પ્રયોજન છે ?–ઇચ્છા છે ? એમ પૂછ્યું. અથવા પ્રયોજન—અહિં આમ ચઢી આવવાનું પ્રયોજન, કારણ; અને પણસન્ધિ=( પણ=ધન ) ધન આપીને સન્ધિ ( સલાહ ) કરવી તે. ત્હને ધન આપિયે તો તું યુદ્ધ કર્યાં વગર, સલાહ કરીને જ પાછો ચાલ્યો જઇશ કે કેમ એમ પૂછ્યું. પણ–સન્ધિ કરવાનું ત્હારું કાંઇ પ્રયોજન (મતલબ) છે કે શું ?

ચરણ ૪. પ્રધન=યુદ્ધ. છેક મદાન્ધનું ધન યુદ્ધ છે. યુદ્ધ કરવું તે તો મદાન્ધતાનું પરિણામ છે. આ વિચારમાં રાજનીતિમાં યુદ્ધની યોગ્ય મર્યાદાનું ડ્હાપણવાળું જ્ઞાન સમાયું છે.

શ્લોક ૧૫ મો—ચરણ ૪. તે ( આ યુદ્ધ ) કપટમાં કે પટમાં ( પડદામાં; છાની રીતે ) નથી બન્યું. ઉઘાડી રીતે હમે યુદ્ધ કરવા આવ્યા છિયે. કાંઇ બીજું બ્હાનું કાઢીને લઢવા નથી આવ્યા; બધા ક્ષત્રીને જીતીને તાબે કરવા એ સ્પષ્ટ હેતુથી આવ્યા છિયે.

ચરિત ક્ષત્રિયને જિતવા ધર્યું,
પકડી કાફ્ર ઇસ્મ ખરો ઠર્યું;
અવર ફોગટ વાત જ છોડવી,
ખટપટો ટપટોકિજ તોડવી. ૧૬

સુણી પ્રધૃષ્ટ કુવાણી જ ઘોરીની,
સચિવ તો વળિયો પૃથુના ભણી;
સકલ સજ્જ થયું દીઠું સૈન્ય તે,
પ્રચલ જે ચલજેવરથી દીસે. ૧૭

શશિપ્રકાશથકી જયમ વારિધી,
ધસ્યું મુસલ્મીનનું બળ ત્યાંથકી;
જય મહેશતણો ગજવી સહુ,
સકલ તે કલતેવટથી લહ્યું, ૧૮

---

**શ્લોક ૧૬ મો**—ચરણ ૧. ચરિત–વ્રત.

ચરણ ૨. ઇસ્મ=(અરબ્બી) નામ. આ ચરણનો અર્થસંબન્ધ નથી સમઝાતો. કાફ્ર નામે જે હોય તે સર્વને પકડીને જીતવા એ વ્રત આદર્યું છે. આમ તાત્પર્ય છે. "ખરો ઠર્યું" આ શબ્દોનો સંબન્ધ નથી બેસતો.

ચરણ ૩. બીજી નકામીવાતો છોડી દેવી; કાફ્રને તાબે કરવા શિવાયની બીજી વાત હમે તો છોડી દેવાના;

ચરણ ૪. આડી અવળી ખટપટો (વાંકા ચૂંકા રસ્તાના દાવપેચ) ટોકીને હમે ટપ તોડી નાંખવાના. હમેતો બસ એક આ સીધો રસ્તોજ જાણિયે છિયે. આ ત્હમારા સંધિ માટેના વિષ્ટિના પ્રપંચ હમે ના સમઝિયે.

**શ્લોક ૧૭ મો**—ચરણ ૩. તે સૈન્ય–મુસલ્માનનું સૈન્ય.

ચરણ ૪. ચલ જેવરથી=ચલ (હાલતાં, ચંચલ) જેવર (રત્ન)થી.–પાઘડી વગેરેમાં તથા અંગમાં ધારણ કરેલાં આભૂષણોનાં હાલતાં રત્નોથી સૈન્ય બધું (પ્રચલ) હાલતું જણાતું હતું.

**શ્લોક ૧૮ મો**—ચરણ ૧ તથા ૨ ની વચ્ચે 'તેમ' અધ્યાહૃત છે.

ચરણ ૨. બળ=લશ્કર. ત્યાંથકી—ઊભું હતું ત્હાંથી

પૂર્વાર્ધ–ચંદ્રના પ્રકાશથી જેમ સાગર ધસે (ભરતી આવીને ધસે) તેમ મુસલ્માનનું લશ્કર ધશીને આગળ આવ્યું.

ગહન ગર્જિ ચઢયો યવનાગ્રણી,
પ્રકટ વીર મુકયા મુખરે ગણી;
સમરમાં ઝળકી સમશેર જે,
વન ચળ્યું ન ચળ્યું તરુનુંજ તે. ૧૯

પ્રમુખ વીર ભિડયા રજપૂતના,
શરબળે અસિના કડકા કર્યા,
ધૃતિ પ્રતાપ સુણી અસુદ્દાયનો,
વિચરતો ચરતો પૃથિરાયનો. ૨૦

---

ઉત્તરાર્ધ—તે સકલ (મુસલ્‌માનના) સૈન્યને સહુ (રજપૂતો) એ મહેશનો જય ગજવીને કલતેવટથી ( યુક્તિની ત્રેવડથી; યુદ્ધકળાની ચતુરાઇથી ) લહ્યું (ઝીલ્યું); ત્હેના સ્હામી ટક્કર લીધી. આમ કાંઇક અર્થ લાગેછે.

શ્લોક ૧૯ મો—ચરણ ૧. યવનાગ્રણી=યવનોનો અગ્રણી (અગ્રેસર) સેનાપતિ.

ચરણ ૨. મુખરે=મોખરે. ગણી ગણીને (અર્થાત્ ઉત્તમ ઉત્તમ સોધી કાઢીને) પ્રકટ વીર ( જાણીતા શૂરાઓને ) મોખરે યવનસેનાપતિએ મૂક્યા.

ચરણ ૪. અર્થ સ્પષ્ટ નથી. તરુનું વન કહોને કહ્યુ છે તે સમઝાય તો અર્થ બેસે. તલવારોની અસંખ્ય હારને તરુનું વન કહ્યું હશે એમ લાગે છે. સમરમાં (યુદ્ધમાં) જે સમશેર ( તલવારો ) ઝળકી, તે તરુવન ચળ્યું ન ચળ્યું થયું—એટલે પણ શું ?

અથવા—તલવારો ઝળકી તેથી રણભૂમિમાંનું તરુનું વન ( ખરેખરાં ઝાડનુંજ વન ) ભયથી કાંઇ ચળ્યું કાંઇ ન ચળ્યું એમ થયું. તલવારોના ચમકારાનું પ્રબળ ભયદ અને પરાક્રમયુક્ત વર્ણન આ રીતે કર્યું લાગે છે. આ અર્થ વધારે સારો લાગે છે.

'જે'નો સાપેક્ષ 'તે' છે પણ હેનો અર્થ 'તેથી' એમ લેવો.

શ્લોક ૨૦ મો—ઉત્તરાર્ધ—અર્થ જરાક અસ્પષ્ટ છે.—પૃથુરાજનો અસુદ્દાયનો (=?) ધૃતિપ્રતાપ ( ધૈર્યનો પ્રતાપ ) સર્વત્ર વિચરતો ચરતો ( ફરતો ) સાંભળીને-( રજપૂત વીર ભીડયા અને શરથી તલવારના કુડકા કર્યા ). પૃથુરાજનો પ્રતાપ યુદ્ધમાં ભાટ વગેરે બોલીને ઉશ્કેરતા હતા તેથી —આમ કાંઇક અર્થ હશે.

પ્રચુર દક્ષિણ ભાગ પદાતિનું,
યવનનું સહુ સૈન્ય ફરી વળ્યું;
અતુલ માર દઇ વધકારણે,
અમલ તે મળતે રણબારણે.* ૨૧

---

* આ પછીના શ્લોક જડતા નથી અર્થસંબન્ધ જોતાં આ સર્ગ અધૂરો લાગે છે.

**શ્લોક ૨૧ મો**—ચરણ ૧. પ્રચુર=બહુ. પદાતિ=પાયદળ.

પૂર્વાર્ધ—યવનનું પદાતિનું સહુ સૈન્ય (બધું પાયદળ) દક્ષિણમાંનો ઘણો ભાગ ફરી વળ્યું. દક્ષિણમાં ઘણે ભાગે રજપૂતના લશ્કરને ઘેરી લીધું;—અથવા-ત્હાં કતલ ચલવી દીધી.

પૂરો શ્લોક—તે અમળ રણબારણે મળતે (તે અત્યાર સુધી રુધિરથી અકલંકિત રણસંગ્રામના દ્વારમાં મળતાંની વાર). વધ માટે પુષ્કળ ભાર દઇને, યવનપાયદળ દક્ષિણ ભાગમાં ખૂબ ઘૂમી વળ્યું.

આટલેથી જરાક વાર્તા અટકે છે; અને પેલો સચિવ (૧૭મા શ્લોકમાં કહ્યા પ્રમાણે) પાછો ફર્યો છે ત્હાંથી વાર્તાનો તાંતણો ઉપાડી લઇ આવતા સર્ગનો આરંભ થાય છે.



# સર્ગ ૮ મો.

---

*દીપક પ્રજળે જેમ તૈલ વિણ ઝાંખો થાતો;
સુણી દૂતનું વેણ, થયો પૃથુરાય જ માતો. ૧
ચઢયો રણે રણવીર, ગજવતો ભેરી તૂરી;
સ્વયશ તુલ્ય હય શ્વેત સમોવડ તે પણ શૂરી. ૨

---

*રોળાવૃત્ત.

આ સર્ગ પૂર્વ સર્ગ જોડે અપૂર્ણ રીતે સંબદ્ધ છે એમ લાગે છે ખરું; પણ ગયા સર્ગને અંતે ટીકામાં સમજાવ્યા પ્રમાણે સંબન્ધ બેસાડી સકાય એમ લાગે છે. પ્રથમ શ્લોકમાં 'દૂત' કહ્યો છે તે ગયા સર્ગના ૧૪ મા શ્લોકમાં કહેલો સચિવ જ. ત્હેણે પાછા આવીને પૃથુરાજને શહાબુદ્દીનનું (સર્ગ ૭ શ્લોક. ૧૫-૧૬ માં કહેલું) વચન કહ્યું તેથી પૃથુરાજ એકદમ ઉશ્કેરાયો. સચિવ આવતો હતો તે દરમ્યાન બે સૈન્યો વચ્ચે યુદ્ધ શરુ થયું, અને તેટલા ભાગનું, આવતે આવતે સચિવે જે યુદ્ધ વગેરે દીઠું ત્હેનું, સર્ગ ૭ ના શ્લોક ૧૭ થી ૨૧ સુધી માં વર્ણન કર્યું છે. આમ કાંઈક સંબન્ધ બેસાડાય એમ લાગે છે.

**શ્લોક ૧ લો**—પૂર્વાર્ધ—તેલ બળી જવા આવે એટલે દીવો એકદમ ઝબૂક ઝબકી ઊઠે છે, (તે પ્રમાણે પૃથુરાજ એકદમ ઉશ્કેરાઇને આવેશ-મય થયો). આ રીતે જોતાં 'ઝાંખો થાતો' અને 'પ્રજળે' એ બે વિરુદ્ધ જણાતાં મટી જશે. ઝાંખો થયેલો દીવો પ્રજળે (ઝબકી ઊઠે) એમ અર્થ છે.

ઉત્તરાર્ધ—દૂત—ગયા સર્ગમાં સન્ધિ માટે ગયેલો સચિવ.

માતો—મત્ત. આવેશથી મત્ત થયો.

**શ્લોક ૨ જો**—ચરણ ૩. પોતાના (પૃથુરાજના) યશ જેવો શ્વેત (હેનો-પૃથુરાજનો) ઘોડો (હતો—અધ્યાહૃત) યશ ઉજ્જવળ અને ઘોડો ધોળો.

ચરણ ૪. સમોવડ=સરખો. તે-ઘોડો. શૂરી—શૂર (શૌર્ય) વાળો. ઘોડો પણ પથુરાજના સરખો બહાદૂર (હતો).

કટક મધ્ય જયમ દેવ ઉતરી આવ્યો આકાશે;
શસ્ત્રકવચધર સૂર્ય સમો તેજસ્વી ભાસે. ૩

જય અંબે જય ઈશ, અહોનિશ જય ક્ષત્રિનો;
ઉઠ્યો ધ્વનિ ત્યાં એક, યુદ્ધનો ચડિયો મીણો. ૪

ગયો સૈન્યને શીર્ષ, મુખર જ્યાં સિંહ સમરનો;
આપ્યો એ ઉપદેશ, ધસે નહિ કાર્ય વગરનો. ૫

મુસલમાનનું જોર, દીસે આવે ધસમસતું;
ચમકાવ્યો ત્યાં તુરંગ, ક્ષત્રિદળ ઉત્તર વસતું. ૬

---

શ્લોક ૩ જો—કટક=લશ્કર. આકાશે=આકાશેથી. દેવ તથા સૂર્ય બંને ઉપમાન એકઠાં જરાક થઇ ગયાં લાગે છે. પણ બંધ બેસાડાય એમ છે. સૂર્ય તે જ ઉતરી આવેલો દેવ એમ; અથવા સૂર્ય જેવો તેજસ્વી પૃથુરાજ આકાશથી ઉતરી આવેલા દેવ જેવો ભાસતો હતો—એમ.

શ્લોક ૪ થો—મીણો=કેફ; અર્થાત્–જુસ્સો.

શ્લોક ૫ મો—ચરણ ૧. ગયો–કર્ત્તા–પૃથુરાજ ( અધ્યાહ્યત ).

ચરણ ૨. મુખર=મોખરે. ‘ સિંહસમરનો–અર્થાત્–સમરસિંહ—હતો ’ ( ક્રિયાપદ–સમરસિંહ કર્તાનું–અધ્યાહૃત છે ).

ચરણ ૩. આપ્યો—પૃથુરાજે આપ્યો–સમરસિંહને.

ચરણ ૪. કાર્ય વગરનો ( વિના કારણ )–કોઇ પણ સૈનિક–આગળ ના ધસે; કોઇએ પણ વિના કારણ આગળ ધસી લશ્કરની પંક્તિમાં ભંગ ના પાડવો–એમ ઉપદેશ આપ્યો.

શ્લોક ૬ ઠ્ઠો—પછી વળી ઉત્તરમાંથી મુસલ્માન લશ્કર ધસી આવતું હતું તે તરફ રહેલા ક્ષત્રિયલશ્કર તરફ ઘોડો દોડાવીને પૃથુરાજ ગયો.

ચરણ ૧. જોર=બળ; અર્થાત્ ( લક્ષણાથી ) લશ્કર.

ચરણ ૨. દીસે આવે–આવે છે એમ દેખાય–અર્થાત્–આવતું દેખાતું હતું.

ચરણ ૪. ‘ જ્યહાં ’ એ અધ્યાહૃત છે; હેનો સાપેક્ષ ચરણ ૩ માં નો ‘ ત્યાં ’.

ઉશ્કેર્યો જયપાળ, ખરો જયનો પાળક જે,
" મૂકી અણગણ બાણ, પશ્ચિમે આવી ટકજે ". ૭
ગભરાયો રિપુસાથ, પડ્યા મોટા લઢનારા,
છિન્નભિન્ન થઈ છેક, વિકાશી મુખ પડનારા. ૮
પડી રાત્રિ તે ક્ષણે, વિંટ્યું સહુ દળ પરદામાં;
વશ્યા શિબિર સામન્ત, શૃંગાલ વસે મુરદામાં. ૯
તે સમયે જયપાલ, પાળિને વ્રત જયનું તે;

---

**શ્લોક ૭ મો**—ત્હાં ઉત્તરમાં ક્ષત્રિદળને મોખરે જયપાળ હતો ત્હેને જઇને ઉશ્કેર્યો; અને કહ્યું અહિં ઉત્તરભાગમાં જ અસંખ્ય બાણ વરસાવી એકદમ ત્હારું લશ્કર લઇને સ્થળાન્તર કરી દઇ પશ્ચિમમાં આવીને સ્થિર ર્‌હેજે. એટલે બાણના મારાથી દુશ્મનો ઉત્તરમાં રોકાવાની સાથે એ બાણના વરસાદને ઓઠે ગૂઢ રહી પશ્ચિમમાં જતા રહી દુશ્મનો ઉપર એક બાજૂનો હુમલો (flank attack) થવાથી સારી રીતે એ લોકોનો વ્યૂહભંગ થઇ સકશે. આમ ઝડપવાળું વ્યૂહસંચલન (manœuvre) આટલા ટુંકા શબ્દોમાં સમાયું છે. પૃથુરાજની યુદ્ધકળા તેમજ ઝડપથી ફરી જવાની ચતુરાઇ આ શ્લોક. ૫–૬–૭ માં બતાવાઇ છે.

**શ્લોક ૮ મો**—આ વ્યૂહસંચલનનું ફળ તરત થયુંજ; તે આ શ્લોકમાં વર્ણવ્યું છે.

**શ્લોક ૯ મો**—યુદ્ધમાં શત્રુ થોડી વાર પરાજય પામ્યા, અને તેટલામાં રાત્રિ પડી તેથી યુદ્ધ બંધ રહીને બધા રાત્રિના આરામમાં રહ્યા.

ચરણ ૨. બધું લશ્કર (અંધકારના) પડદામાં વીંટાઈ ગયું.

ઉત્તરાર્ધ—સામન્તો (લશ્કરની ટુકડીઓના સરદારો) છાવણીમાં વશ્યા; અને શિયાળવાં રણભૂમિમાં પડેલાં મુડદામાં વશ્યાં.

અહિં પરસ્પર અસંબદ્ધ જણાતાં ચિત્ર (છાવણીમાં વશેલા સામન્ત અને મડદામાં વશેલાં શિયાળ એ ચિત્ર) સાથે આણી રણભૂમિના દોરંગીપણાની છાપ જોરથી મન ઉપર બેસાડી છે. એજ આ અલંકારનું ફળ છે; શૃંગાલને સામન્ત વચ્ચે સામ્ય બતાવી રુચિભ્રંશ કરવાનું ફળ, નથી થતું.

**શ્લોક ૧૦ મો**—જયનું વ્રત, પાળતો હતો–જય મેળવવોજ એ વ્રત

નિશાવિષે રણતટે, ફરે રક્ષણ કરતો તે. ૧૦

ધિમે ધિમે ગતિમન્દ, ઉચરતો શબ્દ મધુર જે;
દે પ્રતિઉત્તર ઘુવડ, ઘોર કરતું ત્યાં રવ જે. ૧

*આ શાં અણગણ તારાવૃંદરે, દીપે શ્યામ નિશામાં,
સહૂ હળિમળિ જાતાં સાથરે, દીપે શ્યામ નિશામાં;
ઘન તિમિરે નભ ઘેરિયુંરે, ધસતું પૂરવ પાસ,
તેજ રવિનું અસ્ત થયે, તે ઊગ્યું પશ્ચિમ કીધો આવાસરે.
દીપે. $\frac{1}{1}$[૨]

*ત્હારૂં ગોકુળ જોવાને આવ્યરે મથુરાના વાસી–એ ચાલ.

લીધું હતું–તેથી શત્રુઓ રાત્રે અણધાર્યો છાપો ના મારે માટે જયપાળ ચોકી કરતો હતો.

શ્લોક ૧૧ મો—ચરણ ૨. ઉચરતો—કર્તા–જયપાળ (અધ્યાહૃત).

જે–હેનો સાપેક્ષ 'ત્હેને' (ચરણ ૩ માંના 'દે'નું કર્મ) અધ્યાહૃત છે.

ચરણ ૪. 'જે'—જે ઘુવડ.

શ્લોક ૧૨/૧ થી ૨૦/૯—

આ જયપાળે મન્દગતિ ફરતે ધીમે ધીમે મધુર સ્વરે ઉચ્ચારેલા શબ્દો છે.—

શ્લોક ૧૨/૧—ચરણ ૧. 'શ્યામ નિશામાં', આ શબ્દોમાં યમકાલંકાર ગૂઢ હોવાથી અક્લિષ્ટ સ્વાભાવિક અને સારો લાગે છે.

ચરણ ૨. તારા તથા ગ્રહ પોતપોતાની નિયમિત ગતિમર્યાદામાં પૂર્વથી પશ્ચિમ તરફ સંક્રમણ કરતા જણાય છે તે કૃતિને 'હળી મળી જાતાં સાથ' એમ કહીને તારાવૃંદમાં ચેતનારોપ સારો કર્યો છે.

ચરણ ૪. 'ઊગ્યું'નો કર્તા 'તે' અને 'તે' એ 'ઘનતિમિર' (ગાઢ અંધારું) ને ઠેકાણે સર્વનામ છે. 'કીધો'નો કર્તા 'તિમિરે'–અધ્યાહૃત—છે. સૂર્યાસ્ત થતાં પ્રથમ પૂર્વમાં અંધારું ઊગીને ધસતું ધસતું અંતે પશ્ચિમે આવી વસે છે અને પછી સર્વ આકાશને ઘેરે છે. પ્રથમ ચરણમાં 'નભ ઘેરિયું' કહ્યું ત્હેનો સર્વ પૂર્વક્રમ પછીનાં ચરણોમાં જણાવ્યો છે.




"તે સમયે જયપાલ, પાળીને વ્રત જયનું તે;
નિશા વિષે રણ તટે, ફરે રક્ષણ કરતો તે.
ધિમે ધિમે ગતિમંદ, ઉચ્ચરતો શબ્દ મધુર જે;
દે પ્રતિઉત્તર પ્રચંડ ઘોર કરતું રવ જે."

પવન પર્ણ હાલે નહિં ને, હાલે ન અંધારુ ઘોર,
ગ્રહુગણ પણ હાલે નવ ચાલે, હાલે ચોરગ્રાહકને ચોરરે.
દીપે. ૧૩/૨

પશુ પંખી બોલે નહિં ને, બોલે ન જળ સ્થળ કાંઈં,
મૃત અમૃત નિદ્રાએ ઘેર્યું, તમરું તમ તમ કરતું આંહિંરે.
દીપે. ૧૪/૩

---

શ્લોક ૧૩/૨—પ્રકૃતિના દેખાવમાં ગંભીર શાન્તિનું આ અતિ સબળ અને સચોટ ચિત્ર છે. અંધારા જેવા અચેતન તો શું પણ અભાવરૂપ માત્ર મનોગમ્ય પદાર્થના ઉપર ચેતનાસૂચક કૃતિ–હાલવું એ કૃતિ–નો આરોપ કર્યો છે તે ઊંડા કવિત્વનું પરિણામ છે. શાન્તિનાં સર્વ વર્ણનોમાં આ વર્ણન અપૂર્વ અને શ્રેષ્ઠ છે.

ચરણ ૨. 'નવ' (=ના) એ 'હાલે' અને 'ચાલે' એ વચ્ચે સહિયારો (દેહલીદીપન્યાયે) લેવાનો છે. 'ના હાલે અને ના ચાલે' એમ અર્થ ચોર-ગ્રાહક=ચોર પકડનાર.

શ્લોક—૧૪/૩—ચરણ ૨. મૃત અમૃત = મુએલાં અને ન મુએલાં (જીવતાં) સર્વે મધ્યરાત્રે નિદ્રામાં ઘેરાયાં હતાં;–મુએલાં મરણનિદ્રામાં, અને જીવતાં સ્વાભાવિક નિદ્રામાં.

શાન્તિના આ સમયમાં માત્ર તમરાંનો તમતમાટજ હતો. આ શાન્તિ-ભંગ તે શાન્તિનો ભંગ નહોતો કરતો એમ અહિં કહ્યું નથી, છતાં એ ધ્વનિ સહજ થાય છે. તેમજ અત્યંત શાન્ત સ્થળકાળ અને માત્ર તમરાંનો ઝીણો નાદ એ બે વચ્ચે વિરોધ તે પણ માત્ર બંને વર્ણનવાક્ય સાથે સાથે મૂક્યા-થીજ ધ્વનિત થાય છે. ત્રણે ચરણમાં શાન્તિ સૂચક વર્ણન હોવાથી શાન્તિની તીવ્રતા જણાય છે; અને માત્ર ચોથા ચરણમાં એક શાન્તિવિરોધી જણાતો અર્થ મૂક્યાથી એ વિરોધ ધ્વનિત થાય છે. અને તેથીજ કરીને તે વિરોધ દ્વારા શાન્તિનો ભંગાભાવ ધ્વનિત થાય છે.

શ્લોક ૧૫/૪ તા. ૧૬/૫—આ બે શ્લોકમાં અન્ય સ્થળમાં બનતા વૃત્તાન્ત-ની સંભાવના (ઉત્પ્રેક્ષણ) કરે છે. પ્રથમ ત્રણ શ્લોકમાં રણભૂમિની તે કાળની સ્થિતિ વર્ણવી છે; અને પછી ત્યહાંથી ફરીને, (આ બે શ્લોકમાં) તે દેશથી દૂર, પણ તે સ્થળના બનાવની સાથે કરુણમયરીતિનો સંબન્ધ રાખનાર

તે સમયે અલબેલડીરે, હીંચી હિંચોળા ખાટ,
આંસુ ઢાળે ઉર સંભાળે, રણુપડિયા પિયુને માટરે.
દીપે. ૧૫/૪

કોક મળે કો ટળવળે રે, કો રણુ જાતી સાથ,
કોક સુતી સ્વપ્નામાં જોતી આવી અડિયો પિયુનો હાથરે.
દીપે. ૧૬/૫

---

વૃત્તાન્ત કલ્પનાદૃષ્ટિથી જુવે છે. આ દૂરસ્થિત વૃત્તાન્ત તે આ પ્રસ્તુત વૃત્તાન્તની સાથે કરુણસંસ્કારસંબન્ધ રાખવાને લીધે, તથા દૂરસ્થ વૃત્તાન્ત અનેક હોય ત્હેમાંથી રસિકજ એક બે વીણી કાઢીને મૂકવાથી સુન્દરતાનો ચમત્કાર આવ્યો છે. અને તે રસિક વૃત્તાન્તનું ચિત્ર એક બે લેખનીસ્પર્શથી કર્યા છતાં, બીજી સંસ્થિતિયોનું સૂચન થવાથી સંપૂર્ણ અને તાદૃશ થાય છે. 'હીંચોળા-ખાટ,' 'આંસુ,' 'ઉરસંભાળવુ' 'અડકયો પિયુનો હાથ'—એટલાંજ માત્ર સંસ્થાનથી સંપૂર્ણ વિરહિણી નાયિકાની છબિ નયન આગળ ઊભી થાય છે. આ માત્ર કલ્પના નથી.

'ઉર સંભાળે'—એટલે છાતીનો છેડો ઠીક કરે, એટલા ઉપરથીજ પ્હેરેલું વસ્ત્ર, ખશી ગયેલો છાતીનો છેડો, તે ઠીક કરવામાં સૂચવાતી સ્વાભાવિક લજ્જા, ઇત્યાદિક અનેક વ્યંગ્યપરંપરા ઊભી થાય છે, તે જરાક બારીક તપાસથી જણાશે. આ દિગ્દર્શનથી બીજું પણ સુજ્ઞ વાચક જોઇ લેશે.

શ્લોક ૧૫/૪ આરંભ—

પૃથુરાજરાસાના **ભીમ**રાવના હસ્ત લેખમાં 'તે સમયે' એમ છે; પણ **ભીમ**રાવના હાથની આ જ ગીતની છૂટક નકલમાં 'એ અવસર' એમ છે; અને આ ('એ અવસર') કાનને વધારે રુચિયુક્ત લાગે છે.

ચરણ ૨. 'ઉર સંભાળે'—તે આંસુ ઢાળતી જતી હોય તે વખત. 'પિયુમાટ' નો સંબન્ધ માત્ર આંસુ ઢાળવાની ક્રિયા સાથે છે; ઉર સંભાળવાની ક્રિયા સાથે નથી.

શ્લોક ૧૬/૫—ચરણ ૨. હૃદય ઉપર,—(અથવા, ગળે)—હાથ અડકેલો એમ ભાસે છે. હૃદય ઉપર વધારે ઉચિત લાગે છે, કેમકે 'અડકયો' છે, 'વળગ્યો' નથી.

ઉડુગણ ચાલ્યા જીતવારે, ધાયું તિમિર ચોપાસ,
ધશિ ધશિને કાઢ્યું પછવાડે, કીધાં કેસરિયાં તનુવાસરે.
દીપે. ૧૭

ગ્રહમંડળ પડ્યું નીરમાંરે, ધરી તરુવરનાં શીર,
વીર જુવે ચિંતામાં ફરતો, સહુ શમિયું સરસ્વતી તીરરે.
દીપે. ૧૮

---

શ્લોક ૧૭—હવે વળી પાછી રણભૂમિના સ્થળ તરફ દૃષ્ટિ કરે છે; દૂરસ્થ પરોક્ષ વૃત્તાન્તની કલ્પના મૂકી, સમીપસ્થ પ્રત્યક્ષનું વર્ણન કરે છે. ચારે પાસ ધાયેલું તિમિર ( અંધારું ) જીતવાને ઉડુગણ ( તારાનું ટોળું ) ચાલ્યા; અને તારાએ કેસરિયાં શરીરનાં વસ્ત્ર કરીને ધશી ધશીને અંધારાને પછવાડે કાઢ્યું;—આ સર્વ ચિત્રથી અસંખ્ય મુસલમાન સૈન્યથી દોરાયલા થોડા રજપૂત સૈન્યે 'કેસરિયાં' કરી શત્રુદળને હઠાવવાની સ્થિતિની છાયા અંતર્ગૂઢ જણાઇ આવે છે.

તારા જેમ જેમ આકાશના ઊંડાણમાંથી આગળ આવતા જાય (પ્રત્યક્ષ થતા જાય) તેમ તેમ અંધારું જાણે પાછું હઠતું જાય એમ લાગે.

ચરણ ૨. તારાનો પ્રકાશ કેસરિયા રંગનો કવિયે જયપાળ કને કલ્પાવ્યો છે, તે જરાક અસંભાવ્ય તર્ક જેવું લાગશે; પરંતુ આછો કેસરિયો રંગ પ્રકાશમાન હોય છે તેથી આ તર્ક છેક વૃથાતર્ક નહિં ગણાય. કદી જરાક ગણાય તો પણ રજપૂતનાં 'કેસરિયાં' ના સુંદર ધ્વનિને લીધે ક્ષમા કરાય એમ છે.

શ્લોક ૧૮—આ શ્લોક જયપાળ નથી બોલતો, પણ એ કવિનું પોતાનું વચન છે. રાત્રિ જતાં જતાં ધીમે ધીમે ગ્રહમંડળ ('ગ્રહ' અહિં સામાન્ય રીતે તારાના અર્થમાં છે—તારાટોળું ) પશ્ચિમ ક્ષિતિજમાં ઉતરતાં સરસ્વતી નદીના નીરમાં ( કિનારાનાં ઝાડની ટોચે અડકીને, એટલે, જાણે તે પકડીને ) પડ્યું અને સહુ તારાટોળું સરસ્વતીને કિનારે શમી ગયું, અસ્ત પામ્યું, તે વીર ( જયપાળ શૂરો ) ચિન્તામાં–ગંભીર વિચારમાં–ફરતો ફરતો જુવે છે,—હેવું કવિ આપણી આગળ ચિત્ર મૂકે છે.

ચરણ ૧. 'નીર'—'શીર' (શિર)—એ શબ્દોનો પંક્તિની અંતર્ગત યમક, અને 'શીર' (શિર),—'વીર'—એ શબ્દોને ઉથલાઇને આવતો યમક વાચકને જરાક જોતામાં જણાઇ આવશે.

શાન્તિ વિષે ચૈતન્ય નહિં રે, ચૈતન્ય શાન્તિ ન એક,
જ્ઞાનવિષે ગંભીરપણું નહિં, પ્રભુ રાખે ક્ષત્રિનો ટેકરે.
દીપે. ૧૯

સત્ય સનાતન રાખવી રે કુલભૂમિની મરજાદ,
સહજ જતી સંભળાવી તે મોંઘી માતપિતાની લાજરે.
દીપે. ૨૦

---

સરસ્વતી નદી પાણીપતને વાયવ્ય ખુણે છે. તે થાણેશ્વર પાસે થઇ આગળ સાગર નદીને મળે છે; એ સાગર નદી થરપારકરના રણમાં મળી જાય છે.

શ્લોક ૧૯—આ તથા નીચેના (૨૦ મા) શ્લોકમાં–'વીરજુવે ચિન્તામાં ફરતો'–એ વાકયમાં કહેલી 'ચિન્તા'નો વિષય બતાવ્યો છે; શા ગંભીર વિચાર કરતો હતો તે બતાવ્યા છે. આ ( ૧૯ મા ) શ્લોકનો અર્થ સ્પષ્ટ સમઝાતો નથી; વિશેષે કરીને "જ્ઞાન વિશે ગંભીરપણું નહિ" એ વાક્યનું તાત્પર્ય તથા પૂર્વાપર અર્થ સાથે સંબન્ધ સમઝાતાં નથી. પૂર્વાર્ધનો અર્થ તો કાંઈક આમ થાય:—જ્હાં શાન્તિ ( આ સમય ને સ્થળમાં છે ત્હેવી શાન્તિ ) ત્હાં ચૈતન્ય ન હોય; અને ચૈતન્ય ત્હાં શાન્તિ ના હોય; ચૈતન્ય અને શાન્તિ એક ના હોઇ સકે, એકત્ર એકી વખતે ના રહી સકે. આ રજનીની શાન્તિ અને જયપાળના પોતાના હૃદયની અંદરની અશાન્તિજનક ઉથલપાથલ એ બેનો પરસ્પર વિરોધ આ પૂર્વાર્ધમાં કાંઈક ઊંડી રીતે ધ્વનિત થાય છે. " જ્ઞાન વિશે ગંભીરપણું નહિં "—એ ચરણનો અર્થ કદાચ્ તે કાળના વૃથાજ્ઞાનનો ઉપદેશ આપનાર ઉપર કટાક્ષ રૂપે હોય. વૃથાજ્ઞાન હોય ત્હાં ગંભીરપણું,–હૃદયનું, હૃદયના ભાવનું, દેશભક્તિ, રજપૂતવીરત્વપરંપરાનું અભિમાન, ઇત્યાદિ ભાવનું, ગંભીરપણું–ના મળે. આમ અર્થ કદાચ્ હશે.

ચરણ ૨. મુસલ્માન સૈન્ય સાથે યુદ્ધમાં રજપૂતોને જય મળે એ ઉત્કંઠા અને જયની વિરુદ્ધ સંભવો જોઇને ભય એ બે ભાવથી ઉત્પન્ન થયેલી 'ક્ષત્રીનો ટેક પ્રભુ રાખે' એ ઊર્મિ તે જ આ સર્વ ગંભીર ચિન્તનનું અને જયપાળના હૃદયની અશાન્તિનું બીજ છે.

શ્લોક ૨૦—'પ્રભુ રાખે ક્ષત્રીનો ટેક'–એજ ચિન્તાવિષયના રૂપાન્તરનો, અથવા અન્ય ચિન્તાવિષયનો, આ શ્લોકમાં સમાવેશ થયો છે. 'કુળભૂમિની

મરજાદ' રાખવી, અને 'માત પિતાની લાજ' સંભાળવી એ બે ઉત્કંઠાવિષય-માં એ બાબતો આવી રહી છે.

ચરણ ૧. કુળભૂમિની મરજાદ–કુળભૂમિ—આર્યભૂમિ-રજપૂત રાજ્યોની ભૂમિ–ની મર્યાદા. પાર્થિવ હદ, સીમા, મ્લેચ્છના હાથમાં ન જવાદેવી, એમ અર્થ નથી. મર્યાદા એટલે આબરૂની મર્યાદા. અને કુળભૂમિ—આર્યદેશ આખાની ભૂમિ–ને રૂપકદ્વારા સજીવ સ્ત્રી કલ્પીને, ત્હેની આબરુ–મ્લેચ્છ સ્પર્શથી મલિન ના થાય હેવી આબરૂ–રાખવાની છે. એ ' મરજાદ ' ને 'સત્ય' એટલા માટે કહી છે કે આ રજપૂતજનોને મન દેશભક્તિને લીધે પરકીયનો પ્રવેશ પાપરૂપ છે; ' સનાતન ' ('મરજાદને') એટલા માટે કહી છે કે આજસૂધી અનેક પ્રયત્ને અનંત વર્ષોથી એ 'મરજાદ' જાળવી રાખી છે.

ચરણ ૨. 'મોધી માત પિતાની લાજ'–આ અત્યન્ત રૂઢ, પરિચિત અને સાદા શબ્દો એકઠા આવેલા અહિં ઘણાજ યોગ્ય, ભાવપૂર્ણ, અને ચારુતાસંપાદક થયા છે.

માત પિતાની લાજ–એટલે પૂર્વજોએ સંપાદન કરી કુળપરંપરામાં પ્રચલિત કરેલી કીર્તિ. 'માતા'ની કૂખ ના વગોવાય એ રજપૂતોમાં–પરાક્રમી રજપૂતાણીને પેટે જન્મેલી શૂર રજપૂત જાતિમાં—અતિપરિચિત ઉપદેશ છે. અને ' પિતા 'નું બીજ પણ ન વગોવવું જોઇયે;—માટે ' માત પિતાની ' એમ કહ્યું છે.

આ ન્હાનું સરખું સંગીતકાવ્ય પૃથુરાજરાસા જેવા મહાકાવ્યમાં યોગ્ય રીતે ગોઠવાયું છે. સંગીતકાવ્ય ( Lyric ) અને મહાકાવ્ય (Epic) એ બે ભિન્ન વિષય હોવાથી એકત્ર આવવાં કઠણ; છતાં અહિં હેવી ગોઠવણ થઇ છે કે કાંઇ અનૌચિત્ય અથવા વિરોધ આવતાં નથી.

મહાકાવ્યમાં વૃત્તાન્તવર્ણનમાંથી ક્ષણવાર ફરીને પ્રકૃતિનાં દૃશ્ય તરફ વળવાની રીતિ કાલિદાસ તથા વ્હર્જિલ ( Virgil ) માં જણાય છે. **રઘુ**-વંશના ૧૩ મા સર્ગનો આરંભ એજ પ્રકારનો છે. **રામ** અને **સીતા** લંકાથી વિમાનમાં પાછાં જતે **રામ** સમુદ્ર, દ્વીપ, સેતુ, મેઘ ઇત્યાદિ અનેક દૃશ્યનાં રમણીય ચિત્ર આપે છે તે કાલિદાસની આ રીતિનું એક ઉદાહરણ છે. વ્હર્જિલનું પણ નીચેનું વર્ણન સરખાવવા લાયકછેઃ—

Now night it was, and everything on earth had
won the grace

Of quiet sleep; the woods had rest, the wildered waters' face,
It was the tide when stars roll on amid their courses due,
And all the tilth is hushed and beasts and birds of many a hue,
And all that is in waters wide, and what the waste doth keep
In thicket rough, amid the hush of night tide lay asleep,
And slipping off the load of care forgot their toilsome part.
But ne'er might that Phœnician queen, that most unhappy heart,
Sink into sleep, or take the night into her eyes and breast,
Her sorrows grow, and love again swells up with all unrest.

આ પદ્યમાં પ્રકૃતિની મધ્યરાત્રિયે શાન્તિ અને તે સાથે ફિનિશિયન-રાણીના હૃદયની અશાન્તિનો વિરોધ,—તે આપણા પ્રસ્તુત સંગીતમાં રાત્રિની શાન્તિ અને જયપાળના હૃદયની ચિન્તા વચ્ચેના વિરોધ સાથે સરખાવવા લાયક છે. રાત્રિનું વર્ણન પણ એ ત્રણ સ્થળે સરખાપણાની છાયાવાળું છે.

આમ વૃત્તાન્તવર્ણનમાંથી અન્ય સ્થળમાં ફરવાની રીતિ કાલિદાસ તથા વ્હર્જિલમાં છે ખરી, પણ તે વર્ણન તરફ–પ્રકૃતિનાં દૃશ્યના વર્ણન તરફ–વિશેષ જાય છે. ( વ્હર્જિલમાં તો હજી કાંઈક સંગીતકાવ્ય જેવી છાયા છે; પણ કાલિદાસવાળા ઉદાહરણમાં તો કેવળ પ્રકૃતિદૃશ્યવર્ણનજ છે. ) અને પ્રકૃતિના દેખાવનું વર્ણન તે મહાકાવ્ય ( જે પરલક્ષી કવિતાનો ભેદ છે ) માં આવી સકે; કેમકે સૃષ્ટિરચના, પ્રસંગ, અને જનસ્વભાવ એ ત્રણ પરલક્ષી કવિતાનાં અંગ ત્હેમાં આવે છે,—માત્ર સૃષ્ટિરચના ( પ્રકૃતિનાં દૃશ્ય )નું વર્ણન ક્વચિત્ અને અપ્રધાન રીતે આવે છે. પરંતુ ભીમરાવની આ કૃતિમાં તો મહાકાવ્ય, જે પરલક્ષી છે ત્હેમાં સંગીતકાવ્ય, જે આત્મ-

+સુણી સ્વમુખ ઉચ્ચાર, તપ્યું તનુ થઈ ધમધમતું
કર્યો ધનુષ ટંકાર, સુણ્યું દળ આવે ભમતું. ૨૧
રિપુ ઉત્તરમાં જોઇ અશ્વસેનાને સત્વર
ઉપાડી અસિ ચળકાટ, થયો વહિ જ્યોતિષનો ભર. ૨૨
ખરિ અડકે નહિ ભાંઇ, ન ખખડે ખોગિર ખડગો;
ચતુર ચલાવે કાંઇ, ધરે પગથી કર અળગો. ૨૩

---

+રોળાવૃત્ત.

લક્ષી છે, ત્હેનો પણ સમાવેશ ચાતુર્યથી થયો છે, અને છતાં કાંઇ અનૌચિત્ય અથવા વિરોધ આવ્યાં નથી એ ઘણો સારો સંયોગ અને કૌશલ સૂચવે છે.

આ આખું ગીત અત્યન્ત સંગીતક્ષમ છે એ ગાઇ જોયાથી અથવા સાંભળ્યાથીજ જણાય એમ છે. ગીતની ચાલ ભાવને અતિ અનુકૂળ છે; છે; શબ્દો, શબ્દસંયોગ, અતિ મધુર તથા રસધ્વનિને યોગ્ય સ્વરોત્પત્તિ રચનારા છે; અને હેમાંના કેટલાક અંશ સંગીતમાં અદ્ભુત રીતે ભાવદર્શન કરાવી સકાય હેવા છે. કુશલ ગાયકને હાથે આ સર્વ દર્શન થઇ સકે.

**શ્લોક ૨૧ મો**—છેલ્લા શ્લોક (૨૦માં) માંનું વચન બોલીને બંધ પડતાંજ, મોંઘી માતપિતાની લાજ જતી સંભાળવી—એ વચન પોતે બોલેલું પોતાને જ કાને પડતાં, એ સાંભળીને તથા એ અર્થ વિચારતાંવાંત—જયપાળનું શરીર તપીને ધમધમતું થઇ ગયું. એટલો બધો એ એ ભાવથી ઉશ્કેરાયો.

અને એજ ક્ષણે—શત્રુનું દળ ભમતું (રાત્રે અણધાર્યો છાપો મારવાને ફરતું ફરતું) આવતું હતું તે સાંભળ્યું (હેનાં પગલાંનો અવાજ સાંભળ્યો), એટલે તરત જયપાળે પોતાના ધનુષનો ટંકાર (પણછ ખેંચીને છોડીદઇ ટંકાર) કર્યો; પોતાના લસ્કરને જાગૃત કરી સાવચેત કરવા માટે. પૂર્વાર્ધને અંતે અર્ધવિરામ ચિહ્ન જોઇએ તે રહી ગયું છે.

**શ્લોક ૨૨ મો**—શત્રુને ઉત્તરમાં આવતા જોઇને જયપાળે સત્વર અશ્વસેનાને ઉપાડી (ચલાવી). અને ત્હેવો જ (એ અશ્વ સૈનિકોની) અસિ (તલવાર) નો ચળકાટ, જ્યોતિષ (જ્યોતિતેજ) નો ભર (પૂર, જથો.) વહી (વ્હેતો, ધસતો), થયો.

**શ્લોક ૨૩ મો**—ચરણ ૨. ખોગિર=ઘોડા ઉપરનો દેશી સામાન.

પરિવર્ત્તન કરી રિપુ, પૃષ્ઠમાં આવી ભભકે,
ધરી બરછીની ધાર, શરો વરસાવ્યાં પલકે. ૨૪
સુરજવંશપદ સૈન્ય ઉભું ઉત્તરમાં એતો
હઠી જણાવે એમ, પદે પદ ભાગતું તે તો. ૨૫
જયમ જયમ રિપુ ઘેરાય, વળ્યા ફરી રજપૂત શૂરા;
પડયા તુટીને સ્વાર, પરશુએ માર્યા પૂરા. ૨૬

---

ચરણ ૩. ચતુર સૈનિકો ચલાવે (અશ્વને).

ચરણ ૪. પગથી હાથ અળગો ધરે—એટલે શું? કોણ ધરે? અને શી રીતે પગથી હાથ જૂદો. અને ત્હેમાં શું ચાતુર્ય?—આ બધું સમઝાતું નથી.

**શ્લોક ૨૪ મો**—ચરણ ૧. પરિવર્તન-પાછા ફરવું; વ્યૂહપરિવર્તન; manœuvre.

અશ્વસેનાએ સ્થળ બદલી ચક્કર ફરી બીજી બાજૂએ આવીને રિપુપૃષ્ઠમાં (દુશ્મનની પાછળ-શત્રુના પાછલા ભાગની પછાડી) ભભકે (એકદમ ભભકાબંધ; એક સપાટે) આવીને, બરછીની ધાર ધરીને (ભાલા horizontal-ચોચવાને ધર્યા હોય તેમ શીધા-ધરીને), વળી એક પલકમાં બાણનો વરસાદ વરસાવ્યો.

આ વ્યૂહપરિવર્તન (manœuvre) તો ઉત્તમ છે પણ બરછી સ્હામી ધરવાની સાથે અશ્વદળ બાણ પણ શી રીતે ફેંકી શકે તે સમઝાતું નથી.

**શ્લોક ૨૫ મો**—આમ અશ્વસેનાએ આ પરિવર્તન કરી હુમલો કરતી હતી તે વખતે (જયપાળના ધનુષટંકારથી ચેતી, સંજ્ઞાથી સમઝી જઇને યોગ્ય વ્યૂહસંચલન કરીને) સૂર્યવંશી રજપૂતોનું પદસૈન્ય (પાયદળ) ઉત્તરમાં ઊભું હતું તેતો વળી પાછું હઠીને હેવું જણાવવા લાગ્યું (શત્રુને ઠગવા માટે એમ ડોળ કર્યો) કે પદેપદ (પગલે પગલે પાછા હઠીને) એ ભાગે (ન્હાસે છે).

**શ્લોક ૨૬ મો**—આમ ન્હાસવાનો ડોળ કરી હેવી વ્યૂહરચના કરી કે પાયદળ વચમાંથી પાછું ખસતું જાય, તેમ શત્રુસૈન્ય તે તરફ ધસે, અને સૂર્યવંશી પાયદળના બે છેડાના ભાગ ગોળ ફરી વળી શત્રુને ઘેરતા જાય; અને પાછળથી અશ્વસેનાના સવારો તૂટીને પડયા, અને પરશુથી માર માર્યો. (અશ્વસેના કને હથિયારમાં, તલવાર, ભાલા, પરશુ અને ધનુષબાણ એટલું બધું જણાય છે. હાવાં ધનુષબાણ અસંભવિત લાગે છે; કાંઇ નહિં તો ભાલા સાથે હેનો ઉપયોગ ઉપર કહ્યું તેમ અસંભવિત જ લાગે છે).

જય કરીને જયપાલ પવનતનકેતુ પ્રકાશ્યો;
મહેશ મહિમા માનીઁ, ગયો જ્યાં નરપતિ વાસ્યો. ૨૭

વિજય મંગલારંભ, મહોત્સવ મળીને માણે;
સૂર્યવંશનો રવિ ઉદય પૂરણ તે ટાણે. ૨૮

વાગ્યાં જયનાં વાદ્ય, ફરકતો ગારુડ કેતુ,
મંગળ ધુનીઁ ચઢીઁ ઉંચે, વિલસિ નભવર્ણે વ્હેતું. ૨૯

ક્ષત્રિ વિજયે સર્વ, થઇ સોહાતી સૃષ્ટિ
પ્રેમસહિત વહિ સરિત, દિવ્ય થઈ સુમનનીઁ વૃષ્ટિ, ૩૦

---

શ્લોક ૨૭ મો—આ રીતે શત્રુને હરાવીને જય કરીને જયપાળે પવનતનકેતુ (પવનતનય=હનુમાન, ત્હેનો કેતુ=વાવટો) પ્રકાશ્યો, હનુમાનના ચિત્રવાળો (પોતાનો) વાવટો વિજયના ચિહ્ન તરીકે ફરકાવ્યો. અને આ જય થયો તે મહેશના પ્રતાપે થયો માનીને, પછી જ્યહાં નરપતિ (રાજા—પૃથુરાજ) વાસ્યો (તંબૂમાં વસ્યો—છાવણી કરીને રહ્યો) હતો ત્યહાં ગયો.

શ્લોક ૨૮ મો—ચરણ ૧. વિજયમંગલારંભ=વિજયના મંગલનો આરંભ (સમારંભ; ઉત્સવ).

ચરણ ૨. મળીને—સર્વ ક્ષત્રિયો મળીને.

ઉત્તરાર્ધ—સૂર્યવંશનો રવિ પૂર્ણ પ્રકાશ્યો કહેવાનું કારણ કે પૃથુરાજનો ચુહાણવંશ તે સૂર્યવંશની જ શાખા? પણ સર્ગ ૧૦ શ્લો. ૭ માં પૃથુરાજને ચન્દ્રવંશી કહ્યો છે. ત્યહારે શું ખરૂં?

શ્લોક ૨૯ મો—ચરણ ૨. ગરુડકેતુ-ગરુડનો વાવટો; ગરુડના ચિત્રવાળો વાવટો. (પૃથુરાજનો વાવટો ગરુડના ચિત્રવાળો હતો).

ઉત્તરાર્ધ—મંગલધુનિ ઊંચે ચઢી; અને નભ (આકાશ) વિલાસીને (શોભીને) વર્ણથી (રંગથી) વ્હેતું હતું. (આકાશમાં સુન્દર રંગ જાણે વ્હેતા હોય તેમ શોભતું હતું.) ધુનિ=ધ્વનિ.

શ્લોક ૩૦ મો—પૂર્વાર્ધને અંતે અર્ધવિરામ ચિહ્ન જોઇએ.

ચરણ ૪. સુમન=ફૂલ. દિવ્ય—સુમનનું વિશેષણ.

તરુવર રીઝયાં દોલ, મધુર ત્યાં વાયો મારુત,
ગાજ્યો દુંદુભિ સાથ, ગર્વથી સાગર ભારત. ૩૧

*નવ કુસુમ વસન્તે, અર્પિ ઉત્સંગ વસ્ત્રે,
સુમુખિ સમીપ ઊભો, વીર સોહાઇ શસ્ત્રે,
નમીં વિભવ વિલાસે, ગાનના મંજુ હાસે,
મધુ રસથીં વધારી, પ્રેમ ઉત્સાહ પાસે. ૩૨

---

*માલિનીવૃત્ત.

શ્લોક ૩૧ મો—ચરણ ૧. દોલ—અર્થ નથી સમઝાતો. દોલાયમાન, ઝુલતાં એમ વખતે અર્થ હશે.

ચરણ ૨. મારુત—મરુત; પવન.

ઉત્તરાર્ધ—દુંદુભિની સાથે ભારતસાગર (હિન્દી સાગર) પણ ગર્વથી ગાજ્યો.

'સાથ' પછી, નું ચિહ્ન નકામું છે. કશું ચિહ્ન ના જોઇએ.

શ્લોક ૩૨ મો—બરોબર અર્થ સમઝાતો નથી. શું પૃથુરાજ આટલા જ વિજય પછી પાછો દિલ્હીમાં સંયુક્તા કને ગયો? (સંયુક્તા યુદ્ધમાં સાથે તો ગઇ ન્હોતી કે તંબુમાં હેની સમીપ જાય).

ચરણ ૧. અર્થ તથા સંબન્ધ બેસતાં નથી.

ચરણ ૩. વિભવના વિલાસથી નમીને એટલે શું? ગાનનું મન્દહાસ=? ગાનનું હાસ શું? હાસનું ગાન હજી કહેવાય.

ચરણ ૪. મધુરસથી=મદ્યના રસથી; પ્રેમનો ઉત્સાહ મદ્યથી વધારીને. પાસે-હેનો સંબન્ધ નથી સમઝાતો.

તાત્પર્ય એટલું જણાય છે કે પૃથુરાજ સંયુક્તા કને જઇને શસ્ત્રધર હતો ત્હેવોજ ઊભો, અને હેના ખોળામાં વસ્ત્રો મૂક્યાં (?) તથા વસન્તનાં નવાં ફૂલ આપ્યાં; અને સંયુક્તા હાસ અને ગાનથી આનંદ વધારવા લાગી; અને મદ્ય પાઇને પ્રેમ વધાર્યો. પણ આ બધું સુંદર—શ્રવણને સુંદર લાગતા—શબ્દોમાંથી વાક્ય સંબન્ધ વગેરેને મચડીને પણ નીકળવું મુશ્કેલ છે.

# સર્ગ ૯ મો.

+ઉઠયો સુણીને શબ્દ, ઘોરી તે જય ઉત્સવનો,
કર્યા તુરગ તૈયાર, સર્યા જયમ વન્હિ દવનો. ૧

આપ્યો એ આદેશ, શિબિર સામન્તો ઘેરો;
શૂર ઉભા સરદાર, કહ્યું શત્રુને વેરો. ૨

કાઢી ચમકતી તેગ, વીર કટકા સમ ઝળકી,
જંગી પણ તે જોઇ, રહ્યા ક્ષણમાં તે અભકી. ૩

જે સમશેરે કર્યા રિપુકુળ કાયર પૂરા,
જ્યાં ઝળકી ત્યાં જીત કતલ કીધા કંઇ શૂરા. ૪

તરુનો ક્ષય જયમ કરે, પડે વિદ્યુત જ્યાં તડપી,
ઇરાનને તૂરાન, જુએ વિસ્મયમાં ઝડપી. ૫

---

+ રોળા વૃત્ત.

શ્લોક ૧ લો—પૂર્વાર્ધ—તે જયઉત્સવનો શબ્દ સાંભળીને ઘોરી (શહાબુદ્દીન ઘોરી) ઊઠયો. ગયા સર્ગને અંતે વર્ણવેલો રજપૂતોએ જયોત્સવ-ધ્વનિ ઉઠાવેલો તે શબ્દ.

ઉત્તરાર્ધ—અશ્વદળના બધા તુરગ (ઘોડા) તૈયાર કર્યા; તે ઘોડા (અર્થાત્ અશ્વદળના સવાર) જેમ દવનો વહ્નિ પ્રસરે તેમ વેગથી તથા પ્રતાપથી સર્યા, ધશીને ચાલ્યા.

શ્લોક ૨ જો—પૂર્વાર્ધ—સામન્તો-રજપૂત સામન્તોને.

શ્લોક ૩ જો—પૂર્વાર્ધ—તેગ=(ફારસી) તલવાર.

ઉત્તરાર્ધ—જંગી=લઢવૈયા.

શ્લોક ૪ થો—પૂર્વાર્ધ—રિપુકુળ—શત્રુનો સમુદાય. આ શબ્દ નપુંસક-લિંગ છે; પણ 'કર્યા' ને 'પૂરા' "પુંલિંગ"માં વિશેષણ હેનાં મૂક્યાં છે. કાંઇક ભૂલ્ય હશે. અથવા 'રિપુ'નું વિશેષણ પ્રથમ મનમાં રહી જવાથી આમ ગડબડ થઈ હશે.

ઉત્તરાર્ધ—'જીત' પછી અલ્પવિરામ ચિહ્ન જોઇએ.

શ્લોક ૫ મો—પૂર્વાર્ધમાંના ઉપમાનવાકયનું ઉપમેયવાકય ઉત્તરાર્ધમાં

પયદળ ચઢિયું કોટ, ધશી રજપુત ઊપર તે,
મૂકયાં અગ્નિ અસ્ત્ર, સુણ્યાં ત્યાં હયનાં ખુર તે. ૬

ધશ્યા ક્ષત્રિના સ્વાર, પરશુએ ભેદ્યા યવનો;
અગ્રભાગસંહાર, જોઇ ભાગ્યો પાછળનો. ૭

શૂરા ત્યાં સરદાર, કહી કાયર ને મૂરખ;
સામેટી સહુ સૈન્ય, સાધિ મદ નિદ્રાની તક. ૮

રચિ વર્તુલનો અર્ધ, ઘેરવા ક્ષત્રિકુળને;
મધ્ય યવન સરદાર, બહૂ ફેલાવે બળને. ૯

---

નથી; ૪ થા શ્લોકના છેલ્લા ચરણમાં 'કતલ કીધા કઈ શૂરા'એ ઉપમેય વાકય બની સકે. અથવા ઉપમેય વાકય તદ્દત વ્યઙ્ગ્ય જ રાખ્યું હોય. તાત્પર્ય સ્પષ્ટ છે;—જ્યહાં વીજળી તડપીને પડે ત્યહાં જેમ ઝાડનો ક્ષય કરે તેમ આ તલવાર ઝબકીને પડી કે શૂરાઓની કતલ કરી નાંખતી હતી.

ઉત્તરાર્ધ—એ તલવારનો ઝબકારો ઇરાન અને તુરાન વિસ્મયમાં ઝડપીને (આશ્ચર્યમાં સપડાઈને) જોયા કરતાં હતાં. એમ દેશેદેશ હેનો પ્રતાપ ફેલાયો હતો.

શ્લોક ૬ ઠ્ઠો—ચરણ ૧. કોટ=કોટિ; કરોડ.

ચરણ ૩. અગ્નિઅસ્ત્ર—દારૂગોળા. કોણે મૂકયાં તે સંદિગ્ધ છે; પણ મુસલ્માનોએ એમ લાગે છે.

ચરણ ૪. કોણે કોના ઘોડાની ખરીઓના અવાજ સાંભળ્યા તે મોઘમ છે.

પ્રથમ શ્લોકમાં અશ્વસેના તૈયાર કરાવી છે, અહિં વળી પયદળ (પાયદળ) ચલાવ્યું છે.

શ્લોક ૭ મો—ઉત્તરાર્ધ લસ્કરના આગળના ભાગનો સંહાર જોઇને લસ્કરનો પાછલો ભાગ (યવનોનો) ભાગ્યો (નાઠો).

શ્લોક ૮ મો—યવનસૈનિકો નાઠા તેથી, યવનસરદારોએ સૈનિકોને બાયલા અને મૂરખ કહીને (એમ ટોકીને) પાછું સહુ સૈન્ય સમેટી લઇ (વ્યવસ્થિત ગોઠવીને), રજપૂતોની મદનિદ્રાની તક સાધી (જીત થોડી મેળવી તેથી ઉત્પન્ન થયેલા મદ રૂપી નિદ્રાની તક સાધી).

શ્લોક ૯ મો—આમ સૈન્યને પાછું સમેટી (rally શબ્દથી સામે-

જયમ રવિ નિજ કર સર્વ, સ્થળે વર્તાવે વિરમી;
પ્રલયકાળનો ઓઘ, પસારે જયમ જળ ઉરમી. ૧૦

ઘેરાયા રજપૂત, રહ્યો હય સેના કટકો;
કિધો ભિન્ન અરિસાથ, મધ્ય આવીને અટકયો. ૧૧

અગ્રવર્તી જયપાળ, ઉભો શહાબુદ્દિન સામો;
ધરી ઉંચે તલવાર કહ્યું, તુજ દિવસ વિરામ્યો. ૧૨

યવન વિનેતા તેમ, નેત્રમાં રાતો પીળો,
ધસ્યો ક્રૂર થઈ એક, ભાગમાં આવી ભીડયો. ૧૩

---

ટવાનો અર્થ બરાબર જણાશે), પછી અર્ધવર્તુલ રચી (લશ્કરને ચંદ્રવ્યૂહમાં ગોઠવી),—ક્ષત્રિયોને ઘેરવા માટે ચંદ્રવ્યૂહ રચી—એ અર્ધચન્દ્રના મધ્યમાં રહેલા યવન સરદારો બળને (લશ્કરને) ધીમે ધીમે બહુ ચારે બાજૂ ફેલાવવા લાગ્યા.

**શ્લોક ૧૦ મો**—જેમ સૂર્ય જરાક વિરમીને (અટકીને)—અર્થાત્ આરંભમાં નરમ થઇને પછી ઊંચે આવે ત્હારે—સર્વ સ્થળે પોતાનાં કિરણ વર્તાવે [ફેલાવે] તેમ,—અથવા (બીજી ઉપમા) જેમ પ્રલયકાળ વખતનો સિન્ધુનો ઓઘ (પ્રવાહ) જળના ઊર્મિ (મોજાં) પસારે,—તેમ યવન સરદાર બળને (લશ્કરને) ફેલાવતા હતા.—આમ ૯ મા શ્લોકના ઉત્તરાર્ધ જોડે સંબન્ધ છે.

**શ્લોક ૧૧ મો**—રજપૂતો ઘેરાયા ખરા પણ હેમની અશ્વસેનાનો કડકો ઘેરાયા વિનાનો રહ્યો હતો ત્હેણે શત્રુના વ્યૂહમાં ભંગ કર્યો અને વચમાં,—યવનસૈન્યના ઘેરાવાની વચમાં આવીને અશ્વદળ (રજપૂતનું) ઊભું.

**શ્લોક ૧૨ મો**—એ અશ્વસેનાની સરદારીએ જયપાળ હતો. (સર્ગ ૮ માના શ્લોક ૨૨ માં પણ હેને અશ્વસેનાપતિજ કર્યો છે.)

**શ્લોક ૧૩ મો**—યવનવિનેતા—યવનનો સેનાની,—સેનાપતિ; શહાબુદ્દીન.

ઉત્તરાર્ધમાં 'એક' પછી કશું વિરામ ચિહ્ન ના જોઇએ. 'એક' એ 'ભાગ'નું વિશેષણ છે.

ભીડયો—જયપાળ જોડે યુદ્ધમાં ભીડયો.

મારી બરછી સદ્ય, તુરગ ભેદ્યો વિજયીનો,
ભૂમિ ઉભો સામન્ત, ખડ્ગ કાઢ્યો જ કહીંનો. ૧૪
મહા વીર્ય ધરી ઘાત, કર્યો મારીને જંઘે;
પડ્યો તળે અફ઼ઘાન, કોઇ નહિ તેની સંગે. ૧૫
કહ્યું પરાભવ બોલ, પડ્યા સત્વર એવામાં
કવચ ઉપર અસિઘાત મુસલ્માને તેવામાં ૧૬
કરી જગાડ્યો વીર, મળ્યો ક્ષણમાં હય બીજો;
અનુચર આશ્રય થયો, ચઢ્યો મનમાંથી રીઝ્યો. ૧૭

---

શ્લોક **૧૪ મો**—શહાબુદ્દીને બરછી મારીને વિજયીનો (જયમાં આવેલા જયપાળનો) અશ્વ ઘાયલ કર્યો. તેથી તે સામન્ત (જયપાળ) નીચે ઉતરીને ઉભો રહ્યો અને કહિંનો (અર્થાત્–ઘણોજ ઊંચી જાત્યનો) ખડ્ગ કાઢ્યો.

'કહિંનો'—અર્થ સંદિગ્ધ છે. ઉપર પ્રમાણે કલ્પાય છે. ખડ્ગ નપુંસકલિંગ છે તે અહિં પુલિંગમાં વાપર્યું છે.

શ્લોક **૧૫ મો**—પૂર્વાર્ધ–કર્યો—કર્તા જયપાળે.

જંઘે—જાંઘમાં (શહાબુદ્દીનની).

ઉત્તરાર્ધ—અફ઼ઘાન–અર્થાત્ શહાબુદ્દીન. તળે–જયપાળના પગની નીચે. (જાંઘ ઉપર ખડ્ગના ઘાથી શહાબુદ્દીન નીચે પડ્યો.)

શ્લોક **૧૬—૧૭ મો**—એનું યુગ્મક છે.—

પોતાની નીચે પડેલા શહાબુદ્દીનને જયપાળે કહ્યું:–"પરાભય બોલ્ય" (હાર્યો કબૂલ કર્ય); પણ તેટલામાં તો સત્વર જયપાળના કવચ (બખ્તર) ઉપર અસિઘાત (તલવારના ઘા) પડ્યા;—તેવામાં મુસલ્માને (એ ઘા) કરીને વીરને જગાડ્યો (જયપાળને કે શહાબુદ્દીનને?).—(અહિં અર્થનો ગડબડાટ થઇ ગયો છે; 'કરી'નું કર્મ પણ 'અસિઘાત' થાયછે અને 'પડ્યા'નો સંબન્ધ પણ 'અસિઘાત' ના કર્તા જેવો છે તેથી એ વાક્ય કવગાં ગૂંથાઇ ગયાં છે). ક્ષણમાં બીજો હય (ઘોડો) મળ્યો (જયપાળને); અને અનુચરોનો આશ્રય મળ્યો તેથી ઘોડે ચઢ્યો (જયપાળ) અને મનમાંથી આનંદ પામ્યો.

ધરી તુરગનું સૈન્ય, વિદાર્યા યવનો કોટિ;
પણ પદ સેના દૂર દબાઇ આવી ન ત્હોતી. ૧૮

સમરસિંહ રણશિરે, સિંહની ફાળ ભરીને;
મારે માર અતુલ્ય, વિવિધ ત્યાં શસ્ત્ર ધરીને. ૧૯

શત્રુ કાપ્યા કોટ, પડ્યા સરદારો શૂરા;
કંઇ ઘાયલ રજ વિષે, થયા કંઇ તનુના ચૂરા. ૨૦

સમર ભૂમિ વિકરાળ, થઇ યમની જય ભૂમિ;
ફર્યો મનસ્વી જેમ, ચિતે આવ્યું ત્યમ ઘૂમિ. ૨૧

તોપણ અરિનાં વૃંદ, પદે પદ ચઢી પથરીને;
મસળ્યાં પણ મધમાંખ, સમાન ઉડે વિખરીને. ૨૨

વરશ્યો શરવરસાદ, ચળકતિ અસિએ ઘેર્યો;
સમરસિન્ધુ ઉત્પાત થયો અસુરોએ પ્રેર્યો. ૨૩

---

આ ઠેકાણે શહાબુદ્દીન અને જયપાળ આમ એક બીજાથી છટકી ગયા એમ તાત્પર્ય છે.

**શ્લોક ૧૮ મો**—આ યુદ્ધક્રમ સમઝાતો નથી. રજપૂત પદસેના ઘેરાઇ ગઇ તેથી જયપાળની અશ્વસેનાએ યવનદળમાં ભંગ પાડ્યો; એટલે તો રજપૂત પદસેના ઉલટી જોસમાં આવી ઘેરાથી મુક્ત થયેલી વધારે મદદ કરીને લઢે; અને દૂર દબાઇ રહેલી હોઇ આવી પ્હોંચી ના સકે એમ ના હોય.—એમ વખતે હશે કે અશ્વસેનાથી વ્યૂહભંગ થોડાકજ ભાગમાં થયો હશે અને પદસેના હજી થોડાક યવનસૈન્યથી દબાઇ રહી દૂર રહી હશે. પણ આ જરાક વધારે કલ્પી લેવું પડે છે, તેમજ રજપૂત પદસેનાના યુદ્ધ સંચલનમાં ખામી આવે છે.

**શ્લોક ૨૦ મો**—કોટ=કોટિ; કરોડો.
**શ્લોક ૨૧ મો**—ઉત્તરાર્ધ—મનસ્વી=ધીર. (સમરસિંહનું વિશેષણ છે.)
**શ્લોક ૨૨ મો**—પૂર્વાર્ધ—પદેપદ=પગલે પગલે.

પથરીને=પથરાઇને;

**શ્લોક ૨૩ મો**—બાણના વરસાદમાં વળી બધે તલવારો ચળકે તેથી 'ચળકતી અસિયે ઘેરેલો' શરવરસાદ કહ્યો છે.

વિંધ્યાં ક્ષત્રિનાં અંગ, તીક્ષ્ણ રિપુના ભાલાએ;
તોપણ મુકે ન ખડ્ગ, ખડ્ગધર કુળવાળાએ. ૨૪

દૃષદ્વતીનું તીર, અસ્થિ ચર્મ થકી રાતું
ચાલ્યું શોણિત પૂર, પુણ્ય સલિલે થઈ માતું. ૨૫

મુકયાં કોટિ અગ્ન્યાસ્ત્ર, મર્ત્ય માર્યા રિપુ મારે;
તોપણ બહુ ઉભરાય, શલભ સરખા જ સુમારે. ૨૬

કાપે તેમ જણાય અવર આવી ઉભા ત્યાં;
થયા સજીવન તેજ, પદે માયાવી થઈ જ્યાં. ૨૭

---

ઉત્તરાર્ધ—અસુરોયે (અર્થાત્—યવનોએ) પ્રેરેલો (ઉત્પન્ન કરેલો) ઉત્પાત (તોફાન) સમરસિન્ધુમાં (યુદ્ધરૂપી સિન્ધુમાં) થયો. યુદ્ધના અનંત ગુંચવાડાવાળા ખળભળાટનું આ રૂપક ઘણું જોરદાર અને યથાર્થ છે.

૭ મા સર્ગના પ્રથમ શ્લોકમાં જેમ યવનોને દાનવ કહ્યા છે તેમ અહિં અસુર કહ્યા છે.

**શ્લોક ૨૫ મો**—દૃષદ્વતી—એ નામની નદી, કુરુક્ષેત્રમાંની હાલની કઇ નદીનું નામ તે કહી સકાતું નથી. સરસ્વતી અને દૃષદ્વતી બે નદીયો કુરુક્ષેત્રમાં બ્રહ્માવર્તની દક્ષિણ અને ઉત્તર સીમાએ વર્ણવેલી છે. દૃષદ્વતીનું નામ બદલાયું હશે.

પૂર્વાર્ધ—હાડકાં ચામડાં લોહી ભરેલાં તેથી અસ્થિચર્મથી રાતું તીર (કિનારો) કહ્યું છે.

ચરણ ૪ માતું=મત્ત; જોસભેર.

**શ્લોક ૨૬ મો**—ચરણ ૧. મૂક્યાં–રજપૂતોએ. અગ્ન્યાસ્ત્ર (અગ્ન્યસ્ત્ર એ શુદ્ધ છે)–દારૂગોળા.

ચરણ ૪. શલભ=તીડ. સુમારે=સુમારમાં; સંખ્યામાં.

**શ્લોક ૨૭ મો**—ઉત્તરાર્ધ—તેજ પદે (તે જ પગલે–અર્થાત્ તે જ ક્ષણે) માયાવી બનીને જાણે સજીવન પાછા ના થયા હોય તેમ.

'જ્યાં'નો અર્થસંબન્ધ જણાતો નથી. એટલા બધા યવનો હતા કે મુવા કે બીજા આવ્યાજ છે; તેથી જાણે તેના તેજ પાછા જીવતા થતા હોય હેવા માયાવી (જાદુવાળા) જણાતા હતા.

સેનાપતિ ધરી શસ્ત્ર, નામ નાગાસ્ત્ર કહાવ્યું;
ધરી ઉંચે આકાશ, નમાવી તે પસરાવ્યું. ૨૮

બાંધ્યા રિપુજન લક્ષ, ઉપર આવી અડતા જે;
છુટે ન શરના બંધ, તુટે ભૂતલ પડતા જે. ૨૯

તોપણ આવી અન્ય, વૃક્ષ પુઠથી કરી ઘા ને;
કાપ્યા બહુ રજપૂત, શાલ તરુની જ સમાને. ૩૦

અગ્નિ ગોળપર ગોળ, પડે રણ બહુ પથરાતા;
યવન પડ્યા ભયદાય, ચઢ્યા યુધ મદમાં રાતા. ૩૧

---

**શ્લોક ૨૮ મો**—ચરણ ૧. સેનાપતિ-અર્થાત્—સેનાપતિયે (તૃતીયા-પ્રત્યય લુપ્ત છે);-રજપૂત સેનાપતિ અહિં ઉદ્દિષ્ટ છે.

નાગાસ્ત્ર કહેવું હશે તે સમઝાતું નથી. આ અંશ કલ્પિત અદ્ભુત-રસનો પુરાણાદિક જેવો આણ્યો છે; જો કે કવિ પોતે તે માનતા ન્હોતા. ઊંચે આકાશમાં ધરીને પછી તે નમાવીને પસરાવવાની ક્રિયા કરવા જેવું શું કલ્પ્યું છે તે સ્પષ્ટ સમઝાતું નથી.

શસ્ત્ર ધરીને એ અંશ આ વર્ણનમાં નિરર્થક અને કાંઈક વિરોધી લાગે છે; અસ્ત્ર ફેંકવાનું ને શસ્ત્ર ધારવાનું હથિયાર તેથી.

**શ્લોક ૨૯ મો**—ચરણ ૩. નાગાસ્ત્ર ફેંક્યાં તેથી લાખો રિપુ બંધાઇ ગયા; જે ઉપર આવીને હુમલો કરતા હતા તે બધા નાગાસ્ત્રથી બંધાઇ ગયા. શરના બંધ (નાગાસ્ત્રનાં શરના બંધ) છોડ્યા છૂટતા ન્હોતા;

ચરણ ૪. અર્થ નથી સમઝાતો. જમીન ઉપર જે પડતા તૂટતા હતા. 'જે' તે કોણ?

**શ્લોક ૩૦ મો**—ચરણ ૪. શાલતરુ=(સાલતરુ પણ રૂપ છે);

**શ્લોક ૩૧ મો**—ચરણ ૧. તોપોના ગોળા તેજ અગ્નિગોળ.

ચરણ ૩. ભયદાય—ભયદા, ય (પાદપૂરણાર્થ). ભયદા=ભય પમાડનારા (યવનનું વિશેષણ). પડ્યા—તૂટી પડ્યા; એ ગોળાના મારામાં પડ્યા; હેવા સાહસિક અને તેથીજ ભય પમાડનારા યવન કહ્યા છે.

જેમ સચેતન વૃક્ષ, તેમ માનવને કાઢી,
ધસે શત્રુ ચોપાસ, ક્ષત્રિયો પડે અગાડી. ૩૨

થાય મહમ્મદ ઘોષ, બિજા હરહરના શબ્દે,
વાગે બહુ રણ વાદ્ય, ચીસ વિરમી ક્ષણ નવ દે; ૩૩

મહા સમરનો સ્તંભ, ચંદપુંદીર કપાયો;
પડયો રણે તત્કાળ, ક્ષત્રિ જય અર્ધ છવાયો. ૩૪

---

ચરણ ૪. મદમાં રાતા થઇને ચઢેલા. મદમાં આવીને લાલ ચોળ થયેલા.

શ્લોક ૩૨ મો—પૂર્વાર્ધ—અર્થ જરા અસ્પષ્ટ છે. આમ કાંઇંક તાત્પર્ય હશે;—જીવતાં (હાલતાં ચાલતાં) વૃક્ષ હોય હેવા માણસને કાઢી નાંખીને (સંહાર કરીને). અર્થાત્ ઝાડને કાપી નાંખે તેમ સેનાના માણસોને કાપી નાંખીને.

શ્લોક ૩૩ મો—ચરણ ૧. મહમ્મદઘોષ—પેગંબર મહમ્મદના નામનો ઘોષ.

ચરણ ૨. બીજા હરહરના શબ્દ પણ થાય.

શબ્દે—શબ્દ+એ; શબ્દ પણ.

ચરણ ૪. સૈનિકોની ચીસો હેવી ઉપરાઉપરી ચાલૂજ હતી કે ચીસો વિરમીને બંધ પડીને ક્ષણ (અવકાશ–ખાલી વખત) ન્હોતી આપતી.

આ શ્લોક ૧૯ થી શ્લોક ૩૩ સૂધી બંને પક્ષના સૈન્યનું સંમિશ્ર, ગુંચવાયલું, યુદ્ધ વર્ણવ્યું છે. તે પ્હેલાં વ્યવસ્થિત યુદ્ધક્રમ વર્ણવ્યા હતા. આરંભમાં વ્યવસ્થિત થઇને પછી લશ્કર પાસે આવી ગુંચવાઇ જતાં શેળભેળ મારામારી કાપાકાપીજ થાય. તે બંને પ્રકારનું વર્ણન ઉત્તમ રીતે અપાયું છે; યુદ્ધમાં થતા બનાવ જેવાંજ ઝડપ, આવેશ, ઉથલપાથલ વર્ણનના પ્રવાહમાં પણ આવ્યાં છે. એ પ્રવાહમાં બંને પક્ષની વારાફરતી ચઢતી પડતી પણ સ્વાભાવિક રીતે આલેખાઇ છે.

શ્લોક ૩૪ મો—ચંદપુંદીર—(ચંદપુંડિર)—પૃથુરાજનો એક પ્રાન્તનો સૂબો હતો. શાહબુદ્દીન પ્હેલવ્હેલો યુદ્ધે આવ્યો હતો (હુસેનખાન અને ચિત્રરેખાને શરણે આવેલાંને પાછાં આપવાની પૃથુરાજે ના પાડી તે વખત) ત્યારે ચંદપુંડિર લાહોરનો સૂબો હતો.

પડ્યો જયહાં પૃથુ વીર, મરુરપતિવંશપ્રદીપક;
પસર્યો બહુ પરિતાપ, અસુર ધસતા સમજી તક. ૩૫

*ચઢયા અસુર તક જોઇને, થયો રણે ઉત્પાત;
પડયા રાજકુલ સૈનિકો, પામ્યું નામ નિપાત. ૩૬

સુણી સહસા ક્ષત્રિયપતિ, ધસ્યો સ્વકુલનિ સાથ;
ઘેર્યો પટ દિલ્હી તણો, યવન દળે ભરી બાથ. ૩૭

---

* દુહો.

ચરણ ૪. અર્થ સ્પષ્ટ નથી. કાંઇક આમ તાત્પર્ય લાગે છેઃ—ક્ષત્રિયોનો જય અડધો ગ્લાનિ પામ્યો. જે જય અત્યાર સૂધી મેળવ્યો હતો ત્હેમાં આ ચંદપુંડિરના કપાઈ મરવાથી ક્ષતિ થોડીક પ્હોંચી.

**શ્લોક ૩૫ મો**—ચરણ ૧. પડ્યો=મરણ પામ્યો (રજપૂતના સામાન્ય મરણને પણ રણમાં પડવાના સંપ્રદાયને લીધે પડવું કહેવાય છે. આતો રણમાં પડ્યો હતો ). પૃથુ=મ્હોટો.

ચરણ ૨. **મરુરપતિવંશપ્રદીપક**—**મરુરપતિના** વંશનો કુલદીપક.

ચરણ ૪. અસુર—અર્થાત્ મુસલમાનો. આ બનાવથી રજપૂત લશ્કરમાં પરિતાપ ફેલાયો તેથી એ લોકો જરાક ગભરાટ પામેલા અને નરમ થયેલા તે તક જોઇને યવનો ધશી આવ્યા.

**શ્લોક ૩૬ મો**—ચરણ ૩. રાજકુલ=રજપૂતવંશના.

ચરણ ૪. નામ (રજપૂતનું)-રજપૂતની કીર્તિ-નિપાત (હાનિ) પામ્યું. હાર ખાધી તેથી કીર્તિને ઝાંખ પ્હોંચી.

**શ્લોક ૩૭ મો**—ચરણ ૧. ક્ષત્રિયપતિ-પૃથુરાજ. સુણી-ઉપર (શ્લોક ૩૪ થી ૩૬ માં) કહેલો વૃત્તાન્ત સાંભળીને.

ચરણ ૨. સ્વકુલ=પોતાના સર્વ કુટુમ્બીઓ.

ઉત્તરાર્ધ—અર્થ અસ્પષ્ટ છે. યવનદળે બાથ ભરીને દિલ્હીનો પટ (=?) ઘેર્યો. એટલે શું? દિલ્હીને ઘેરો ઘાલ્યો? એમજ લાગે છે.-કુરુક્ષેત્રમાં ( સર્ગ ૮ માં કહ્યા પ્રમાણે ) વિજય મેળવી પૃથુરાજ ( એકલો ) દિલ્હીમાં ગયો. પછી ( ૯ મા સર્ગમાં વર્ણવેલી વાત પ્રમાણે ) મહાયુદ્ધમાં પાછા રજપૂતો હાર્યા. એટલે યવનસૈન્ય ધશી આવ્યું અને દિલ્હીને ઘેરો

દીઠું કટક વાદળ સમું, વરસતું વહ્નિ વિશાળ;
વ્યોમ વિમળ છાયું બધે, જેમ પ્રલયને કાળ. ૩૮

§ ઝાંખી રોષે ઝઝયો વીર, મહામદ કાયનો,
જ્યમ મત્ત થયો માતંગ, ઠરે ન ટકી પાય તો. ૩૯

લઈ સુભટ ચઢચો પૃથિરાય હયે કરી ત્યાં ત્વરા;
ભેટચો રિપુ જ્યમ ભેટે મિત્ર, આવેશમાં આકળા. ૪૦

---

§ સીતાના મહિનાની ચાલ.

ધાલ્યો. એટલે પછી (આગળ કહેશે તેમ) પૃથુરાજ દિલ્હી બ્હાર આવ્યો અને યુદ્ધ આપ્યું.

આમ હોય તો આ શ્લોકના પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધમાં વૃત્તાન્તક્રમનો ભંગ થાય છે.

**શ્લોક ૩૮ મો**—ચરણ ૨. તોપના ગોળા વરસતું.

ચરણ ૩. તોપના ગોળા વગેરેથી આકાશ છવાયું.

ચરણ ૪. પ્રલય વખત આકાશ મેઘથી ઘેરાઇ આવે છે તેમ.

આ શ્લોકમાં પૂર્વાર્ધમાં વાદળ (મેઘ) જેવું લશ્કર ચઢી આવ્યું કહી ત્હેની કને અગ્નિ વરસાવવામાં કોઇ રીતે અલંકારદોષ (અસંભવનો) નથી આવતો. આ મેઘનું અલૌકિકત્વજ બતાવવું ઉદ્દિષ્ટ છે તેથી એ તરેહની મિશ્રતા રૂપકમાં આવી છે.

**શ્લોક ૩૯ મો**—ચરણ ૧. ઝાંખી=? વીર—પૃથુરાજ.

ચરણ ૨. શરીરનો મહામદ (મહા મદવાળો); શરીરે ઘણો મત્ત. મત્તતા શરીરમાં નહિં પણ ભાવમાં હોય; પણ શરીરબળને લીધે હૃદયમાં મત્તતા આવેલી અને ત્હેનું પરિણામ પાછું શરીરના આવેગમાં આવે તેથી આમ કહેલું બરોબર છે.

ચરણ ૪. પગતો ટકીને ન ઠરે.—અર્થાત્—પગે ટકીને ના ઠરે; ઠરીને પગ એક સ્થળે ના ટકાવી રાખે, (અહિં છંદ જરાક બેસતો નથી. 'ઠરે' નો 'રે' ટુંકાવી દેવો પડે છે તે ઠીક નથી લાગતું.)

**શ્લોક ૪૦ મો**—પૂર્વાર્ધ—પૃથિરાય સુભટ (શૂર સરદારો) ને સાથે લઇને ત્વરા કરી હયે (ઘોડે) ચઢયો.

## વલણ.

ભેટયો ભારતનો પતિ, ધસ્યો બરછિની ધાર;
ઉભો આવ્યો યવનેશ જ્યાં, થયો ખડ્ગ ધરી સ્વાર. ૪૧

---

ચરણ ૩. રિપુ--રિપુને. (દ્વિતીયાનો પ્રત્યય લુપ્ત છે).

ચરણ ૪. આકળા--'મિત્ર'નું વિશેષણ. અહિં 'મિત્ર' બહુવચનમાં છે. તૃતીય ચરણમાં 'રિપુને ભેટશે' એમ એકવચનથી શરૂ કરી અહિં બહુવચન આણવામાં જરાક અર્થદોષ આવે છે ખરો. મિત્રને ભેટવાને આવેશથી આકળો મિત્ર આવે તેમ-આમ કહેવાનું તાત્પર્ય છે. અથવા તો બંને જણા, આવેશથી આકળા મિત્રની પેઠે, એકએકને ભેટયા. મિત્રો પ્રેમથી ભેટે-આ યુદ્ધમાં ભેટયા.

**શ્લોક ૪૧ મો**—આખા કાવ્યમાં આ એકજ વલણ છે. વલણો મધ્યકાલના ગુર્જર કવિનાં મહાકાવ્યોમાં આવે છે. તે પદ્ધતિ પૂર્ણ રીતે નહિં પણ આમ એકજ સ્થળે સ્વીકારી છે ત્હેમાં દોષ નથી; પણ જરાક વિચિત્ર લાગે છે ખરું.

ચરણ ૨. ધાર--ધારે. (સપ્તમીનો પ્રત્યય લુપ્ત છે.) બરછીની ધારો બંધે હતી ત્હેમાં ધશીને ચાલ્યો. તે વચમાં થઇને આગળ ચાલ્યો.

ચરણ ૪. થયો--કર્તા-યવનેશ.

શ્લોક ૪૦ માં રિપુને (અર્થાત્ શહાબુદ્દીનને) ભેટયો એમ કહ્યું છે; અને અહિં વળી ભેટવા જતી વખતનો વચમાંનો ક્રમ પછીથી વર્ણવ્યો છે; તેમજ વળી નીચે ૧૦ મા સર્ગમાં પાછો જરાક પૂર્વક્રમ વર્ણવ્યો છે; તે દૂષણ નથી; પણ વર્ણનશૈલીની એક પદ્ધતિજ છે. અન્ત્યફળ તરત કહી પછી તે પૂર્વની વિગતવાર વાત તથા અન્ત્ય વાત પાછી સવિસ્તર કહેવામાં એક જાત્યની અસર જૂદીજ થાય છે.



# સર્ગ ૧૦ મો.

---

*ચઢયો રણે ત્યાં પૃથિરાય જ્યારે,
સશસ્ત્ર શૌર્યે દ્યુતિમાન ભારે;
પ્રતાપથી શોભિ સમગ્ર સૃષ્ટિ,
થઈ શિરે દિવ્ય સુપુષ્પ વૃષ્ટિ. ૧

દૃષદ્વતીપુણ્યતટે ગયો જ્યાં,
વહી સરિત્ ક્ષત્રિય શોણિતે જ્યાં;
જે ક્ષેત્રમાં બ્રહ્મવિધાન ગાયું,
તે ચર્મ ને હાડ થકી છવાયું. ૨

જે બંધુ વૈરે કુટિલ ક્રિયાથી,
થયું ખરે વંશપરંપરાથી,
સ્મશાન આ ભારતનું પ્રઘાતે,
સંહારથી રક્ત દીસે પ્રભાતે. ૩

---

* ઉપેન્દ્રવજ્રાવૃત્ત.

**શ્લોક ૧ લો**—ચરણ ૩ પ્રતાપથી—પૃથુરાજના પ્રતાપથી.

ચરણ ૪. આ અદ્દભુત બનાવ અસંભવિતજ છે તે જાણી જોઇને જ કવિએ મૂકયો છે.

**શ્લોક ૨ જો**—પૂર્વાર્ધ—'જ્યાં' 'જ્યાં' બે વાર પુનરુક્ત છે.

ચરણ ૩. જે કુરુક્ષેત્રમાં અસલ ઋષિજનોએ બ્રહ્મવિધાન ગાયું (બ્રહ્મનું સ્તુતિનું વિધાન—ક્રમ—ગાયું ).

**શ્લોક ૩ જો**—જે કુરુક્ષેત્ર બંધુવેરને લીધે ( કૌરવ પાંડવો વચ્ચે બન્ધુ બન્ધુમાં વેર થવાથી ) અને કુટિલક્રિયા ( કપટનાં આચરણ ) થી ( કૌરવોએ કપટ પુષ્કળ કરીને પછી કુરુક્ષેત્રમાં યુદ્ધ કરેલું તેથી ) ખરેખરું આ ભારતનું ( ભારતવર્ષનું ) વંશપરંપરાનું પ્રઘાતે ( પ્રઘાતથી—ચાલતા આવેલા ક્રમથી ) સ્મશાન થયું છે તે આજ પ્રભાતમાં સંહારથી રાતું દેખાતું હતું.

[1]વિલોકી શત્રુ સહુ ક્ષત્રિમંડળ,
જમાવી અંત્ય ક્ષણનું વૃથા બળ;
પડ્યા કરાલ ક્રમ શત્રુનો થતે,
સુવૃક્ષ જેવા બહુ તીડ ઘેરતે. ૪

+જે ધસ્યો મહાવીર પૃથુ પ્રજાનો,
પિતા સમો પાળક જે બધાનો;
ઉભો જયહાં મ્હમ્મદ ઘોરી ધારી,
ક્ષત્રી તણું કાળ સ્વરૂપ કારી. ૫

---

૧ વંશસ્થવૃત્ત. + ઉપેન્દ્રવજ્રાવૃત્ત.

કૌરવપાંડવોના વખતથી માંડીને આ વખત સૂધી (પૃથુરાજના વખત સૂધી) કુરુક્ષેત્રમાં લોહીલુહાણ યુદ્ધો થતાં આવેલાં છે. ત્હેમાં પ્રથમ કૌરવ પાંડવોમાં બંધુવૈરથી આરંભ થયો તેથી એ ફળ થયું. એમ અર્થ છે.

**શ્લોક ૪ થો**—ચરણ ૧. શત્રુ–'વિલોકી'નું કર્મ. 'ક્ષત્રિમંડળ'—'વિલોકી' એ અપૂર્ણ ક્રિયાનો તથા 'પડ્યા' (ચરણ ૩.) એ પૂર્ણક્રિયાનો કર્તા. 'ક્ષત્રિમંડળ' એ નપુંસક એક વચન છતાં 'પડ્યા' પુંલિંગ બહુવચન છે. એ જરા વ્યાકરણદોષ છે. 'પડ્યા' કહેતી વખત કર્તાનો શબ્દ દૂર જતો રહી 'ક્ષત્રીઓ' એમ ભ્રમ રહેવાથી આમ થયેલું.

ચરણ ૩. પડ્યા યુદ્ધમાં પ્રાણ આપ્યો.

શત્રુનો કરાલ ક્રમ થતે–શત્રુનો વિકરાલ હુમલો થતાં.

ચરણ ૪. જેવાં બહુ સુવૃક્ષો તીડ (વૃક્ષને) ઘેરતાં વિનાશ પામે તેમ. તીડનું ટોળું ઝાડ ઉપર પડતાંની વાર ક્ષણવારમાં બધાં પાંદડાં જતાં રહે છે. (તીડ ખાઇ જાય તેથી).

જેવા–વૃક્ષ સંસ્કૃતમાં પુલિંગ છે તેથી અહિં તેમ વાપર્યું જણાય છે.

**શ્લોક ૫ મો**—ચરણ ૧. પૃથુ–પૃથુરાજ. પ્રજાનો–હેનો સંબન્ધ ચરણ ૨ માંના 'પિતા' અને 'પાળક' સાથે છે.

ચરણ ૨. 'પિતા' અને 'પાળક' નો સંબન્ધ 'પ્રજાનો' તેમજ 'બધાનો' બંને સાથે છે; ત્હેમાં જરાક રચનામાં અગવડ લાગે છે પણ વ્યાકરણદોષ નથી.

સશસ્ત્ર બેઠો પૃથુરાય અશ્વે,
ઉભો મહમ્મદ અસિ ધારી પાર્શ્વે;
શશાંક તે સોળ કલાપ ધારી,
રવિ સમો ઘોરી વિભાવધારી. ૬

+તે ચંદ્રવંશ કુલદીપક ભૂમિપાલે,
પેખી સમક્ષ પતિ દાનવનો અકાળે;
ક્ષત્રી પડ્યા નિમિત કેસરીયાંજ ધાર્યાં,
ઉદ્દામ તે અરિ પ્રતે વચનો ઉચાર્યાં. ૭

---

+વસન્તતિલકાવૃત્ત.

આ ચરણમાંના વિશેષણનું બહુ સાર્થક્ય અહિં જણાતું નથી. એમ વખતે બેસાડાય કે બધી પ્રજાનો પાળક તેથી પ્રજાના રક્ષણ માટે પોતે ધશીને યુદ્ધમાં ગયો.

ચરણ ૩. ઊભો-કર્તા **મહમ્મદ**. જ્યહાં **મહમ્મદ** ઘોરી ( **શહાબુદ્દીન** ઘોરી ) ઊભો હતો ત્યહાં **પૃથુરાજ** ધશ્યો–એમ સંબન્ધ છે.

ધારી—કર્તા, **મહમ્મદ**, કર્મ, સ્વરૂપ ( ચરણ ૪ ).

ચરણ ૪. ક્ષત્રીતણા કાળનું સ્વરૂપ એમ કહેતાં ‘ ક્ષત્રીતણું કાળસ્વરૂપ ’ કહ્યું છે. દોષ નથી, પણ જરાક અગવડવાળી રચના છે. કારી=ભયંકર; જબરદસ્ત.

**શ્લોક ૬ ઠ્ઠો**—ચરણ ૩ તે-પૃથુરાજ. પૃથુરાજ તે સોળ કળાવાળો ચંદ્ર હતો.

કલાપ—કળા. ‘ કલાપ ’નો અર્થ ચન્દ્રની કલા નથી; ‘ કલાપ ’ એટલે તો જૂડો, ભારો, જથો, વગેરે; આ ઠેકાણે ભ્રમથીજ કલાના અર્થમાં વાપર્યો લાગે છે. મોરની કળા તે ‘કલાપ’ ઉપરથી છે તે ઉપરથી ભ્રમ થયેલો.

ચરણ ૪ ઘોરી–**શહાબુદ્દીન** ઘોરી. વિભાવધારી=પ્રભાવ ( પરાક્રમ, તેજ ) ધારણ કરનારો. વિભાવનો આ અર્થ ક્લિષ્ટ અને ખોટા જેવોજ છે.

પૃથુરાજને ચન્દ્રનું રૂપક આપીને **શહાબુદ્દીનને** સૂર્યનું આપવામાં અત્યાર સૂધી પૃથુરાજને આપેલા મહત્ત્વમાં જરાક ખામી આવે છે. આમ કરવાનો હેતુ સમઝાતો નથી.

**શ્લોક ૭ મો**—અહિં પૃથુરાજને ચન્દ્રવંશી કહ્યો છે; અને સર્ગ ૮ માના

તેં આ કરી ભરતખંડનું વૈર લીધું,
ક્ષત્રી વિઘાત કપટે કરી કૂટ કીધું;

---

શ્લો. ૨૮ મામાં 'સૂર્યવંશ' ને ઉદ્દેશ કર્યો છે તે કેમ તે સમઝાતું નથી. ખરું જોતાં તો ચુહાણવંશનો સંબન્ધ સૂર્ય કે ચંદ્રવંશ જોડે જણાતો નથી. સૂર્યવંશની શાખાઓ અંતે જયપુર, જોધપુર, ઉદેપુર વગેરેમાં આવી; ચન્દ્રવંશની શાખા પાંડવોદ્વારા, તથા કૃષ્ણાદિદ્વારા જેસલમેર, કચ્છ (જાડેજા) વગેરેમાં આવી. પાંડવની શાખામાં અંતે ક્ષેમરાજ હતો ત્હેને હેના પ્રધાન વિસર્વે પદભ્રષ્ટ કરી પોતે (વિસર્વ) ગાદીએ બેઠો. એટલે અહિં ચંદ્રવંશનો વેલો અટકયો; (આ હસ્તિનાપુરની ગાદ્દી વિશે વાત છે); વિસર્વના વંશની પેઢીઓ કેટલીક ગયા પછી વિક્રમાદિત્યે એ રાજ્ય લઇ લીધું, એટલે તે વેલો પણ બદલાયો. અંતે કાલાન્તરે તુવર રાજાઓ આવ્યા; તુવરોમાંના છેલ્લા અનંગપાળે પોતાની દીકરીના દીકરા પૃથુરાજને દત્તક લીધો. એટલે તુવરોના વંશમાં હેને ગણિયે તો તુવરો દિલ્હી એટલે ચંદ્રવંશના ગણી સકાય; પૃથુરાજનો જનક બાપ સોમેશ્વર અજમેરનો રાજા હતો, તે આધારે કદી પૃથુરાજનો વંશ ગણિયે તો સૂર્યવંશી ગણાય પરન્તુ તે પણ સંદિગ્ધ છે.

શ્લોકનો અન્વયઃ—તે ચંદ્રવંશકુલદીપક ભૂમિપાલે, અકાળે ક્ષત્રિ પઝ્યા નિમિત્ત (પઝ્યાને નિમિત્તે) કેસરિયાં ધાર્યાં, (અને) દાનવનો પતિ સમક્ષ પેખી (દેખીને) તે અરિ પ્રતે ઉદ્દામ (બંધ રહિત, અર્થાત્ મન મૂકીને રોષભેર) વચનો ઉચ્ચાર્યાં.—એ વચનો તે નીચે શ્લોક ૮ તથા ૯ માંનાં વચનો.

ચરણ ૨. દાનવનો પતિ-અર્થાત્, મ્લેચ્છોનો પતિ શહાબુદ્દીન.

ચરણ ૩. પઝ્યા નિમિત-પઝ્યા (મરણ પામ્યા) તે નિમિત્તે.

કેસરિયાં—જ્યહારે કોઇ પણ રીતે જય મેળવવાનો સંભવ રહે નહિં ત્યહારે પ્રાચીન રજપૂતસ્થાનનાં રજપૂતો કેસરી રંગનાં વસ્ત્ર પ્હેરીને હથિયાર-બંધ રણભૂમિમાં મરણિયા થઇ ઉતરી પડી પ્રાણત્યાગ યુદ્ધ કરતાં જ મરતા, ત્હેને 'કેસરિયાં કરવાં' કહેવાતું તે રીતે કેસરિયાં વસ્ત્ર પૃથુરાજે ધાર્યાં; બધા ક્ષત્રી અકાળ મરણથી મુવા તેથી.

શ્લોક ૮ મો—ચરણ ૧. આ કરી—આ કર્મ કરીને: હાવું કર્મ કરીને આમ નિરર્થક અસંખ્ય ક્ષત્રીયોનો વધ કરીને.

તો લૈશ તેનું ફળ આ મુજ બાહુ દંડે,
દુષ્કર્મનું ચરિત ભોગવવું જ પંડે. ૮

તેં દુષ્ટ વૃત્તિ કરી ઘોર કુકર્મ ઘોરી,
કીધું હણી સુજન દુર્જન આપી દોરી;
તેનો હવે તુરત લે વિનિપાત થાવા;
આ બાણ જે હૃદય વેધક દે ન જાવા. ૯

---

ભરતખંડનું—**ભ**રતખંડ ઉપરનું.

ચરણ ૨. ક્ષત્રીયોનો વિઘાત (વધ) કપટથી કરીને (ત્હેં) કૂટ (કપટ) કીધું. **શહાબુદ્દીને** કપટથી આ વખત શું કર્યું હતું તે સમઝાતું નથી. એ તો ઉઘાડી રીત્યે યુદ્ધ કરવા આવ્યો હતો. ૯ મા સર્ગમાં બીજા શ્લોકમાંથી "શિબિર સામન્તો ઘેરો" કહ્યું છે ત્હેનો અર્થ એમ હશે કે છાવણીમાં તંબૂમાં જે વખત રજપૂત સામન્તો હોય તે વખત સૂચના આપ્યા વગર હેમને ઘેરી લ્યો. આમ કરવું,—ઉઘાડી સૂચના આપી ખૂલ્લા રણસંગ્રામમાં યુદ્ધ કરી જય ન મેળવતાં, અણધારી રીતે તંબૂમાં નિશ્ચિન્ત હતા તે વખત છાપો મારવો તે સત્યવ્રતયુદ્ધથી વિરુદ્ધ ગણી કપટ કર્યું એમ ગણ્યું હશે.

ચરણ ૩. લૈશ—તું લઇશ.

બાહુદંડે—બાહુ રૂપી દંડ વડે.

ચરણ ૪. પોતાનાં ખોટાં કર્મનું ફળ પોતાનેજ ભોગવવું પડે, ભોગવવું જોઇયે.

ચરિત=(અહિં)—ફળ. આચરણ–અર્થાત્—લક્ષણાદ્વારા આચરણનું ફળ.

"મ્હારું કર્મ હું ભોગવુંછું." "હેનું કર્યું એ ભોગવશે"—ઇત્યાદિમાં 'કર્મ', 'કર્યું' નો અર્થ કર્મનું ફળ, કર્યાનું ફળ, એમ જ છે.

પંડે=પોતાની જાત્યે. સં. પિંડ=દેહ; તે ઉપરથી પિંડે=પોતાની દેહે, પોતાની જાત્યે એ અર્થમાં 'પંડે' ગુજરાતીમાં રૂઢ થઇ ગયો છે.

**શ્લોક ૯ મો**—પૂર્વાર્ધ—હે ઘોરી! ત્હેં દુષ્ટ વૃત્તિ કરીને, સુજનોને હણીને ઘોર કુકર્મ કીધું.

ચરણ ૨. દુર્જન આપી દોરી—અર્થ સ્પષ્ટ નથી. બે અર્થ સંભવે છે;—

(૧) દુર્જનને દોરી આપી, અર્થાત્ ઇચ્છા પ્રમાણે વર્તવાનું સ્વાતંત્ર્ય આપ્યું; જાનવરને જોઇયે તેટલી દોરી આપે તો બાંધ્યું હોય ત્હેની

*કહી પ્રગટયો શરનો પુંજ, મંત્ર મૂકયો શિવનો;
જઈ લાગ્યો રિપુશિર તેહ, મુકુટ ઊડયોજ ઘણો. ૧૦

---

*સીતાના મહિનાની ચાલ.

આસપાસ બધે ફરીવળીને ઘાસ વગેરે ખાઇ જાય; તેમ ત્હારા દુર્જન જેવા સૈનિકોને છૂટા મૂકી આમ વિનાશ કરાવ્યો. અથવા (૨). દુર્જને ત્હને દોરી આપી–દોરનારી સલાહ આપી; ત્હેને અનુસરીને ત્હેં આ ઘોર કુકર્મ કર્યું. હાહુલીરાય નામનો પૃથુરાજનો રજપૂત સામન્ત પૃથુરાજ સંયુક્તા જોડે વિલાસમાં લીન થયાથી ત્હેને બોધ દેવા માટે ચંદકવિ સાથે ગયો હતો, પણ સંયુક્તાએ અધવચથીજ દાસીઓ કને છડીઓનો માર મરાવી કાઢી મૂકયો હતો; તે જોઇ સંયુક્તા તથા પૃથુરાજ બેઠાં બેઠાં હસ્યાં હતાં; આથી હાહુલીરાયને ઝાળ ચઢી અને ગઝની જઇને શહાબુદ્દીનને ચઢાઈ કરવાને લાવ્યો. એ વાતને ઉદ્દેશીને કહ્યું હોય કે હાહુલીરાય જેવા દુર્જને દોર્યા પ્રમાણે દોરાઇને ત્હેં આ ઘોર કુકર્મ કર્યું.

ચરણ ૩. વિનિપાત—આ શબ્દનો ખરો અર્થ તો વિનાશ, પતન,–એમ થાય. પણ અહિં 'પરિપાક' 'ફળ' 'પરિણામ' એમ અર્થ ઉદ્દિષ્ટ લાગે છે. પણ ત્યહારે 'વિનિપાત થવાને લે' એ વાકયનો અર્થ બેસતો નથી. 'વિનિપાત લે' અને 'વિનિપાત થવા દે'—એમ બંનેનું મિશ્રણ અહિં કાંઇક થઇ ગયું લાગે છે.

ચરણ ૪. 'જે' નો સાપેક્ષ 'તે' ('જવાદે'નું કર્મ) છે. આ જે હૃદયવેધક બાણ છે તે જવા ના દઇશ; નિષ્ફળ ના થવા દઇશ; ત્હારું હૃદય હેનાવડે વીંધાવા દેજે. 'હૃદયવેધક' નો અર્થ કાયિક છે. રૂપકદ્વારા માનસિક નથી.

**શ્લોક ૧૦ મો.**—ઉપર શ્લોક. ૯ ના ચરણ ૪ માં બાણ મારવાની વાત છે, તે તેમજ અહિં વળી વિશેષ, શરનો પુંજ (જથો) ફેંકયો કહે છે, તે વાત આ દ્વન્દ્વયુદ્ધના સ્વરૂપને વિરુદ્ધ છે. શ્લોક. ૧૧ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે પૃથુરાજ અને શહાબુદ્દીન (close quarters માં) પાસે પાસે આવી સંમુખ યુદ્ધમાં આવ્યા હતા. (નહિં તો શહાબુદ્દીનની તલવાર પૃથુરાજના ખભા ઉપર ના પડે; તલવાર વાપરવાનો પ્રસંગજ ના આવે); તો પછી એટલે પાસેથી બાણ ફેંકાયજ કેમ અને જરૂર પણ ફેંકવાની શી ?–આ અસંભવદોષ જરાક મ્હોટો લાગે છે.

પણ તેવી ઉડી તલવાર, કમર ધરી જે યવને;
જઇ લાગી ક્ષત્રિય સ્કંધ ગઇ અધકોસ તે.
(ઝીલી ભાલા થકી પડી દૂર, ગઇ અધકોસ તે). ૧૧

---

શિવનો મંત્ર મૂક્યો—આ પુરાણ જેવી અદ્ભુત વાત કલ્પિત જ મૂકી છે.

**શ્લોક ૧૧ મો**—તેવી—જેવો મુગટ ઊડ્યો કે ત્હેવીજ તલવાર ઊડી.

'જઇ લાગી ક્ષત્રિયસ્કંધ ગઇ અધ કોસ તે' અને 'ઝીલી ભાલાથકી પડી દૂર ગઇ અધકોસ તે'.

પ્રથમ પાઠ સ્વીકારતે અર્થ એમ બને છે કે પૃથુરાજના ખભા ઉપર તલવાર પડી પણ કશી અસર ના થતાં ઉલટી તલવાર જ ઊડીને અધકોસ દૂર જઇને પડી. હેવો મજબૂત ખભો હતો તથા બખ્તર પણ મજબૂત હતું. બીજે પાઠ સ્વીકારતે અર્થ એમ થાય છે કે-પૃથુરાજે તલવારનો ઘા પોતાના ભાલા ઉપર ઝીલતાં તલવાર અધકોસ દૂર જઇને પડી.

બંનેમાંનો કિયો પાઠ સ્વીકારવો તે નિશ્ચિત કરવું કઠણ છે. **ભી**મરાવે છેક સૂધી પોતેજ નિશ્ચય કરેલો જણાતો નથી; કેમકે હસ્તલેખમાં બંને કાયમ છે, એમાંનું એકકે ચ્હેરેલું નથી. બંનેમાં સારસ્ય જૂદી જૂદી રીતે સરખું છે. પણ એકંદર જોતાં "ઝીલી ભાલા થકી—ઇ." એ પાઠ સ્વીકારવો ઠીક લાગે છે. કેમકે સ્કંધ ઉપર તલવારની અસર જેને ના થાય તે (શ્લોક ૧૩ મા માં કહ્યા પ્રમાણે) બરછીથી પડે એ અસંભવિત છે. તેમજ સ્કંધ ઉપર અસર ના થવાનું મુખ્ય કારણ બખ્તરજ હોવું જોઇએ. અને તેમ જોતાં હેમાં પૃથુરાજના બળનું કે કળાનું મહત્ત્વ નથી આવતું; અને બરછીથી તલવાર ઝીલવામાં દ્વન્દ્વયુદ્ધચાતુર્ય, તેમજ તલવાર તેથી ઊડીને દૂર જવામાં બળનું મહત્ત્વ એ બંને ગુણ પૃથુરાજને યશ આપનારા થાય છે.

આ શ્લોકોમાં–શ્લોક ૧૦ નું ૪ થું ચરણ અને તેથી વધારે શ્લોક ૧૧ નું બીજું ચરણ માપમાં બરોબર ન બેસતાં પદ્યરચના જરાક ખડબચડી થાય છે.

બરછીએ પાડચો વીર, રહ્યો અશ્વ એકલો;
ધસ્યો શત્રુ ઉપર કરી જોર, સેવકોએ તે ગ્રહ્યો. ૧૨

[1]પકડચો ત્યાં પૃથિરાય, પડચો રણભૂમિ શિરપર;
બાંધ્યા તાણી બંધ, લિધો શિબિરે નરપતિ વર. ૧૩
પડચો તેહ રણભૂમિ તણો તારો જ્યમ જાહર;
પડચો ક્ષત્રિવટ થંભ, થચો નહિં આખર કાયર. ૧૪
થચો ભરતનો અસ્ત સુરજ તે માઠા દિવસે;
હવે રહ્યા બાયલા, ક્ષત્રિ સૂરો કો ન વસે. ૧૫

+ખિલાની શય્યામાં, નરપતિ સુવાડચો ગજનીમાં;
નિશારક્ષો જેવા, દિનકર સુવાડે અવનિમાં,
તવા વીંધ્યા સાતે, રજપૂત તણું વીર્ય જણવ્યું;
થચો તેવો થાશે, નહિં કદિ ખિજો એમ કળવ્યું. ૧૬

---

૧ રોળાવૃત્ત. +શિખરિણી વૃત્ત.

**શ્લોક ૧૩ મો**—ચરણ ૧. પાડચો-કર્તા-શહાબુદ્દીને. વીર—અર્થાત્ પૃથુરાજ.

ચરણ ૨. અશ્વ—પૃથુરાજનો.

ચરણ ૩. ધસ્યો—કર્તા—વીર,—પૃથુરાજ. શત્રુ—શહાબુદ્દીન.

ચરણ ૪. સેવકોએ—શહાબુદ્દીનના સેવકોએ. તે—પૃથુરાજ, અર્થાત્ પૃથુરાજને.

ગ્રહ્યો—પકડી લીધો; કેદી કરી લીધો.

અહિં તેમ જ ૯ મા સર્ગને અંતે ( શ્લોક ૩૯–૪૦ માં ) સીતાના મહિનાની ચાલ પસંદ કરી છે તે, કરુણરસને વધારે અનુકૂળ હોવાથી, અહિંના વીરરસને અનુચિત લાગે છે.

રોળાવૃત્ત ઘણા ભાગમાં રાખ્યો છે તે વીરરસને પૂરેપૂરો ચોગ્યજ છે.

**શ્લોક ૧૬ મો**—પૃથુરાજને દિલ્હીથી કેદ કરીને ગઝની લઇ ગયા પછીની વાત હવે ટુંકામાં લખેછે.

પૃથુરાજ કેદ પકડાયા પછી હેનું શું થયું તે વિશે ભિન્ન ભિન્ન વૃત્તાન્ત છે. કર્નલ ટૉડે સ્વીકારેલા વૃત્તાન્ત પ્રમાણે કેદ પકડાયા પછી પૃથુરાજને ત્હાંજ ( રણભૂમિમાં ) કતલ કર્યો હતો, અને સંયુક્તા ત્હેની સાથે સતી થઇ હતી. બીજો વૃત્તાન્ત લાંબો છે; સાર હેનો એ છે કે પૃથુરાજને કેદ કરી ગઝની લઇ ગયા; હેની આંખ્યો ફોડી નાંખી; પછી ચંદકવિ ગઝની આવી શહાબુદ્દીનને પ્રસન્ન કરી, પરવાનગી મેળવી, પૃથુરાજને કેદખાનામાં મળ્યો. અંતે પૃથુરાજની શબ્દવેધી ધન્વિકળા બતાવવાને શહાબુદ્દીને પૃથુરાજને ( ચંદના કહેવાથી ) ચોકમાં ઊભો કર્યો, પોતે ઘણી ઊંચી જગાએ બેઠો. સાત લોઢાના તવા, સો સો મણના એક પાછળ એક લટકાવ્યા; એ તવામાંના એકને કાંકરી મારી શાબાશ કહેવું એટલે પૃથુરાજે તીરથી એ સાતે તવા વીંધવા ( અંધ છતાં કાંકરીના અવાજને આધારે ) એમ ઠરાવ હતો. શહાબુદ્દીને ‘ શાબાશ ’ કહી હુકમ આપ્યો, એટલે પૃથુરાજે—ચંદે તે પ્હેલાં તરતજ દુહો કહી શહાબુદ્દીનની બેઠક કેટલે અંતરે છે તે સૂચવ્યું હતું અને કહ્યું હતું ‘ मत चूके मोटे तवे ’ ( અર્થાત્ મ્હોટો તવો જે શહાબુદ્દીન તે ચૂકીશ નહિં ) તેથી–તવાને તીર મારવું કોરે મૂકી શહાબુદ્દીન ઉપર ફેંક્યું અને તરત શહાબુદ્દીન મરણ પામ્યો. શહાબુદ્દીનના સેવકો પૃથુરાજ અને ચંદ ઉપર ધસી આવ્યા પણ પ્હેલેથી બંનેએ સંતલસ કરી રાખ્યા પ્રમાણે પૃથુરાજે તથા ચંદે એક બીજાના ગળામાં તલવારો ફેરવી દીધી અને પડ્યા. પછી શહાબુદ્દીન, પૃથુરાજ, અને ચંદ ત્રણેને એકઠા દફન કરી દઇ મુસલમાનોએ તે ઉપર ઓટલો ( કબર ) ચણાવી દીધો. આ વૃત્તાન્ત જરાક અસંભવિત લાગે છે.

ભીમરાવે બંને વૃત્તાન્તમાંના અંશ સ્વીકાર્યા છે. ગઝનીમાં લઇ જઈ આંખ્યો ફોડી અને હેણે તવા વીંધ્યા એ વાત એક વૃત્તાંતમાંથી સ્વીકારી છે. ( પણ ત્હેમાં તવા વીંધ્યા એ હેમણેજ કહ્યું છે. વૃત્તાન્તમાં તો વીંધ્યા મૂકી દઇ શહાબુદ્દીનને ધાર્યો એમ છે ). અને સંયુક્તા સતી થઇ તે વાત બીજા વૃત્તાન્તમાંથી સ્વીકારી છે. પતિ મુવાની વાત સાંભળીને જ સતી થઇ એમ આણ્યું છે. પતિનું શબ સાથે લઇને બળી મૂઇ એમ સ્પષ્ટ નથી કહ્યું. શબ મળ્યું કે નહિં તે પણ સંદિગ્ધ છે. ‘ અથ તે પતિ પૂજ્યપિણ્ડમાં, કરિ ઇચ્છા સ્વશરીર અર્પવા ’ એમ છેલ્લા સર્ગના શ્લો. ૬૨ માં કહ્યું છે તે ઉપરથી તો શબ સાથે લઇને બળી મુઇ એમ થાય; પણ શબ મળ્યું ક્યહાંથી ? એ તો ગઝનીમાં હતું; આ શંકા રહે છે. ખીલાની શય્યામાં પૃથુરાજને સુવાડ્યો એ વાત પણ ક્યહાંથી આણી છે એ જણાતું નથી

કિધો કેદી બંધે, યવનસદને શુષ્ક વદને,
શઠે ચક્ષુ ફોડી, અકથિત ઉતાર્યો જ મદને;
પડેલાને પાડયો, કપટ વિજિતારિ પ્રતિ કિધું,
મરેલાને માર્યો, મૃત સુભટનું વૈરજ લિધું. ૧૭

લિધું તેથી ઘોરીપદ, કપટ જે ઘોર કરીને,
તિરસ્કારે લીધો, જગત સઘળાનો વિફરીને;

---

તેમજ પૃથુરાજ ગઝનીમાં શી રીતે મુવો તે પણ સંદિગ્ધજ રાખી અનુક્ત રાખ્યું છે.

તોપણ 'નિશારક્ષો જેવા' હેનો અર્થ સ્પષ્ટ નથી તેથી બધું ચરણ સંદિગ્ધ રહે છે નિશાના (રાત્રિના) રાક્ષસો (અર્થાત્ રાત્રિનાં સત્વ–રાત્રિના અંધકારને રાક્ષસનું રૂપ કલ્પ્યું લાગે છે). એમ તાત્પર્ય હશે. રક્ષસ્ શબ્દને 'રક્ષ' એમ ગુજરાતીમાં ગણી લઇને બહુવચન 'રક્ષો' કર્યું હશે. જેવા નિશાના રાક્ષસો સૂર્યને પૃથ્વીમાં સુવાડે છે તેમ. સૂર્યાસ્ત સંબન્ધે આ કલ્પના **ભી**મરાવની પોતાનીજ અપૂર્વ છે અને કવિત્વ યુક્ત સરસ છે. નિશારાક્ષસોનું ઉપમેયપદ મુસલ્માનો વ્યઙ્ગ્ય છે.

**શ્લોક ૧૭ મો**—ચરણ ૪. મૃતસુભટનું વૈર લીધું–એ શેને ઉદ્દેશીને છે તે સમઝાતું નથી. શહાબુદ્દીને પોતાના મરેલા સુભટોનું (અથવા હાહુલી-રાય શહાબુદ્દીનની મદદે હતો તે એ યુદ્ધમાં મુવો ત્હેને વિશે હોય તો સુભટનું) વેર પૃથુરાજને આમ કપટથી મારીને લીધું. મુવેલા સુભટનું વેર લેવામાં કાંઇ પણ ન્હાનમ નથી, એ તો કર્તવ્ય છે. પણ આમ કપટથી કેદી થયેલાને મારીને વેર લીધું તે હલકાઇ બતાવવી છે, તેથી 'મૃત સુભટનું વૈર જ લીધું'–એ વાક્ય પ્રધાનપદે આ વાક્યોમાં મુકાયું છે તે જરાક ક્ષતિકર છે. તરતજ ૧૯ મા શ્લોકમાં એ હલકાઇ પરિણામરૂપે બતાવી છે તેથી.

"પડેલાને પાડી——
મરેલાને મારી——"

લિધું આ લોકે જે, ત્રિભુવનતણું પાતક શિરે,
થયું તેથી ઘોરી, બિરદ સઘળે સિદ્ધજ ખરે. ૧૮

૧પૃથુ નૃપ પડતે આ, પૃથ્વી થૈ ડોલડોલ,
જળ થળ સઘળામાં, વર્સ્તો શોકરોળ;
રજપૂત કુલ ભાનું અસ્ત આભાસ થાતે,
વન તરુ નમીં નીચાં, પુષ્પના ગુંજ છાંટે. ૧૯

---

૧ માલિની વૃત્ત.

તેથી (૧૮ મા શ્લોકમાં વર્ણવેલું કૃત્ય કર્યું તેથી) ઘોર કપટ કરીને (શહાબુદ્દીને) ઘોરીપદ (ઘોરી એ નામ) લીધું—એ નામ સાર્થક કર્યું—એમ તાત્પર્ય છે; અને વિફરીને (હાથથી જઇને—અર્થાત્ હદપાર ક્રૂરતા કરીને) સઘળા જગતનો તિરસ્કાર પણ લીધો. તિરસ્કારે=તિરસ્કાર પણ.

ઉત્તરાર્ધ—ઘોરી નામનું સાર્થક્ય પૂર્વાર્ધમાં બતાવ્યા પછી અહિં જરાક રૂપાન્તર આણ્યા છતાં પુનરુક્તિજ થતી લાગેછે.

ત્રણ ભુવનનું પાતક—એટલે બરોબર સમઝાતું નથી. પૃથુરાજને આમ માર્યો તે ત્રણ ભુવનનો વિનાશ કર્યા જેવું પાપ કર્યું—એમ અર્થ હશે. પણ તે સુઘટિત અને માલવાળો નથી લાગતો. અને 'આ લોકે' અને 'ત્રિભુવન' એ વચ્ચે વિરોધ જણાવવા જેવું જણાય છે પણ તે અર્થ જોતાં જણાતો નથી.

બિરદ=ઉપનામ; નામ. ઘોર કૃત્ય કરનાર માટે ઘોરી. ગોરી એમ શહાબુદ્દીનનું ઉપનામ છે; પણ અહિં બધે જાણી જોઇનેજ 'ઘોરી' એમ કહ્યા કર્યું છે.

સઘળે=સર્વ જગતમાં.

**શ્લોક ૧૯ મો**—ચરણ ૧. પડતે=મરણ પામતે. મ્હોટા માણસોના મરણને (વિશેષે રજપૂતોમાં;—યુદ્ધમાં પડવાનું તેથી) પડવું કહેવાય છે.

પૃથ્વી ડોલડોલા થઇ—આ કવિની માત્ર કલ્પના છે.

ચરણ ૩ અસ્તઆભાસ—અસ્તનો આભાસ (ભ્રાન્તિ નહિં, પણ પ્રકટતા).

ચરણ ૪. પુષ્પના ગુંજ છાંટે—રુદન તરીકે, શોકના ચિહ્ન તરીકે પુષ્પના જથા વેરે.

ગુંજ—આ શબ્દ સ્વકલ્પિત લાગે છે. 'ગુચ્છ' અને 'પુંજ' એ બે શબ્દોથી ભ્રમ થઇને એ ઉત્પન્ન થયો લાગેછે. પુષ્પ છાંટવાં કહેવાતાં જાણ્યાં નથી. તેમજ છાંટવું એ કૃતિ કરુણ રસને જરાક અનુચિત જણાય છે. હેની મેળે પુષ્પ પાડે—એમ કહેવું ઇષ્ટ છે. **શા**કુન્તલ નાટકમાં પણ હ્‌આવી રમણીય અને સુરુચિયુક્ત કલ્પના છે; **શ**કુન્તલા કણ્વનો આશ્રમ છોડીને સાસરે જતી વખત—

उद्गलिअ दब्भकवला मिआ परिच्चत्तणच्चणा मोरा। ओसरिअपंडुपत्ता मुअन्ति अंसू विअ लदाओ ॥

દર્ભકવલ દઇ નાંખી મૃગ ઊભા, મોર નાચતા વિરમ્યા,
પીળાં પર્ણ ખરંતી લતા ઢાળતી શું આંસુડાં વનમાં!

તેમજ રઘુવંશમાં લક્ષ્મણ **સી**તાનો વનમાં ત્યાગ કરીને જાય છે તે વખતે રુદન કરતી **સી**તા સાથે સમદુઃખભાવ થયેલા વનની સ્થિતિ એવીજ વર્ણવી છે.

नृत्यं मयूराः कुसुमानि वृक्षा दर्भानुपात्तान्विजहुर्हरिण्यः ।
तस्याःप्रपन्नेसमदुःखभावमत्यन्तमासीद्रुदितं वनेऽपि ॥ १ ॥



# સર્ગ ૧૧ મો.

---

× પછીં તે પતિનાશકારમી-
દુખવાર્તા જઇ દાસિએ કહી;
સુણતાં મૃત શબ્દને નમી,
ઝટ મૂર્છા પણ રાણીંને થઇ. ૧

ભ્રમમાં અનુગામિની જ તે,
ઉર કમ્પે શ્રુતમાત્રવિહ્વલા;
ક્ષણમાં જઈ આણિ આનને,
જળ છાંટી, બહુ દાખવી કળા. ૨

---

× વિયોગિની વૃત્ત.

**શ્લોક ૧ લો**—પૂર્વાર્ધ—પતિનાશની કારમી દુખવાર્તા—આમ કહેવું છે ત્યહાં 'પતિનાશકારમીદુખવાર્તા' એમ 'કારમી' વિશેષણ વચમાં ઘૂસવાથી વ્યાકરણ દોષ આવે છે. 'પતિનાશને લીધે કારમી' એમ કરવા જતાં પછી 'દુખવાર્તા' બીજી કઇ રહી એ પ્રશ્ન ઊભો રહે છે.

જઈ—આ શબ્દ બહુ ઉચિતસ્થળે નથી. દાસીએ ગઝનીથી દિલ્હી જઇને વાત કહી એમ હોય ત્યહારે 'જઇ' એમ કહેવું બરાબર કહેવાય. 'આવી' એમ વધારે ઠીક લાગે.

ચરણ ૩. મૃત શબ્દને—મુઓ એ શબ્દ ( સાંભળતાંજ ). ' નમી ' (=દુઃખના ભાર નીચે દબાઇને); પણ અર્થ નથી બેસતો. 'નમી' નો કર્તા ' રાણી ' હોય તોએ નમવાનો અર્થ શો ? અને ' રાણીને ' એમ દ્વિતીયા છે અને મુખ્ય વાકયનો કર્તા 'મૂર્છા' છે તેથી વ્યાકરણસંબન્ધ તો 'નમી' નો 'મૂર્છા' જોડેજ થાય, અને 'મૂર્છા નમી' એટલે કશુંજ નથી સમઝાતું.

ચરણ ૪. રાણીને પણ—એમ અન્વય છે.

**શ્લોક ૨ જો**—અહિં વાકયરચના અત્યન્ત કઢંગી છે. અન્વય કાંઈક આમ બંધ બેસાડાયઃ—શ્રુતમાત્રવિહ્વલા ( રાજા મુવો એ વાત સાંભળતાં-વાંત વિહ્વલ ) રાણી થઇ, ( અને ) હેનું ઉર કમ્પતું હતું-તે વખત અનુગામિનીજને (દાસીવર્ગે) ભ્રમમાં ( ગભરાટમાં દોડા દોડ કરીને ) ક્ષણમાં

હૃદયે કર નાંખી આર્જવે,
હજી જીવે સખિ એમ તે વદી;
ઘડી એક પછી વ્યથા થવે,
સ્મૃતિ આવી ઉઠિ રાણી શોકથી. ૩

---

જઇને જળ આણીને છાંટયું અને બહુ કળા દાખવી ( રાણીની મૂર્છા વાળવા માટે બહુ ચતુરાઇથી ઉપાય કર્યા ). પણ હામાં બીજા ચરણમાં બે અસંબદ્ધ વાકયો પાછાં વચમાં આવ્યાથી મૂળ વાકયમાં કઢંગો ભંગ પડે છે. પણ બીજી રીતે અર્થ કે અન્વય સંભવતો નથી. આ અર્થમાં એક બીજો પણ વાંધો છે. પ્રથમ શ્લોકમાં મૂર્છા આવી કહી છે અને અહિં શ્રુતમાત્રવિહ્વલા એ મૂર્છાની પૂર્વસ્થિતિ કહી છે તે ક્રમ ઉલટો થાયછે.

ચરણ ૧. અનુગામિનીજને—ને બદલે અનુગામિની જ તે—એમ થયેલું લાગેછે.

ભ્રમમાં—ભ્રમ શબ્દનો અર્થ સંભ્રમ, ગભરાટ, એ અહિં ઉદ્દિષ્ટ છે પણ પરિચિત નથી.

મૂળ હસ્તલેખમાં 'અનુગામિનીજને' છે કે ' જ તે ' છે તે સ્પષ્ટ જણાતું નથી. અને નીચે શ્લો. ૩ ના ચરણમાં 'તે વદી' એમ એકજ અનુગામિની માટે કહ્યું લાગે છે તેથી વળી ' અનુગામિની જ તે ' એમ લેવું પણ સંભવિત લાગે છે. તો અર્થ એમ થાય કે તે અનુગામિની વિહ્વલ થઈ અને કમ્પતા ઉરવાળી થઇ; ( પણ ) ક્ષણમાં જઇને પાણી લાવી—ઇત્યાદિ. પરંતુ આમ અર્થ લેતાં પણ ' શ્રુતમાત્ર 'નો અર્થ બેસતો નથી; અનુગામિની શું સાંભળતાંવાંત વિહ્વલ થઇ? તેમજ વ્યાકરણદોષ પણ રહે છે; અનુગામિનીનું ક્રિયાપદ પૂર્વાર્ધમાં નથી જડતું; અને ઉત્તરાર્ધના ક્રિયાપદ પ્હેલાં બીજા ચરણના વાકયથી ભંગ પડે છે.

**શ્લોક ૩ જો**—ચરણ ૧. હૃદયે—રાણીના હૃદય ઉપર. કર—અનુગામિનીનો પોતાનો હાથ.

આર્જવે—સરલતાથી. પણ અહિં ' સ્નેહથી ' એમ ઉદ્દિષ્ટ લાગે છે. ઉત્તરાર્ધ–મૂર્છાવસ્થામાં સુખદુઃખ લુપ્ત થાય પણ પછી મૂર્છા વળતી વખતે વ્યથા શરૂ થતાં સ્મૃતિ આવી ( ભાન આવ્યું ) અને રાણી શોકથી ઉઠી. મૂર્છા વળતાં શોક અને વ્યથા પ્રગટ થયાં.

સમજી પ્રિયનાશ તે સમે,
ન સકી તે ખમી વિહ્‌વલાન્તરે;
થઇ ભારી અસહ્ય જે દમે,
અકળાવી અતિ વેદના બળે. ૪

શમવા કંઇ આર્ત્તિ તે ઉંડી,
ભુજ મૂકી હૃદયે પ્રિયાનના;
ઉભરો દુખનો નિવારતી,
પણ તે તો વહ્યું માર્ગ અશ્રુના. ૫

પડતી અતિ ઉષ્ણ ધાર તે,
બહુ દાબે પણ જે નહિં શમી;

---

શ્લોક ૪ થો—ચરણ ૧. સમઝી=realize; ખરોબર મનમાં આણી સકી.

ચરણ ૨. તે–પ્રિયનાશ. વિહ્વલાન્તરે–વિહ્વલ હૃદયમાં.

ઉત્તરાર્ધ—ભારી અસહ્ય (અતિ અસહ્ય) થઇને જે વેદના દમતી હતી તે વેદનાએ (રાણીને) બળથી અતિ અકળાવી.

ચરણ ૪. વેદના—તૃતીયાપ્રત્યય લુપ્ત છે. આ જરા વ્યાકરણદોષ નહિ પણ અસ્પષ્ટતાજનક અતિસ્વાતન્ત્ર્ય છે.

શ્લોક ૫ મો—ચરણ ૧. આર્ત્તિ=પીડા.

ચરણ ૨. ભુજ—'કર' કહેવો જોઇયે. પોતાના હૃદયે કર મૂકી સકાય, ભુજ મૂકવોજ અશક્ય છે. ભુજ એટલે તો ખભા અને કૂહૂણી વચ્ચેનો ભાગ; અને કર એટલે કાંડા નીચેનો બધો ભાગ—હાથેલી, આંગળિયો, વગેરેનો મળીને. પ્રિયાનના=પ્રિય–પ્રિય લાગે હેવા–આનન (મુખ) વાળી. પણ આ અર્થ ક્લિષ્ટ છે તેમજ આ વિશેષણ અહિં સાર્થક નથી.

ચરણ ૪. તે—તે દુઃખ.

માર્ગ અશ્રુના=અશ્રુને માર્ગે. છાતીએ હાથ દાબીને પીડા રોકવા જતે અશ્રુદ્વારા પીડા વ્હેવા લાગી.

શ્લોક ૬ ઠ્ઠો —અતિ ઉષ્ણ ધાર—આંસુની ઊની ધાર.



સંયુક્તાનો વિલાપ.

"શમવા કંઇ આર્ત્તિ તે ઉંડી,
ભુજ મૂકી હૃદયે પ્રિયાનના;
ઉભરો દુખનો નિવારતી,
પણ તે તો વહ્યું માર્ગ અશ્રુના."

મુકી કંઠ ચિદોર્મિભાર તે,
પૃથુરાણી પછી રોઇ ત્યાં નમી. ૬

ઉપરાઉપરી અબદ્ધ તે,
પડતાં જોઇજ અશ્રુબિન્દુને;
પ્રિય દાસીજનો મળ્યે છતે,
સહુ આંખે વહિ આંસુ ધાર તે. ૭

---

ચરણ ૩. 'ચિદોર્મિનો ભાર. ચિદોર્મિ=ચિત્તની ઊર્મિ (પીડાનો ઉછાળો—ઊર્મિ=તરંગ; અર્થાત્ અહિં ઉછાળો; પીડાનો ઉછાળો). ચિદોર્મિ એ ચિત્+ઊર્મિનું બનાવવામાં સન્ધિનો દોષ આવે છે (ચિદૂર્મિ થાય); તેમજ ચિત્નો અર્થ 'હૃદય' નથી પણ 'ચૈતન્ય' અથવા 'બુદ્ધિ' છે. પણ આમજ ભીમરાવે તો ચિત્+ઊર્મિનું ચિદોર્મિ કર્યું લાગે છે. પાછળ એકાદ ઠેકાણે હેવી ભૂલ્યનું ઉદાહરણ આવેલું છે.

ચરણ ૪. નમી=દબાઇ જઇને. (દુઃખભારથી દબાઇ જઇને).

ત્રીજા ચરણનો અર્થસંબન્ધ બરોબર ગોઠવાતો નથી. તાત્પર્ય સમઝાય છે. તે (રાણી) જે પડતી ઉષ્ણધાર બહુ દાબે પણ શમી નહિં, તે ચિત્તના ઉછાળાનો ભાર (—અહિં ભારની વિભક્તિ કંઇ પણ ન હોવાથી ક્રિયા-સંબન્ધ તૂટી ક્ષતિ થાય છે.—એ ઉછાળાનો ભાર ખાલી કરીને એમ કાંઇક કહેવાનું હોય એમ લાગે છે—પણ એટલું બધું ક્હાંથી અધ્યાહૃત થાય?—ભાર ખાલી કરીને) કંઠ મૂકીને (મ્હોટે સાદે) પૃથુરાણી (પૃથુરાજની રાણી) દુઃખથી દબાઇ જઇને પછી રોઇ.

**શ્લોક ૭ મો**—ચરણ ૧. અબદ્ધ—અવિરત; બંધ ન થતાં; સતત વ્હેતાં. 'બદ્ધ'નો અર્થ બંધ થયેલું એમ ગુજરાતી જેવો લઇ રૂપ સંસ્કૃત 'બદ્ધ' લીધું છે તે જરાક અપરિચિત છે. સંસ્કૃતમાં બદ્ધનો અર્થ હેવો નથી; 'બંધાયલું' એટલો જ અર્થ છે. તે—'અશ્રુબિન્દુ'નું સર્વનામ છે.

ચરણ ૨. જોઇ—કર્તા—સહુ (ચરણ ૪).

ચરણ ૩. પ્રિય દાસીજનો એકઠાં થયાં હતાં તે વખત; મળે છતે—એ સતિ સપ્તમી જેવું છે. Nominative absolute જેવું છે.

ચરણ ૪. સહુ આંખે—સહુની આંખ્યોમાં; અર્થાત્ બધી એકઠી થયેલી પ્રિય દાસીઓની આંખ્યોમાં.

નીરખી સખિયો સહુ રુવે,
નૃપકાન્તા પણ ચીસ કારમી;
કંઇ પાડિ પળેક છાતિયે
ભુજ દેઇ બહુ રોઇ ના શમી. ૮

સુણીને પુરવાસી તે ક્ષણે,
નૃપહર્મ્યે અતિ ઉગ્ર શોક તે,
પરલોક જતે પિતાતણે,
સહુ રોયાં ન રહ્યાં જ રોકતે. ૯

ધ્વનિ તે પસર્યો સ્થળે સ્થળે,
સુણી રોયાં વનવૃક્ષ વેલિયો;

---

**શ્લોક ૮ મો**—ચરણ ૧. સહુ સખીઓ રુવેછે એ જોઇને ('નીરખી' નો કર્તા 'નૃપકાન્તા').

ચરણ ૩. પળેક—એકાદ પળ (ક્ષણ).

ચરણ ૪. ભુજ—'કર' કહેવું જોઇએ. ( શ્લોક ૫ ના ઉપરની ટીકા જુવો ).

ના શમી—શાન્ત ન થઇને: શાન્તિ, ધૈર્ય, ખોઇને.

**શ્લોક ૯ મો**—ચરણ ૨. નૃપહર્મ્યે—રાજાના મહેલમાં.

આ સપ્તમીનો સંબન્ધ ક્રિયા જોડે નહિં, પણ 'શોક' એ નામ જોડે ષષ્ઠી જેવો છે. મહેલમાંનો શોક, એમ અર્થ છે.

ચરણ ૩. પિતા (અર્થાત્–પિતા જેવા રાજા પૃથુરાજ)ને પરલોક જતે —અર્થાત્ પરલોક જવાને લીધે. આમ તાત્પર્ય છે. 'જવે' એમ 'જવુ' કૃદન્તનામ સપ્તમ્યન્ત હોત તો વધારે ઠીક હતું.

ચરણ ૪. સહુ–'પુરવાસી'નું વિશેષણ.

રોકતે ન રહ્યાં—રોતાં રોક્યાં પણ ના રહ્યાં. બીજાએ છાનાં રાખતાં પણ ના રહ્યાં. રહ્યાં—છાના રહ્યાં.

**શ્લોક ૧૦ મો**—ચરણ ૪. પછી—પ્રથમ સ્તબ્ધ થયાં, ક્ષણવાર,— અને પછી (રોયાં).

મૃગ પંખીઁ રહ્યાં જ સ્તબ્ધ તે,
પછીઁ રોયાં ચિત શોક તો થયો. ૧૦

રણમાં પડિયો પ્રજાતણો,
પતિ તેથી ગણીઁ બંધુને ગયો;
કરીને પરદો પયોદનો,
મુખ ઢાંકી રવિ ગુપ્ત તે રહ્યો. ૧૧

પૃથિવીપતિઅન્તને ગણી,
દિશ ચારે અતિ અંધકારથી,
યુથ વાદળનાં ફરી વળી,
સહુ સૃષ્ટિ બહુ રોઈ વારિથી. ૧૨

નિરખી પણ દિવ્ય શોકને,
ઘન ઉત્પાત જ ગર્જના વીજે;
પવન પ્રતિદિક્ ક્ષણે ક્ષણે,
મુકિ નિશ્વાસ વહ્યો પ્રમત્ત તે. ૧૩

---

રોયાં—કર્તા—મૃગપંખી. ચિત્ત—મૃગપંખીનાં ચિત્તમાં. સખત એકાએક દુઃખનો ઘા પડતાં પ્રથમ સ્તબ્ધ થઇ જવાય. ત્યાર પછી રુદન આવે, એ સ્વાભાવિક છે.

**શ્લોક ૧૧ મો**—ચરણ ૨. બંધુને ગયો ગણીને—એમ અન્વય છે. પૃથુરાજ પ્રતાપી રાજા સૂર્યનો બન્ધુ જેવો.

ચરણ ૩. પયોદ=વાદળાં.

**શ્લોક ૧૨ મો**—ચરણ ૧. પૃથિવીપતિના અન્તને ગણીને (અર્થાત્–જાણીને; ત્હેને લીધે).

ચરણ ૨. દિશ ચારે-ચારે દિશાએ. 'ફરી વળી' જોડે સંબન્ધ છે. અંધકારથી—અંધકાર કરીને; એમ અર્થ છે.

ચરણ ૩. વાદળનાં યૂથ ફરી વળી—આ absolute જેવું વાક્ય છે. વાદળાં ફરી વળ્યાં અને સૃષ્ટિ રોઇ એમ તાત્પર્ય છે.

ચરણ ૪. વારિથી—વરસાદના પાણીથી.

**શ્લોક ૧૩ મો**—ચરણ ૧. દિવ્ય શોક—પૃથુરાજ પડતે સૃષ્ટિએ પણ શોક દર્શાવ્યો તેથી તે દિવ્ય શોક કહ્યો લાગે છે. પણ બરોબર અર્થ બેસતો

ઉદધી ઉલટયો તરંગથી,
ધરીને તે સમભાવ ભાનુનો;
ઉલટી સરિતા વહીં બધી,
નગ દાખે ઝરીં ખેદ આપણો. ૧૪

સખિયો મળીં માળ તે ક્ષણે,
કરીં આક્રંદ નૃપાંગના રુવે,
ખમવા થઇ તે અશક્ત ને,
જઈ દૂરે સહુ નેત્રને લુવે. ૧૫

---

નથી. ગર્જના વીજળી વગેરે પણ સૃષ્ટિમાંજ આવ્યાં તેથી પણ જરાક અહિં ક્ષતિ આવે છે.

પણ—આ શબ્દનું અહિં સાર્થક્ય કે સંબન્ધ જણાતાં નથી.

ચરણ ૨. ગર્જના વીજે—ગર્જના અને વીજ (વીજળી)માં. ઘન ઉત્પાત—ભારે ઉત્પાત; 'થયો' એ ક્રિયાપદ હેનું અધ્યાહાર્ય છે.

ચરણ ૩. પ્રતિદિક્—પ્રત્યેક દિશાએ. 'પવન'—નું ક્રિયાપદ 'વહ્યો' (ચરણ ૪ માં) છે.

ચરણ ૪. પ્રમત્ત (પવનનું વિશેષણ)—બહુજ મત્ત 'પ્રમત્ત'નો સાધારણ અર્થ તો 'ગાફલ' છે. આ રીત્યનો અર્થ આગળ પણ એકએ વાર લીધો છે. (સર્ગ ૩ જો. શ્લોક. ૯ ચરણ ૩, તથા શ્લોક. ૧૦ ચરણ ૪–જુવો.)

**શ્લોક ૧૪ મો**—ચરણ ૨. સૂર્ય જોડે સમભાવ થઇને (સૂર્ય શોકગ્રસ્ત થયો તે શોકભાવ પોતે પણ લઇને).

ચરણ ૩. ઉલટી=ઉલટીને; ઉછળીને.

ચરણ ૪. ઝરી=ઝરણો રેલાવીને. આપણો=પોતાનો. આ સર્વ પ્રકૃતિના શોકનું વર્ણન સાદું પણ સુન્દર અને ભાવમય છે.

**શ્લોક ૧૫ મો**—ચરણ ૧. મળીં માળ=માળા મળીને; ટોળે મળીને.

ચરણ ૩. તે—નૃપાઙ્ગના આક્રન્દ કરીને રોતી હતી તે; ('ખમવા'નું કર્મ).

'થઇ'—કર્તા 'સખિયો'.

'પૃથિવીપતિ આજ આ સમે,
તજી તારાં જન સર્વ ક્યાં ગયો?
રવિ આતપિ વ્યર્થ જો દમે,
મુજ ચિત્તે પણ અસ્ત તે થયો. ૧૬

છતિ આ અતિદીર્ઘ દૃષ્ટિથી,
મુજ આંખે ન જણાય કાંઇ તે;
સમજી તું વનાનિ સૃષ્ટિથી,
નહિ સત્યે કંઇ વસ્તુને વિષે. ૧૭

---

ચરણ ૪. સહુ–'સખીયો'નું વિશેષણ.

**શ્લોક ૧૬ મો**—હવે આ શ્લોકથી શરૂ થઇ શ્લોક ૫૪ સુધી **સંયુક્તા**નો વિલાપ ચાલે છે.

વિયોગિનીવૃત્ત કરુણારસને બહુ અનુકૂળ છે. મહાકવિ કાલિદાસના રઘુવંશમાંના **અજવિલાપમાં** તેમજ કુમારસંભવમાંના **રતિવિલાપમાં** એજ વૃત્ત છે. તે ઉપરથીજ આ અનુસરણ કરેલું લાગે છે.

ઉત્તરાર્ધ—આ રવિ તપીને જો! મ્હને વ્યર્થ દમે છે; પણ મ્હારા ચિત્તમાં તે (રવિ) અસ્ત થયો છે. મ્હારે મન રવિ અત્યારે તપીને તપતો મ્હને દમતો છતાં અસ્ત પામ્યો છે. તું ગયો એટલે સૂર્ય પણ અસ્ત પામી સર્વ અન્ધકારમય જગત્ થયું છે.

(ઉપર પ્રકૃતિયે શોક દર્શાવ્યો કહી વર્ણન કરતી વખત સૂર્ય વાદળાંમાં ઘેરાયો, વગેરે છે; અને અહિં સૂર્યને તપતો કહ્યો છે એ જરાક પૂર્વાપરવિરોધ જેવું છે. પછીથી પાછો વાદળાંમાંથી નીકળ્યો તે પછી આ વચન કહ્યું છે એમ સમાધાન થઇ સકે ખરું.)

રવિ વ્યર્થ દમે છે કહેવાનું કારણ એ કે તેથી (રાણી કહેછે) મ્હને કાંઇ પીડા થવાની નથી. ચોથા ચરણમાં વ્યર્થતાનું કારણ કહેલું જણાય છે. પણ તેમ લેતાં 'પણ' શબ્દ પ્રતિકૂળ બને છે. દમે છે તો ખરો (વ્યર્થતાનું કારણ તો દુઃખમાં પડ્યાથી તે પીડા ખમી સકે હેવી પોતે રીઢી થઇ છે તે), પણ છતે સૂર્યે રાણીને મન અંધકારજ છે.

**શ્લોક ૧૭ મો**—ચરણ ૧. છતી દૃષ્ટિથી–અર્થાત્ છતી દૃષ્ટિયે. દીર્ઘ દૃષ્ટિ=લાંબાં નેત્ર.

દઇને જળ પ્રેમ કેરું આ,
તનુવલ્લી મનથી ઉછેરી જે;
સહસા પડી આ વિયોગમાં,
રહી તે જીવતી તોય મૂઈ એ. ૧૯

રહીને નિત સાથ સેજમાં,
અણધાર્યો પિયુ છેહ જે દીધો;
'તું વના હું નહિં' સુધા સમાં
વચનોનો પ્રતિભંગ તેં કર્યો. ૨૦

પ્રણયાશ્રય પ્રાણ આ રહ્યો,
ન ટકે તે વિરહે ભમે મતિ;
મુજ જીવન બોલી જાણિયો,
ક્ષણ આ સત્ય જ પ્રાણનો પતિ. ૨૧

---

શ્લોક ૧૯ મો—પૂર્વાર્ધ—આ તનુવલ્લી—અર્થાત્–મ્હારી તનુવલ્લી. ઉછેરી—કર્તા 'ત્હેં' (અધ્યાહૃત).

શ્લોક ૨૦ મો—નિત્ય સાથે રહી, અને આજ સ્હેજમાં (જરાકમાં) અણધાર્યો છેહ (દગો) ત્હેં દીધો, તે 'તું વિના હું નહિં (ત્હારા વિના હું કદી એકલો રહેવાનો નહિં"—હેવાં ત્હેં સુધા સમાં (અમૃત જેવાં) વચનો કહેલાં ત્હેનો ત્હેં ભંગ કર્યો છે.

ચરણ ૪. પ્રતિભંગ=ભંગ. 'પ્રતિ' એ ઉપસર્ગ નિરર્થક જેવો છે.

શ્લોક ૨૧ મો—આ પ્રાણ (મ્હારો પ્રાણ) પ્રણયાશ્રય (પ્રેમને આધારે રહેનારો) હવે રહ્યો છે તે વિરહમાં ટકતો નથી (પ્રણયાશ્રય માટે-જ–પ્રેમપાત્ર જતાં નિરાધાર થવાથી); અને તેથી મતિ ભમે છે (મન, બુદ્ધિ, ભમે છે); ત્હને 'મુજ જીવન' (તું મ્હારું જીવન છે, પ્રાણ છે) એમ કહેતી હતી તે હવે આ ક્ષણે સત્ય (ખરેખરો) ત્હને પ્રાણનો પતિ આ અનુભવથી (વિરહે પ્રાણ ટકતો નથી લાગતો તે અનુભવથી) મ્હેં જાણ્યો. સંયોગ વખતે પ્રેમના પ્રબળ ઉભરામાં 'મ્હારો પ્રાણ' કહી હું બોલાવતી હતી તે વખત હેનો પૂરો અર્થ હું અનુભવતી ન્હોતી; પણ હવે વિયોગ થતાં હેનું ખરેખરું સત્ય દુઃખમય અનુભવથી જાણ્યું.

તું જવે રહીં આજ એકલી,
 પ્રિયભર્તા! વનમાળિએ તજી,
સુકીં વેલીં સમાન હું બળી,
 જવું શૃંગાર હવે કયહાં સજી? ૨૨

અબળા તજીં એકલો ગયો,
 વચમાં તે પણ સાંભરી નહિ;
પ્રિય નિર્દય એટલો થયો,
 કદિ જેણે કટુ વાણીં ના કહી. ૨૩

અપરાધ કશો કર્યો ઘણો,
 અણજાણે ખશિયો વિના કહ્યે;

---

ચરણ ૩. બોલી—બોલીને. (સંયોગ વખતે).

આ શ્લોકમાં વર્ણવેલી વૃત્તિમાં ઊંડું તત્ત્વજ્ઞાન રહેલું સ્હેજ જણાઇ આવશે. સંયોગ વખતે પ્રાણપતિ કહેતી હતી તે ફક્ત પ્રેમના ઊંડા ભાવના ઉછાળાથીજ, છતાં હેનું સત્ય તો હતુંજ; પણ તે પૃથક્કરણ કરીને ન જોતાં જ પ્રેમીજન ઉભરો કાઢે છે, અને પછી વિયોગદુઃખ થતાં ખરેખરું એ પ્રેમગાંભીર્યનું સત્ય ભાન થાય છે. સંયોગ વખતના ગંભીર પ્રેમનું અને વિયોગ વખતના તેજ ગંભીર પ્રેમનું, જૂદાં જૂદાં રૂપમાં છતાં, વસ્તુતઃ એક રૂપ કરનાર તત્વ એમાં સમાન રહેલું અહિં રસિક રીતે પ્રગટ કરી બતાવ્યું છે.

**શ્લોક ૨૨ મો**—તજી=તજેલી ('વેલી'નું વિશેષણ). વનમાળી—વનને સીંચનારો માળી.

ચરણ ૩. બળી—એ પૂર્ણ ક્રિયાપદ.

ચરણ ૪. આ વાક્યનો જાણે અર્થસંબન્ધ પૂર્વના ભાગ જોડે કાંઇ ના હોય એમ ભાસે છે; પણ સંબન્ધ સરસ છે. સૂકાઇને બળેલી વેલીને જેમ કુસુમપલ્લવનો શૃંગાર નથી હોતો, તેમ રાણીને પણ હવે શૃંગાર (વસ્ત્રાભૂષણાદિકનો) ના રહ્યો;—આમ સંબન્ધ જરાક તપાસતાં જણાઇ આવશે.

**શ્લોક ૨૩ મો**—ચરણ ૨. વચમાં—માર્ગમાં.

**શ્લોક ૨૪ મો**—ચરણ ૧. કશો=શો. (કવિતામાં આ શબ્દ આ અર્થમાં વપરાય છે).

તું નહિ જ અજાણ સ્ત્રી તણો,
જીવતે તોપ્રિય સ્વામિને કહે. ૨૪

કશીં રીતથીં હું ઠરી રહું;
પ્રિય જો તું જઇ સ્વર્ગમાં વસે ?
મનમાં મન આ મળી ગયું,
થઇ છાયા કયમ તારી તે ખસે. ૨૫

હમણાં જઇ ને ફરી વળી,
મળિશું તે કહીંને કયહાં ગયો ?
અથવા કરીં હાસ્યને છળી,
પ્રિય ! મારા થઇ ગુપ્ત તું રહ્યો ? ૨૬

---

કર્યો—કર્તા-'મ્હેં' ( અધ્યાહૃત ).

ચરણ ૨. ખશિયો—કર્તા-તું ( અધ્યાહૃત ). વિના કહ્યે-કહ્યા વિના; પૂર્વ સૂચના આપ્યા વિના.

ચરણ ૪. સ્ત્રીયો જીવતાં સ્વામીને પ્રિય કહે છે—અર્થાત્—સ્ત્રીઓને સ્વામી શિવાય બીજું કશું પ્રિય નથી હેવું સ્ત્રીનું કોમલ હૃદયતત્ત્વ તું જાણેજ છે. તો કેમ તું આમ વગર કહ્યે જતો રહ્યો ?

**શ્લોક ૨૫ મો**—ચરણ ૧. કશી=શી (કવિતામાં એ અર્થ આવેછે).

જો તું સ્વર્ગમાં જઇને વસ્યો છું, તો પછી હું અહિં આ લોકમાં શી રીતે ટકીને રહું ? ( કેમકે ) મનમાં મન આપણાં મળી ગયાંછે, ( તો આપણે જૂદાં ના રહી સકિયે ) તેમજ—ત્હારી છાયા હું થઇછું તો, જે વસ્તુની છાયા હોય તે વસ્તુથી છાયા જૂદી ના જ રહી સકે, તેમ હું પણ અહિં ના રહી સકું.

**શ્લોક ૨૬ મો**—ચરણ ૩. અથવા ( અર્થાત્—તું ખરેખરો મરણ ન પામતાં, દૂર નથી ગયો અને ફક્ત)—

છળી=છેતરીને; હાસ્ય=મશ્કેરી. ચરણ ૪. 'પ્રિય'—હે મારા પ્રિય ! એમ સંબોધન છે.

કયમ આ દિન કાઢવા હવે,
સમજે તું થઇ તારીં તેં કહ્યું;
દુખલેશ ન રંગમાં નવે,
હતું તે તો ન હતું સહૂ થયું. ૨૭

વચમાં મધુરું વદી વદી,
પ્રિય પાસે લઇ જે ઉમંગમાં;
તુજ તે સઘળી કળા બધી,
રહીં સંભારવીં આવીં અન્તમાં. ૨૮

અથવા મન ઊભરા રહ્યા,
પિયુ ! કોને જઇને હવે કહું ?
ચિતવહ્નિ પ્રદીપ્ત જે થયો,
ઝટ જે દીન જ થાય તે ન હું. ૨૯

---

શ્લોક ૨૭ મો—આ શ્લોકનો અર્થ (પ્રથમ તથા ચોથા ચરણ સિવાય) બાકીનાનો કાંઈજ સમઝાતો નથી.

શ્લોક ૨૮ મો—ચરણ ૧. વચમાં—પાસે (સોડયમાં) લેતે લેતે વચમાં વચમાં.

ચરણ ૨. પ્રિય-સંબોધન છે.

લઇ-કર્મ-મ્હને. પૂર્વાર્ધમાં વાક્ય પૂરુ થયું દેખાય છે છતાં પૂર્ણ ક્રિયાપદ એકકે નથી. તેથી અર્થ અધ્ધર લટકતો રહે છે. અર્થ સમઝાય છે-મધુર વચનો બોલી બોલીને મ્હને તું સોડયમાં લેતો-(તે બધી ત્હારી કળા હવે અન્ત પામી અને માત્ર સંભારવી રહી).

'વચમાં' એટલાજ શબ્દથી પ્રેમી જોડાના આ મધુર પ્રેમાચારનું રસિક ચિત્ર સુન્દર રીતે ખડું થાય છે.

ચરણ ૩. કળા—પ્રેમચાતુર્ય.

ચરણ ૪. આવીં અન્તમાં-અન્ત પામેલી; હવે લુપ્ત થયેલી. ('કળા'નું વિશેષણ).

શ્લોક ૨૯ મો—ચરણ ૨. કોને=કોઇને. કોઇ બીજાને.

ઉત્તરાર્ધ—અર્થ જરાક અસ્પષ્ટ છે. ત્રીજા ચરણમાંના 'જે' નો સાપેક્ષ 'તે' ક્યહિં પણ નથી; અને ઇષ્ટ પણ નથી. માત્ર 'જે' પાદપૂરણાર્થ ગણિયે તો કાંઇક આમ અર્થ બેસે છે:—

કરી આ પિયુ ! આજ પારકી,
'તું જ મારી' બહુ તેં કહી કહી;
પતિને વશ જે કરી સકી,
તજવે તે નિરુપાય જો રહી. ૩૦

વદ કાન્ત કયહાં જઈ હવે,
મનમાંનું સુખદુ:ખ કો કને
કથવું સમભાવસંભવે,
નહિ ચિન્તા રહી એટલી તને? ૩૧

---

મ્હારા ચિત્તમાં વહ્નિ પ્રદીપ્ત થયો છે, પણ તે હું મ્હારા મનમાંજ ભારી રાખીશ; હું કોઇની કને જઇને ગરીબડી થઇ મ્હારું દુ:ખ કહેતી ફરું હેવી નથી; ઝટ જે દીન બને તે હું નહિં—માટેજ પૂર્વાર્ધમાં પૂછેછે- હું કોઇને જઇને મ્હારા મનના ઊભરા હવે કહું શું?

શ્લોક ૩૦ મો—ચરણ ૧. હે પિયુ ! આ (મ્હને) આજ ત્હેં પારકી કરી ( પોતાની ન ગણી );-કેમકે તું તજીને જતો રહ્યો.

ચરણ ૨. તું મ્હારીજ છે એમ બહુવાર ત્હેં કહ્યા છતાં. ( પૂર્વાર્ધ જોડે સંબન્ધ છે ).

ઉત્તરાર્ધ—જે હું પતિને મ્હારે વશ કરી સકી હતી, તે હું પતિ મ્હને તજી જતાં, રોકી ન સકતાં, નિરુપાય બની; ત્હાં મ્હારું હેની આગળ કાંઈ ના ચાલ્યું. તજવે-તજવાની બાબતમાં.

શ્લોક ૩૧ મો—ચરણ ૨. કો કને=કહોની કને. આમ એક પ્રશ્નમાં ( 'કયહાં' અને 'કહોની કને' એમ ) બે પ્રશ્નવાચક આવ્યા છે, તે દોષ નથી, પણ ઉલટું ભાવોર્મિનું પ્રબળ ઉભરાતું વ્હેણ સૂચવે છે.

ચરણ ૩. સમભાવસંભવે=સમભાવના સંભવમાં, જે'ને સુખદુ:ખ કહી સકાય ત્હેવો પોતાની જોડે સમભાવ હોય ત્હારે ત્હેને કહી સકાય. સમભાવના સંભવે કો'ને જઇને કહેવું ? અર્થાત્—ત્હારા શિવાય બીજો સમભાવી મળવાનો જ નહિં એટલે સુખદુ:ખ બીજા કો'ને જઇને કહું ?

ચરણ ૪. આમ તું જાણે જ છે છતાં, ત્હને એટલી ચિન્તા ના રહી, (-કે એ કો'ને જઇને સુખદુ:ખ કહેશે ? )

બહુ શું તુજને કહું અરે ?
મુકિ આધાર વનાની એકલી;
નહિ કો શરણે જતી ખરે,
હું પરાધીન પ્રિયાજ તેં કરી. ૩૨

સુણીને કંઇ બોલ માહરા,
ફરી આવી કંઇ પ્રીતિ ભાવથી,
પ્રિય દર્શન દેઇને જરા,
કરી ઉદ્ધાર તું સાથ લે પતિ. ૩૩

અતિ આકુલ આ નહિ ટકે,
ચિત મારું તુજ સંગ જે રહ્યું;
તનુમાં કયમ તે વશી સકે,
વસવા કારણ સર્વ તે ગયું. ૩૪

---

શ્લોક ૩૨ મો—ચરણ ૩. હું કોઇને શરણે કદી ગઇ નથી;

ચરણ ૪. ત્હેને ત્હેં આમ નિરાધાર મૂકીને પરાધીન કરી. હવે બીજાના ઉપર આધાર રાખવા વખત આવ્યો. (પણ તે થવાનું નથી. એમ તાત્પર્ય છે ).

શ્લોક ૩૩ મો—ચરણ ૧. બોલ—આ વિલાપનાં વચન.

ચરણ ૨. ફરી આવી–પાછો આવીને.

ચરણ ૩. પ્રિય—'દર્શન'નું વિશેષણ.

ચરણ ૪. કરી ઉદ્ધાર–અહિંથી ઉચકી લઇને; અથવા, આ દુઃખમાંથી છોડાવીને.

લે—લઇજા.

મ્હારે આ જગતની ગરજ નથી; તું ફક્ત મ્હને મળે તો બસ;–એ ભાવથી આમ કહે છે. પતિ તેજ હેનું સર્વસ્વ, સર્વ જગત્ બધું તે પતિમાંજ.

શ્લોક ૩૪ મો—ચરણ ૨. ચિત્ત–મન; અર્થાત્—જીવ.

વસવાનું જે કારણ તે તો સર્વ ગયું મનને (જીવને) તનુમાં વસવાનું કારણ માત્ર પૃથુરાજનું જીવવું તેજ. પૃથુરાજ હોય તોજ સંયુક્તાનો જીવ પણ દેહમાં રહેવો જોઇએ; કેમકે હેનું સર્વ તે પતિને માટેજ. તે તો પૃથુરાજ મરતે બધું ગયું.

પિયુજી કરીઁ આમ વેગળી,
ક્ષણમાં તે કયમ મૂકીને ગયા ?
હતીઁ વૃત્તિ કૃપા ક્ષમા ભરી,
પણ આવા નધરોળ કયાં થયા? ૩૫

દુખમાં સહુ આલિ આ સમે,
રવિનું તેજ પડે ઉદાસીમાં;
તજવે વિનકાર્ય આ તમે,
દુખિ તે ભારતભૂમિ ત્રાસમાં. ૩૬

ક્ષણ એક અરે જરા ફરી,
મુકિ તારી પ્રિય નારીઁ રોતીને
મળ આવીઁ દયા દીલે ધરી,
નહિ જાણું કહિં આવું તું કને. ૩૭

પ્રિય તે રહીઁ તારીઁ આ પ્રિયા,
સુણીઁ તેના કંઇ તો વિલાપને;

---

શ્લોક ૩૫ મો—ચરણ ૩. વૃત્તિ—( ત્હમારી ).

ચરણ ૪. નધરોળ=કઠણ; કોઇ પણ રીત્યનું દુ:ખ ના લાગે હેવા. મ્હને વિયોગથી દુ:ખ થશે તે જાણી દુ:ખ ન ધરનારા.

શ્લોક ૩૬ મો—ચરણ ૧. આલિ—સખીઓ. હેનું ક્રિયાપદ 'છે' ( અથવા 'પડી છે' ) અધ્યાહૃત છે.

ચરણ ૩. વિના કારણ ત્હમે બધાંને આમ તજવાથી.

આ—'તજવે' એ કૃદન્તનામનું સર્વનામ છે. તમે—એ 'તજવે' કૃદન્તનામ છતાં ત્હેનો કર્તા છે. 'તજવા'નાં પરિણામ ચરણ ૧, ૨, તથા ૪ ત્રણેમાં છે.

ચરણ ૪. ત્રાસમાં—દુ:ખના હાહાકારમાં.

શ્લોક ૩૭ મો—ચરણ ૨. મુકી=મૂકેલી. રોતી મૂકેલી ત્હારી પ્રિય નારીને.

ત્હારી કને હું ક્યહાં આવું તે હું જાણતી નથી; માટે ત્હને આવવાનું કહું છું. તું ક્યહાં છે તે જાણતી હોત તો ત્હારી કને હુંજ દોડીને આવત.

શ્લોક ૩૮ મો—ચરણ ૧. તે—અર્થાત્–હાવી એકલી મૂકેલી દીન,

સ્મરીને મુજ એકવૃત્તિ આ,
કંઇ તો પ્રેમ તું આણજે મને ! ૩૮

તું વિના સુવિલાસવસ્તુમાં,
નહિ કાંઇ પણ કાર્ય તો દીસે;
ઉગિ આ પણ વ્યર્થ ચંદ્રમા,
બહુ ફીકી નહિ ચંદ્રિકા લસે. ૩૯

---

પણ ત્હારામાંજ પ્રેમરત.–આમ વ્યઙ્ગ્ય છે.

ચરણ ૨. કંઇ તો–'સુણી' જોડે સંબન્ધ છે.

ચરણ ૩. એકવૃત્તિ—ત્હારામાં એકાગ્રવૃત્તિ;–ત્હારામાં દૃઢ પ્રેમની સ્થિરવૃત્તિ.

આ—'એકવૃત્તિ'નું સર્વનામ છે.

ચરણ ૪. મને=મનમાં.

શ્લોક ૩૭ માં વિનંતિ કરી છે–આવીને મળવાની–ત્હેને સબળ કરવા માટે કારણ આ શ્લોકમાં બતાવ્યું છે. હાવી દીન પ્રેમમય પ્રિયાની એકવૃત્તિ મનમાં આણીને જરાક પ્રેમ મનમાં તું આણીશ–તો મ્હને મળવા આવવાનું તું કરીશજ.

અથવા આમ પણ ભાવ હોયઃ—પાછા આવીને મળવાનું યોગ્ય ત્હને નાજ લાગે તો આ ત્હારી દીન પ્રિયાની એકાગ્ર પ્રેમવૃત્તિ મનમાં આણીને જરાક મનમાં તું પ્રેમ તો ત્હાં બેઠો બેઠો રાખજે.

શ્લોક ૩૯ મો—ચરણ ૧. સુવિલાસવસ્તુ=સુવિલાસની વસ્તુ; વિલાસોપભોગની વસ્તુઃ વિલાસના સાધનનો તેમજ વિલાસને ઉદ્દીપ્ત કરે ત્હેવી વસ્તુનો પણ હામાં સમાવેશ છે.

આ ચન્દ્રમા ઊગીને, પણ વ્યર્થ ઊગીને–એમ અર્થ છે. Nominative absolute જેવી વાક્યરચના છે. ચન્દ્રમા–ચન્દ્ર. ઉગિ=ઊગીને. વ્યર્થ—રાણીને મન (પતિવિયોગને લીધે) વ્યર્થ.

ચરણ ૪. ચન્દ્રિકા બહુ ફીકી દેખાય છે, અને લસતી નથી (સુન્દર દેખાતી નથી).

તું જતે પિયુ હોય જો થઇ,
ગમતી તે સહુ સૃષ્ટિ આ સુની;
તનુની પણ કાન્તિ તે ગઇ,
સમજે તું પછિ વાત શી ઘણી? ૪૦

કરુ શું ક્યમ આવીને મળું?
તન જૂદાં જીવ એક તું કળે,
પણ આ ધિક દેહને ગણું,
અતિ આશ્ચર્ય ન કેમ નીકળે. ૪૧

---

**શ્લોક ૪૦ મો**—ચરણ ૧. તું જતે (=તું જવાથી; ત્હારા જવાથી; તું ગયો એટલે). ચરણ ૨. ગમતી-પ્હેલાં (તું છતે) જે ગમતી હતી તે.

સુની—સૂની: શૂન્ય: નિસ્તેજ: આનન્દજનક અંશવિનાની.

ચરણ ૩. તે-પ્હેલાં જે હતી તે.

ચરણ ૪. તું (બધું) સમજે છે, પછી ઘણી વાત શી કહું? ઘણું ત્હને શું કહું? सुज्ञेषु किंबहुना. (માટે આવીને મળ્ય.)

**શ્લોક ૪૧ મો**—આટઆટલું કરતે પણ તું નથી જ આવતો! ત્યહારે હું ત્હને આવીને મળું. એમ કરી કહે છે—"કરું શું ક્યમ આવીને મળું?—ઇ."

ચરણ ૧. તું ક્યહાં છું તે જાણ્યા વિના શી રીત આવીને મળું! (મળવાનો એકજ ઉપાય છે; તે એજ કે મરણ. પણ તે વિશે કહે છે—મરણ એકદમ થવુંજ જોઇતું હતું; કારણ બતાવે છે:—)

ચરણ ૨–૩–૪. આપણે એનાં શરીર જૂદાં હતાં પણ જીવ એકજ હતો એમ તું ગણુતો હતો; છતાં, ધિક્કાર છે મ્હારા દેહને, કે ત્હારો જીવ ગયો એટલે [મ્હારો જીવ જૂદો નહિં તેથી તે પણ જવો જોઇયે છતાં] ના નીકળીને ગયો; નથી નીકળતો એ અતિ આશ્ચર્યની વાત છે.

આમ તાત્પર્ય છે. પણ જરાક વાક્યરચનામાં સહેજ ગુંચવાડો છે.

ચરણ ૪. નીકળે-કર્તા 'જીવ' અધ્યાહૃત. (ચરણ ૨ માં 'જીવ' એક કહ્યો છે તેથી અધ્યાહાર્ય છે).

આગળ ઉપર સહગમનની વૃત્તિ દૃઢ થાય છે: એ સ્થિતિના ક્રમ અત્યાર સુધી થયા છે. પ્રથમ તીવ્રશોક, પછી વૈરાગ્ય, પછી મરવાની ઇચ્છા.

સ્મરીને મુજ એકવૃત્તિ આ,
કંઇ તો પ્રેમ તું આણજે મને ! ૩૮

તું વિના સુવિલાસવસ્તુમાં,
નહિ કાંઇ પણ કાર્ય તો દીસે;
ઉગિ આ પણ વ્યર્થ ચંદ્રમા,
બહુ ફીકી નહિ ચંદ્રિકા લસે. ૩૯

---

પણ ત્હારામાંજ પ્રેમરત.–આમ વ્યઙ્ગ્ય છે.

ચરણ ૨. કંઇ તો–'સુણી' જોડે સંબન્ધ છે.

ચરણ ૩. એકવૃત્તિ—ત્હારામાં એકાગ્રવૃત્તિ;–ત્હારામાં દૃઢ પ્રેમની સ્થિરવૃત્તિ.

આ—'એકવૃત્તિ'નું સર્વનામ છે.

ચરણ ૪. મને=મનમાં.

શ્લોક ૩૭ માં વિનંતિ કરી છે–આવીને મળવાની–ત્હેને સબળ કરવા માટે કારણ આ શ્લોકમાં બતાવ્યું છે. હાવી દીન પ્રેમમય પ્રિયાની એકવૃત્તિ મનમાં આણીને જરાક પ્રેમ મનમાં તું આણીશ–તો મ્હને મળવા આવવાનું તું કરીશજ.

અથવા આમ પણ ભાવ હોયઃ—પાછા આવીને મળવાનું યોગ્ય ત્હને નાજ લાગે તો આ ત્હારી દીન પ્રિયાની એકાગ્ર પ્રેમવૃત્તિ મનમાં આણીને જરાક મનમાં તું પ્રેમ તો ત્હાં બેઠો બેઠો રાખજે.

શ્લોક ૩૯ મો—ચરણ ૧. સુવિલાસવસ્તુ=સુવિલાસની વસ્તુ; વિલાસોપભોગની વસ્તુ: વિલાસના સાધનનો તેમજ વિલાસને ઉદ્દીપ્ત કરે ત્હેવી વસ્તુનો પણ આમાં સમાવેશ છે.

આ ચન્દ્રમા ઉગીને, પણ વ્યર્થ ઉગીને–એમ અર્થ છે. Nominative absolute જેવી વાક્યરચના છે. ચન્દ્રમા–ચન્દ્ર. ઉગિ=ઉગીને. વ્યર્થ—રાણીનિ મન ( પતિવિયોગને લીધે ) વ્યર્થ.

ચરણ ૪. ચન્દ્રિકા બહુ ફીકી દેખાય છે, અને લસતી નથી ( સુન્દર દેખાતી નથી ).

કરીને સઘળું વૃથા થયો,
મુજ સૌભાગ્ય, સદા અદૃશ્ય જે,
બહુ રોઇ કરી મનાવિયો,
પણ આવી મળશે જ કેમ તે? ૪૫

તુજ આ મુખ રૂપ જે રુડું,
હૃદયેથી કયમ દૂર તે ખસે?
સ્મરીને સુણ સર્વ શું કરું,
અણધાર્યું ચિત તું ભણી ધસે. ૪૬

પ્રિય તે પિયુ તારું બોલવું,
સુવિહારો રચવે નવા નવા;
નહિં તું પતિ તે થકી સહુ,
સ્મરવાના હવડાં જ તે રહ્યા. ૪૭

---

**શ્લોક ૪૫ મો**—સહગમનની ઇચ્છાનું કારણ-પતિ પાછો આવવાની અશક્યતા તે—આ શ્લોકમાં બતાવે છે.

મુજ સઘળું સૌભાગ્ય વૃથા કરીને જે સદા અદૃશ્ય થશે, તે બહુ રોઇને કરી મનાવ્યો તોપણ કેમ આવીને મળશે?-આમ અન્વય છે. પૂર્વાર્ધમાં 'થયો' એ 'વૃથા' અને 'સૌભાગ્ય'ની વચ્ચે આવીને જરાક કઢંગો ભંગ પાડે છે. પણ અર્થ સમઝાય એમ છે. સદા માટે ગયો તેથી પાછો નહિં આવે.

ચરણ ૪. પણ=તોપણ.

**શ્લોક ૪૬ મો**—ચરણ ૧. આ—જાણે પ્રત્યક્ષ નજર આગળ ઊભેલું પતિનું સ્વરૂપ જોતી ના હોય એમ કહે છે-'આ'.

મુખરૂપ—મુખનું રૂપ (સૌન્દર્ય).

ચરણ ૨. 'આ'—એમ પ્રત્યક્ષવત્ છે તેથીજ હૃદયથી તે ખસે નહિં.

ઉત્તરાર્ધ—પણ એટલું સ્મરણ કર્યાથીજ મ્હને શો સંતોપ થાય? મ્હારું ચિત્ત અણધાર્યું ત્હને મળવા આવવા માટે ત્હારી ભણી ધસે છે.- અહિં સહગમનની ઇચ્છાનું બળ વધવા માંડ્યું છે.

**શ્લોક ૪૭ મો**—છતાં સ્મર યછેજ; સ્મરણમાં હેનું આન્દો-

પ્રિય તેં મુજને બહુ ગણી,
કયમ છોડી સહસા ગયો વધૂ ?
તુજને હું નહિ જ એકલી,
તુજ આધાર રહ્યું જગત્ બધું. ૪૨

નહિ જો રસ વસ્તુને વિષે,
ઉલટા તે ગુણ સર્વમાં થયા;
જલ વહ્નિ સમાન જો દીસે,
દમતી તાપ સમાન ચંદ્રિકા. ૪૩

પિયુ જો તજી આમ જાય તું,
ઘટી કિંચિત્ પણ સૂચના વિના;
નહિ સત્વર આવિ જો મળું,
ધિક આ જીવિત મારું સર્વથા. ૪૪

---

તે માટે ઉપાયની કલ્પના, અહિં પાછા ન મળવાનું દૃઢ જ્ઞાન થઇ પોતે જ મળવાનો નિશ્ચય; તરતજ પ્રાણ ના નીકળ્યાથી આશ્ચર્યયુક્ત પીડા;—આ ક્રમ બધા છે. અંતે સહગમનનો નિશ્ચય આવશે.

શ્લોક ૪૨ મો—પૂર્વાર્ધમાં પોતાને આપેલું મહત્વ કદી અયુક્ત જણાય એમ હોય તો કહે છેઃ—"તુજને હું નહિંજ એકલી-૯૦"

તો મ્હારે ખાતર નહિં તો જગત્‌ને માટે તો રહેવું હતું.

શ્લોક ૪૩ મો—ચરણ ૧. હવે મ્હને કશી વસ્તુમાં રસ નથી રહ્યો.

ચરણ ૨. એટલુંજ નહિં, પણ સર્વમાં ગુણ ઉલટા થઇ ગયા, અનુકૂલ તે પ્રતિકૂલ થયું. ઉદાહરણ ઉત્તરાર્ધમાં છે.

ચરણ ૩. જલ તે સામાન્ય રીતે ખાસ શું વિલાસવસ્તુ જેવું છે કે અહિં આમ કહ્યું છે, તે સમઝાતું નથી.

શ્લોક ૪૪ મો—ચરણ ૨. ઘટી=ઘટતી; યોગ્ય.

પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ વચ્ચે 'જો-તો'નો સંબન્ધ છે; અને ઉત્તરાર્ધમાં વળી ત્રીજાને ચોથા ચરણ વચ્ચે ત્હેવો જ સંબન્ધ છે. હવે સહગમનની વૃત્તિ વળી જાગ્રત થાય છે. તેથી આ પ્રમાણે બોલી છે (સત્વર આવી મળું નહિં, તો મ્હારા જીવતરને ધિક્કાર છે.–એમ).

કરી તે અપરાધ માહરા,
કટુ મિથ્યા વચનો તણી ક્ષમા,
ધર તું કંઇ પ્રીતિ તો જરા,
તું જ મારે, હું સમાં તુંને ઘણાં. ૪૯

ક્યમ તું હજી બોલતો નથી,
વચનો આ સુણી આંસુડે ભર્યાં?
ગઇ ઊતરિ છેક ચિત્તથી,
અણચિન્ત્યાં, પિયુ કાર્ય શાં કર્યાં? ૫૦

તુજમાં મુજ પ્રાણનાથ આ,
સ્થિર વૃત્તિ ખશિ તે દિઠી જરા,
વસતે નિત તારિ સાથ આ,
મન ધાર્યા, તુજ અર્થ મેં પૂર્યા. ૫૧

---

કે–જે પ્રેમને યોગે પ્રેમીનો આત્મા પ્રેમપાત્રના આત્મામાં જઇને ભળેછે;–આમ સહગમનની વૃત્તિ પાછી કાંઇક સૂચવાતી લાગે છે. પણ બધો અર્થ સંદિગ્ધ અને જરાક ન્હરાણે આણેલો લાગે છે.

**શ્લોક ૪૯ મો**—ચરણ ૧. તે–ત્હારા જાણીતા. એમ વ્યઙ્ગ્ય છે. અપરાધ—હેનો પ્રત્યય-ષષ્ઠીનો–બીજા ચરણમાં 'તણી' છે તે છે; 'વચનો' જોડે સહિયારો છે. અપરાધ અને વચનો તણી–એમ.

ચરણ ૪. મ્હારે તો એકલો તું જ છે; ત્હારે મ્હારા જેવાં ઘણાંએ છે. માટે મ્હારે ત્હારી ક્ષમા માગ્યા વિના આરો નથી એમ ભાવ છે.

**શ્લોક ૫૦ મો**—ચરણ ૩. 'ગઇ'—કર્તા 'હું' અધ્યાહૃત. આ વાક્ય પ્રશ્નાત્મક છે.

ચરણ ૪. આમ એકાએક મ્હને છોડીને જવાનું કાર્ય–તે જ અણચિંત્યાં કાર્ય. બહુ વચન પીડાની ઉદ્દામતા સૂચવે છે.

**શ્લોક ૫૧ મો**—પૂર્વાર્ધ—આ વાક્ય પ્રશ્નાર્થ છે. અર્થાત્, કદી પણ મ્હારી સ્થિર વૃત્તિ ખશી નથી.

ચરણ ૧. આ–'સ્થિર વૃત્તિ'નું દર્શકસર્વનામ છે. હાવી દૃઢ જે તું જાણે છે તે–એમ વ્યઙ્ગ્ય છે.

ગયું તે કયમ આવિને મળે
બહુ રીતે પણ શોક તે કર્યે,
સ્થિર તે થકી પ્રેમને ગણે,
જઈ અન્તે નિજ તત્ત્વમાં ભળે. ૪૮

---

લન કરીનેજ હવે મન વાળવાનું છે. આમ વળી ભાવ દોલાયમાન થાય છે. તેથી કહે છે;—

"પ્રિય તે પિયુ–૪૦"–અને આ પ્રિયવસ્તુનું સ્મરણ તે સહગમનના નિશ્ચયને પ્રબળ કરવાના સાધન તરીકે પણ પ્રવર્તે છે.

ચરણ ૧. પ્રિય=વ્હાલું લાગતું. ('બોલવું'નું વિશેષણ). તે–પ્હેલાં જે મધુર પ્રેમભર અવર્ણ્ય હતું તે. એમ વ્યઙ્ગ્ય છે. બોલવું–કૃદન્તનામ. હેતું ક્રિયાપદ 'રહ્યા' એ 'સુવિહારો'ની સાથે સહિયારું છે. બોલવું અને સુવિહારો સ્મરવાનાં રહ્યાં એમ નપુંસકલિઙ્ગ ને બદલે પુંલિઙ્ગ થવાનું કારણ 'સુવિહારો' એ પુંલિંગ શબ્દનું સામીપ્ય છે.

ચરણ ૨. રચવામાં નવા નવા સુવિહારો. નવી નવી તરેહથી રચાતા (તહેં રચેલા) વિહાર.

ચરણ ૩. તું પતિ હવે નહિં (ગુમ થયો) તેથી સહુ (બોલવું તથા સુવિહાર).

**શ્લોક ૪૮ મો**—ઉત્તરાર્ધ—અર્થ દેખાતો રહેલો છે, પણ જરાક વિચારતાં સંદિગ્ધ લાગે છે. 'તે થકી' એટલે શું? 'તે માટે'? કે 'તે કરતાં?' 'તે કરતાં' તો કો'ના કરતાં? અને 'તે માટે' તો પૂર્વાર્ધમાં શું યોગ્ય કારણ બતાવ્યું છે? તેમજ ચોથા ચરણમાં 'ભળે'નો કર્તા કોણ તે નથી સમઝાતું. 'પ્રેમ' કર્તા લઇયે તો 'પ્રેમ પોતાના' તત્ત્વમાં જઇને ભળે એટલે શું? 'મનુષ્ય' એમ કર્તા લઇયે તોએ અર્થ બહુ બંધ બેસતો નથી. એકંદર જોતાં આમ કાંઈક અર્થ હશે એમ લાગે છે:—

પૂર્વાર્ધમાં કહ્યા પ્રમાણે ગયેલું માણસ પાછું મળતું નથી (ગમે તેટલો શોક કર્યે પણ), અર્થાત્, મનુષ્યદેહ ભંગુર અસ્થિર છે;–તેથી ખરેખરી સ્થિર વસ્તુ પ્રેમજ ગણાય છે ('ગણે'નો કર્ત્તા 'જ્ઞાનીઓ' કે હેવો અધ્યાહાર્ય છે); જે પ્રેમ અન્તે જઇને પોતાના તત્ત્વમાં ભળે છે,–અર્થાત્, પ્રેમનું મૂળ તત્ત્વ આત્માજ, તેથી આત્મા આત્મામાં જઇને મળેછે; મતલબ

કરી તે અપરાધ માહરા,
　　કહુ મિથ્યા વચનો તણી ક્ષમા,
ધર તું કંઇ પ્રીતિ તો જરા,
　　તું જ મારે, હું સમાં તુંને ઘણાં. ૪૯

કયમ તું હજી બોલતો નથી,
　　વચનો આ સુણી આંસુડે ભર્યાં?
ગઇ ઊતરિ છેક ચિત્તથી,
　　અણચિન્ત્યાં, પિયુ કાર્ય શાં કર્યાં? ૫૦

તુજમાં મુજ પ્રાણનાથ આ,
　　સ્થિર વૃત્તિ ખશિ તે દિઠી જરા,
વસતે નિત તારિ સાથ આ,
　　મન ધાર્યાં, તુજ અર્થ મેં પૂર્યાં. ૫૧

---

કે—જે પ્રેમને યોગે પ્રેમીનો આત્મા પ્રેમપાત્રના આત્મામાં જઇને ભળેછે;—આમ સહગમનની વૃત્તિ પાછી કાંઇક સૂચવાતી લાગે છે. પણ બધો અર્થ સંદિગ્ધ અને જરાક ખ્હરાણે આણેલો લાગે છે.

**શ્લોક ૪૯ મો**—ચરણ ૧. તે—ત્હારા જાણીતા. એમ વ્યઙ્ગ્ય છે. અપરાધ—હેનો પ્રત્યય-ષષ્ઠીનો-બીજા ચરણમાં 'તણી' છે તે છે; 'વચનો' જોડે સહિયારો છે. અપરાધ અને વચનો તણી—એમ.

ચરણ ૪. મ્હારે તો એકલો તું જ છે; ત્હારે મ્હારા જેવાં ઘણાંએ છે. માટે મ્હારે ત્હારી ક્ષમા માગ્યા વિના આરો નથી એમ ભાવ છે.

**શ્લોક ૫૦ મો**—ચરણ ૩. 'ગઇ'—કર્તા 'હું' અધ્યાહૃત. આ વાક્ય પ્રશ્નાત્મક છે.

ચરણ ૪. આમ એકાએક મ્હને છોડીને જવાનું કાર્ય—તે જ અણચિંત્યાં કાર્ય. બહુ વચન પીડાની ઉદ્દામતા સૂચવે છે.

**શ્લોક ૫૧ મો**—પૂર્વાર્ધ—આ વાક્ય પ્રશ્નાર્થ છે. અર્થાત્, કદી પણ મ્હારી સ્થિર વૃત્તિ ખશી નથી.

ચરણ ૧. આ—'સ્થિર વૃત્તિ'નું દર્શકસર્વનામ છે, હાવી દઢ જે તું જાણે છે તે—એમ વ્યઙ્ગ્ય છે.

પિયુજી મુખમાગ્યું આપિયું,
　　ઝીલી લીધા અરધેથી બોલ તેં;
સઘળું સુખરૂપ જે થયું,
　　નડતું વિઘ્ન થઇ હવે જતે. ૫૨

સહસા પરલોકમાં જતે,
　　વદ આવી, સુકુમાર અંગના;
મુકતે સમજ્યો નહી તું કે,
　　મુજ સર્વસ્વ ગયું પતિ જતાં. ૫૩

કહીંને મુજ પ્રીતિરૂપ તું,
　　અથવા પ્રાણસ્વરૂપ તું થઈ,
ધરી મૌન રહ્યો વિલુપ્ત તું,
　　ક્યમ આ જીવ સકે જુદો રહી.' ૫૪

---

ઉત્તરાર્ધ—નિત્ય ત્હારી સાથ વશીને આ મ્હેં (અર્થાત્ આ જે હું ત્હારી પ્રેમપર પત્ની ત્હેણે) ત્હારા મનધાર્યા અર્થ (મનોરથ) પૂર્યા, ત્હેં ઇચ્છેલાં સર્વ સુખ મ્હેં ત્હને આપ્યાં.

આમ ત્હારા ઉપર સ્થિરવૃત્તિવાળી હું થઇ અને ત્હારા સર્વ કોડ મ્હેં પૂર્યા, છતાં તું આમ નગુણો થઇને જતો કેમ રહ્યો?—એમ હેતુ છે.

**શ્લોક ૫૨ મો**—પૂર્વાર્ધ—મ્હારું મુખમાગ્યું ત્હેં આપ્યું; અને મ્હારા બોલ પડતે પડતે અડધેથી ત્હેં ઝીલી લીધા. (આમ ત્હેં મ્હારા પણ કોડ બધા પૂર્યા).

ઉત્તરાર્ધ—એ સર્વ પૂર્વનું સુખરૂપ બનેલું બધું હવે વિઘ્ન થઇને નડે છે; એટલે. હેતું સ્મરણ દુઃખમય હવે બનીને વિઘ્નરૂપ (સુખમાં વિઘ્ન રૂપ—અર્થાત્ દુઃખરૂપ) થાય છે.

**શ્લોક ૫૩ મો**—સહસા પરલોકમાં જતે, (અને) હાવી (મ્હારા જેવી) સુકુમાર અંગના (સ્ત્રી)ને મૂકતે (મૂકીને જતે), વદ (તું કહે), તું એટલું ના સમઝ્યો કે પતિ જતાં મ્હારું સર્વસ્વ ગયું (જવાનું)?—મ્હારું—અર્થાત્ સંયુક્તાનું, પૃથુરાજનું નહિં. આવી indirect construction ગુજરાતી ભાષાની રૂઢિથી વિરુદ્ધ છે.

**શ્લોક ૫૪ મો**—'મુજ પ્રીતિરૂપ તું છે'—અર્થાત્ 'તું મ્હારા પ્રેમની

કરી એમ બહૂ વિધે રુવે,
દુખિ તે ભારતરાણીને સુણી,
પ્રિય ત્યાં સખી આવીને જુવે,
કરી આશ્વાસન હાથ દે ઘણી. ૫૫

થઈ આ પરિવેદના તણી,
પ્રિય રાણી, સહુ જાણિયે સીમા,
પણ ભંગુર દેહને ગણી,
સ્વજન પ્રાણ ગયે ઘટે ક્ષમા. ૫૬

---

મૂર્તિ છે'–એમ મ્હને તું કહીને, અથવા ( બીજી રીતે જોતાં ) તું મ્હારો પ્રાણસ્વરૂપ થઇને,–(આમ ઉભય પક્ષે), તું હવે મૌન ધરીને વિલુપ્ત થયો, તો હવે આ જીવ ( મ્હારો જીવ ) ત્હારાથી જૂદો કેમ રહી સકે?

અહિં અન્તે સહગમનેચ્છા પાછી જાગૃત થઇ બતાવી છે. આ શ્લોકથી રાણીનો વિલાપ બંધ થાય છે.

**શ્લોક ૫૫ મો**—ચરણ ૧. એમ કહી (ને)–અર્થાત્ ઉપરના શ્લોકોમાંનાં વચનો બોલીને.

પૂર્વાર્ધ—એમ કહી બહુ વિધે રુવે ( રોતી હતી ) ભારતરાણીને સાંભળીને ( હેનાં રુદન સાંભળીને ).

ઉત્તરાર્ધ—હેની પ્રિય સખી ત્હાં ( રાણી પાસે ) આવીને જુવે (જોવા લાગી; રાણીની સ્થિતિ જોવા લાગી ), અને આશ્વાસન કરીને ( દિલાસો દઇને ) હાથ દે ઘણી ( અર્થાત્, હેને વાંસે છાતીએ વગેરે હાથ ફેરવવા લાગી; હાથ ફેરવી દિલાસાનાં વચન કહેવા લાગી; એમ ક્રિયાઓનું પ્રાધાન્ય ઉલટાવવાનું છે; ઉલટાવવું પડે છે ). આશ્વાસનનાં વચન નીચેના શ્લો. ૫૬ થી શ્લો. ૬૧ માં આવ્યાં છે.

**શ્લોક ૫૬ મો**—ચરણ ૧. પરિવેદનાતણી—હેનો સંબન્ધ 'સીમા' સાથે છે. પરિવેદના=સર્વવ્યાપિની પ્રબળ વેદના.

ચરણ ૨. પ્રિય રાણી–સંબોધન છે. 'સહુ જાણિયે'–આપણે સહુ જાણિયે છિયે કે–આ પરિવેદનાની સીમા થઇ.

સીમા—હદ; આખર હદ; પરાકાષ્ઠા.

પરિતાપ મૃતાર્થે જે કરે,
　　પણ પાછું ન મળે વિલાપથી;
અતિ શોકથી મુગ્ધ તે ઠરે,
　　અવધી તે થકી દુઃખનો સતી. ૫૭

પ્રિય વસ્તુ ન દેખીઁ દૃષ્ટિયે,
　　પણ જો તે હૃદયે સદા વસે;
રહીઁ દૂર તથા સમીપ એ,
　　સમભાવે સુખરૂપ તે થશે. ૫૮

---

ચરણ ૩. દેહને ભંગુર ગણીને;—દેહ ભંગુર છે એ વાત ધ્યાનમાં આણીને.

ચરણ ૪. સ્વજનપ્રાણ ગયે=સ્વજનનો પ્રાણ ગયે; સ્વજન મરણ પામતે. ક્ષમા=સહનશીલતા; fortitude; ધૈર્ય. 'ક્ષમ્'નો મૂળ અર્થ 'ખમવું' છે તે અર્થ અહિં છે: 'માફ કરવાની વૃત્તિ' એમ નથી.

**શ્લોક ૫૭ મો**—પ્રથમ ચરણનું વાક્ય ત્રીજા ચરણના વાક્ય જોડે સાપેક્ષ સંબન્ધે જોડાયું છે; તે એની વચમાં બીજા ચરણમાંનું વાક્ય જરાક નડતર જેવું આવ્યું છે. બંધ બેસાડાય એમ છે. મુએલા માટે જે માણસ પરિતાપ કરે તે માણસ,—પરિતાપ કરે પણ મુવેલું પાછું ન મળે તેથી—અતિ શોક કર્યાને લીધે મુગ્ધ (અજ્ઞાન-મૂર્ખ) ઠરે છે:—આમ થાય પણ વાક્યરચનામાં ગુંચવાડો રહે છે જ; 'પણ' એમ વિરોધસૂચક શબ્દ આવ્યાથી વિચારસંકર થઇ ગયો છે.

ચરણ ૪. 'તે થકી'—અર્થસંબન્ધ જરાક સમઝાતો નથી. હે સતી! તેથી દુઃખનો અવધિ કહ્યો છે; દુઃખને હદમાં રાખવું. (શોકને હદમાં રાખી વધવા ન દેવો) એમ તે માટે (અતિશોક તે મૂર્ખતા છે તે માટે) કહ્યું છે;—આમ અર્થ હશે.

**શ્લોક ૫૮ મો**—ચરણ ૧. દેખી=દીઠી અર્થાત્, દેખિયે.

ચરણ ૩. 'તો' એ 'જો'નો સાપેક્ષ, આ વાક્યને આરંભે અધ્યાહાર્ય છે. એ—પ્રિય વસ્તુ. દૂર તથા સમીપ—દેખીયે નહિં તેથી દૂર, છતાં હૃદયમાં વશેલી તેથી સમીપજ.

ચરણ ૪. આમ સમભાવ રાખ્યાથી તે ગયેલી વસ્તુ સુખરૂપ થશે.

સર્ખો પ્રેમનિબદ્ધ સર્વદા,
દૃઢ ચૈતન્ય વિશુદ્ધ સૃષ્ટિમાં;
રહ્યું વ્યાપિ સમસ્ત સ્વસ્થતા,
સુણ આપે, પછિ દુઃખવૃત્તિ ક્યાં. ૫૯

સમજી સતી સ્નેહ બંધથી,
નિજ બંધુ ચિતમાં વશી રહે;
મૃત જીવતી તેની તેહથી,
અવિભિન્ન સ્થિતિ જ્ઞાનિયો કહે. ૬૦

ગણીને પતિ નિત્ય પાસ તે,
ધરી સંન્યસ્ત પવિત્ર કાનને,

---

**શ્લોક ૫૯ મો**—શુદ્ધ વેદાન્તજ્ઞાન દર્શાવી ઉપદેશ કરે છે.—હે સખિ ! સાંભળ્ય— આ સર્વ સૃષ્ટિમાં સર્વદા પ્રેમનિબદ્ધ (પ્રેમથી બંધાયલું. પ્રેમસ્વરૂપ, પ્રેમાત્મ) હેવું વિશુદ્ધ અને દૃઢ (સ્થિર) ચૈતન્ય (પરમાત્મ-સ્વરૂપ) વ્યાપી રહ્યું છે, અને તે સમસ્ત સ્વસ્થતા (પૂરી સ્વસ્થતા) આપે છે, તો પછી દુઃખવૃત્તિને સ્થાનજ ક્હાં રહ્યું ?

સર્વવ્યાપિ પરમાત્મસ્વરૂપને પ્રેમનિબદ્ધ કહેવાથી જીવાત્મા જે પ્રેમ-વિષય અને પરમાત્મા જે પ્રેમવિષયિ તે એનો ભેદ સ્વીકાર્યો જ અને તેથી શુષ્ક અદ્વૈતવાદથી ભિન્ન અને ઉંચા પ્રકારનો જ આ મત દર્શાવ્યો છે.

પ્રેમમય પરમાત્મસ્વરૂપ બધે વ્યાપ્યું છે અને તે શાન્તિસુખ આપે છે—એ વિચારનારને જગતમાં દુઃખ જડતું જ નથી. આમ ઉપદેશ કરે છે.

**શ્લોક ૬૦ મો**—હે સતી ! નિજબંધુ (લોકોના પોતાના બન્ધુ) સ્નેહબન્ધથી ચિત્તમાં વશી રહે છે તે સમઝીને–તે ધ્યાનમાં લેતાં,—જ્ઞાનિયો, તેથી (તે કારણને લીધે જ), ત્હેની (બન્ધુની) મૃત અને જીવતી બન્ને સ્થિતિ અવિભિન્ન (સરખીજ) કહે છે.

શ્લોક ૫૮ માં દર્શાવેલો વિચારજ અહિં રૂપાન્તરે બતાવ્યો છે.

પ્રથમ ચરણમાં 'સમઝી' એમ કહેવામાંજ કારણપણાનો ભાવ સમાયો છે છતાં 'તેહથી' એમ પાછો કારણાર્થ શબ્દ મૂકવાથી જરાક પુનરુક્તિ થાય છે ખરી; પણ ઉપર બતાવ્યા પ્રમાણે બંધ બેસાડાશે. પણ તે ફ્હરાણું.

**શ્લોક ૬૧ મો**—ચરણ ૧. ઉપર કહેલા વિચાર પ્રમાણે પતિને હમેશાં પાસેજ માનીને.

કરીને પરિધાન યુક્ત તે,
સ્થિર ભાવે વસવું ઘટે તને. ૬૧

અથ તે પતિપૂજ્યપિંડમાં,
કરી ઇચ્છા સ્વશરીર અર્પવા,
ન ધર્યું સખીવાક્ય લક્ષમાં,
કહ્યું જે જ્ઞાન તપસ્વિની થવા. ૬૨

બહુ મોહમયી કીધા થકી,
કદિ માયા મુનિ ધ્યાન તે ચળે,
પણ જે દૃઢ સ્ત્રી કરી સકી,
મનના નિશ્ચય તે નહિં ટળે. ૬૩

---

ચરણ ૨. સંન્યસ્ત–સંન્યસ્તાવસ્થા; સંન્યાસ; ત્યાગિપણું.

કાનને—સંબન્ધ ૪ થા ચરણમાંના 'વસવુ' સાથે છે.

ચરણ ૩. યુક્ત–યોગ્ય;–'પરિધાન'નું વિશેષણ; સંન્યાસને યોગ્ય પરિધાન (=વસ્ત્ર) કરીને, અર્થાત્ હેવાં બતાવેલાં વસ્ત્ર પ્હેરીને.

ચરણ ૪, સ્થિર ભાવે=દુઃખથી ન ડગે હેવી દૃઢતાથી. ઘટે=છાજે છે.

**શ્લોક ૬૨ મો**—પૂર્વાર્ધ—પતિપૂજ્યપિણ્ડમાં=પતિના પૂજ્યપિણ્ડ (દેહ) માં. તે=ત્હેણે એમ તૃતીયાન્ત માની લઇને ' કરી ' એ પૂર્ણ ક્રિયા ગણવી જોઇયે. કરી=કરીને,–એમ લઇયે તો પૂર્વાર્ધનું વાક્ય અધુરું અટકે છે. ત્રીજો રસ્તો એ છે કે 'તે' 'પતિ'નું સર્વનામ ગણવું પણ એ ક્લિષ્ટ લાગે છે તેમજ ઉદ્દિષ્ટ હશે એમ લાગતું નથી. 'ત્હેણે' ને બદલે ભ્રમથીજ 'તે' રહેલું ગણવું વધારે ઠીક છે.

ચરણ ૪. 'જે' (જ્ઞાન)–હેનો સાપેક્ષ 'તે' અધ્યાહાર્ય 'સખીવાક્ય'નું સર્વનામ છે. ઉપરના શ્લોકમાં જે સંન્યાસ લેવાનો ઉપદેશ કર્યો છે ત્હેને ઉદ્દેશીને આ કહ્યું છે.

**શ્લોક ૬૩ મો**—પૂર્વાર્ધ—બહુ મોહમયી માયા કીધા થકી કદિ મુનિધ્યાન ચળે;—આમ અન્વય છે.

માયા=મોહ પમાડનારી કપટમય રચના. 'તે' (ચરણ ૨ માં) 'ધ્યાન'નું સર્વનામ છે; 'ધ્યાન જે તે'–એમ લેવાનું.

ધરીને પરિધાનમંડનો,
સહુ સૌભાગ્યસુચિન્હ શોભતાં;
ન ગણી મરણ પ્રચંડનો,
ભય તે કાન્ત ગણીજ જીવતા, ૬૪

કર્યું જે શુભભાલ કુંકુમે,
ધરીને મૌક્તિક હાર આર્જવે;
સતીમંગળવસ્ત્ર તે સમે,
અતિ ઓપ્યું પૂરી તે ક્રિયા થવે. ૬૫

---

ચરણ ૩. કરી સકી–મનના નિશ્ચય કરી સકી—એમ સંબન્ધ છે. અહિં મુનિના કરતાં પણ સ્ત્રીની દૃઢતા ચઢતી ગણી છે.

**શ્લોક ૬૪ તથા ૬૫** ( એ બે યુગ્મક છે ).

**શ્લોક ૬૪ મો**—ચરણ ૧. પરિધાનમંડનો=પરિધાન ( વસ્ત્ર ) અને મંડન ( ઘરેણાં ).

ચરણ ૨. સૌભાગ્યસુચિહ્ન=સૌભાગ્યનાં સુચિહ્ન. તેજ ( ત્હેવાંજ ) પરિધાનમંડનો.

ચરણ ૩. પ્રચંડ મરણનો (ભય) એમ સંબન્ધ છે.

સતી થવામાં મરણથી ન ડરીને બળી મરવું તે બહુ પ્રચંડ મરણ.

ચરણ ૪. કાન્ત જીવતા જ છે ( પોતાનો પ્રિય પૃથુરાજ જીવતોજ છે ) એમ ગણીને જ ( જાણે સર્વ સૌભાગ્ય ચિહ્નધરીને ):

'ધરીને,' 'ન ગણી,' એ અપૂર્ણ ક્રિયાઓનો સંબન્ધ શ્લો. ૬૫ ચરણ ૧ માં ની મુખ્ય ક્રિયા 'કર્યું' સાથે છે.

**શ્લોક ૬૫ મો**—ચરણ ૧. 'જે'–હાનો સાપેક્ષ ઉત્તરાર્ધમાં અધ્યાહાર લેતાં પણ, બહુ સાર્થકય હેનું આવતું નથી. શુભભાલ કુંકુમે–શુભભાલમાં ( સફેદ કપાળમાં ) કુંકુમ પણ ( કર્યું ). ( પૂર્ણસૌભાગ્યચિહ્ન ).

ચરણ ૨. આર્જવે=આર્જવથી; ઋજુતાથી; શુદ્ધ મનથી.

ચરણ ૩. સતીમંગલવસ્ત્ર=સતીનું મંગળવસ્ત્ર (પાનેતર, અથવા કસુંબેર).

ચરણ ૪. પુરી તે ક્રિયા થવે=તે વસ્ત્રાભૂષણ સજવાની ક્રિયા પૂરી થતાં. ઓપ્યું–કર્તા, મંગલવસ્ત્ર.

ધરીંને પરિધાન અન્તનાં,
કરીં ધૂપાર્ચિ પ્રદીપ્ત જ્યોતમાં,
પિયળે શિર કર્ણિકારનાં,
કુસુમે તે સતીં ચાલીં દ્યોતમાં. ૬૬

ગુરુએ વિધિનિષ્ઠ રાણીંને,
સર્જીને પૂજન ત્યાં ચિતા તણું,
પદ દેઇ પ્રદક્ષિણા કને,
ચલવી તે પછીં અગ્નિમાં ઘણું. ૬૭

---

**શ્લોક ૬૬ મો**—આ છેલ્લા ત્રણ શ્લોક ( ૬૬, ૬૭, ૬૮ ) ભીમરાવે છેક પોતાનો મરણસમય સમીપ આવતે લખ્યા જણાય છે. શ્લો. ૬૫ સૂધી ઘણા જૂના સમય ઉપર રચી ચૂક્યા હતા.

ચરણ ૧. અંતનાં–અંતકાળનાં; સતીને યોગ્ય. ( ઉપર વર્ણવેલાં છે ત્હેવાં ).

ચરણ ૨. જ્યોતમાં ( ચિતાની જ્યોતમાં ) ધૂપાર્ચિ ( અગરબત્તી ) પ્રદીપ્ત કરી ( સળગાવીને );

ઉત્તરાર્ધ—પિયળે ( પિયળ–કપાળમાં કંકૂના મ્હોટા લપેડા–સહિત; પિયળ કરેલી ) અને શિર ( માથામાં ) કર્ણિકારનાં (કરેણાનાં) કુસુમે (કુસુમ સહિત; ફૂલ ધારણ કરેલી ) તે સતી દ્યોતમાં ( પોતાના તેજમાં, તેજથી ભરેલી ) ચાલી,—ચિતા તરફ ચાલી.

કરેણાનાં ફૂલ સતી થતે ખાસ રાખવામાં આવતાં હશે કે કેમ, તે ખબર નથી. એ ફૂલ શા માટે કહ્યાં છે તે ખબર નથી.

**શ્લોક ૬૭ મો**—ચરણ ૧. ગુરુએ–કુલગુરુએ; રાજગુરુએ. વિધિનિષ્ઠ=વિધિ ( યથાર્થ રીતિ પ્રમાણે સર્વ વિધિ ) ઉપર નિષ્ઠા ( ભક્તિ, શ્રદ્ધા ) રાખનારી. ( 'રાણી'નું વિશેષણ). રાણી વિધિનિષ્ઠ તેથી ચિતાનું પૂજન ગુરુકને યથાવિધિ કરાવ્યું.

રાણીને—ચરણ ૪ માંના 'ચલવી'નું કર્મ છે.

ચરણ ૨. પૂજન સર્જિને=પૂજા કરીને.

ચરણ ૩. પ્રદક્ષિણા કને પદ દેઇને=પ્રદક્ષિણા તરફ પગલું દેવડાવીને; અર્થાત્ ( ચિતાની ) પ્રદક્ષિણા કરાવીને ( રાણી કને કરાવીને ).

*જે તે ચઢી પડી ચિતાતણી અગ્નિમાંહી,
રાણી અનન્ય ગુણથી સુણી સૃષ્ટિમાંહી,
તે એકવૃત્તિ ધરીને પતિ કેરી નિષ્ઠા,
જાણી ગઈ સહજ ભારતની પ્રતિષ્ઠા. ૬૮

---

* વસંતતિલકા વૃત્ત.

ચરણ ૪. તે પછી ( રાણીને-ચરણ ૧ માં એ શબ્દ છે ) અગ્નિમાં ચલવી; ચિતામાં પડવાને પ્રેરી. ઘણું-આ શબ્દનો સંબન્ધ તથા અર્થ બહુ બેસતાં નથી. ક્રિયાવિશેષણ જેવું છે, પણ 'ઘણું ચલવી' એટલે શું ?

શ્લોક ૬૮ મો—ચરણ ૧. તે-રાણી ( ચરણ ૨માંના ) શબ્દનું સર્વનામ છે. ચિતા તણી અગ્નિ-અહિં 'અગ્નિ' સ્ત્રીલિંગમાં વાપર્યો છે; 'આગ'ના અર્થમાં અને ત્હેની પેઠે

ચરણ ૨. ગુણથી ( ગુણે કરીને ) સષ્ટિમાં ( આખી સૃષ્ટિમાં ) અનન્ય સુણી ( અનન્ય સુણેલી; અનન્ય સાંભળેલી; અર્થાત્ હેના જેવી બીજી કોઇ નહિં હેવી જણાયલી ).

ઉત્તરાર્ધ—તે ( રાણી ) એકવૃત્તિ ધરીને ( પતિપરાયણતાની વૃત્તિ રાખીને ) પતિની નિષ્ઠા જાણીને ( પતિ તરફ ભક્તિ પોતાના ધ્યાનમાં રાખીને ) જાણે **ભારત**વર્ષની પ્રતિષ્ઠા જ ( ઉચ્ચ પદવી, કીર્તિ જ ) સહજમાં ( જોતજોતામાં ) ગઇ ( જતી રહી ). રાણી સતી થઇ ચિતામાં ગઇ ત્હેની સાથેજ **ભારત**વર્ષની કીર્તિ પણ ગઇ; રાણી અને કીર્તિ બંને પૃથુરાજપતિમાંજ અનુરત, ભક્તિપરાયણ, હોવાથી; ત્હેની સાથેજ બંને અચળ જોડાયલાં હોવાથી.

આ સમાપ્તિ ટૂંકી પણ બહુ યુક્ત અને સુરુચિયુક્ત છે.



# પરિશિષ્ટ.

---

નીચેના શ્લોક ૧લા સર્ગ માટે ધારેલા મૂળ હસ્તલેખથી છૂટા જૂદા કાગળમાં ભીમરાવના હાથના લખેલા મળેલા છે:—

વસંતતિલકા.

જ્યાં દિવ્ય લેખ સરખાં કુસુમો વશીને,
દેખાય મન્દ પવને રમતાં હશીને;
આપે સુવાસ લઇ તે સ્મિત કર્તું વારિ,
આભારપ્રત્યુપકૃતિક્રમન્યાય ધારી. ૧

---

શ્લોક ૧ લો—જ્યહાં ( જે ભારતવર્ષમાં ) દિવ્ય લેખ સરખાં કુસુમો વશીને મન્દ પવને હશીને રમતાં દેખાય ( છે ); ( તે કુસુમો ) સુવાસ આપે તે લઇ ( ને ) વારિ ( નદી સરોવરનું પાણી )—આભારની પ્રત્યુપકૃતિ ( ઉપકારનો બદલો વાળવા )ના ક્રમનો ન્યાય ( નિયમ ) ધારીને—સ્મિત —કરતું (હોય છે); અર્થાત્ ફૂલોએ આપેલા સુગંધનો બદલો સ્મિત કરીને જલાશયો વાળે છે.

ફૂલને દિવ્ય લેખની ઉપમા જેવી અપૂર્વ છે ત્હેવીજ સુન્દર તથા ગંભીર અર્થયુક્ત છે. નિર્દોષ, સુન્દર, સ્મિતમય ફૂલો વનઉપવનમાં રમતાં જોઇને દિવ્યલોકની નિર્દોષતા, સુન્દરતા, આનન્દ, વગેરેનું ગૂઢ સૂચન થાય છે માટે જ કુસુમો તે દિવ્યલેખ.

આ બધા શ્લોકોમાં વર્ણન કરેલા પદાર્થો ખાસ ભારતવર્ષનાજ છે એમ છેક કહેવાય નહિં. બીજા દેશોમાં પણ મળી આવે એમ કોઇને લાગે એમ છે. તો પણ કાંઇ કાંઇ ગૂઢ અંશ ભારતવર્ષના ખાસ જ છે એમ પ્રત્યેક શ્લોકમાં જણાશે. જેમકે આ શ્લોકમાં ફૂલોનું સુગન્ધિપણું તે પાશ્ચાત્ય દેશો કરતાં હિન્દુસ્તાનનેજ વિશેષ લાગૂ પડે છે. તો પણ એકંદર સામાન્ય વર્ણન જ છે તેમજ આ શ્લોકોનાં વર્ણનની ઢબ મૂળ સર્ગમાંના વર્ણનથી જૂદી રીતની છે તેથી આ શ્લોકો પરિશિષ્ટરૂપે જૂદાજ મૂકવા ઠીક છે.

જ્યાં ગૌર જૂઈ ધરિ ભારતઅંગનાનાં
સૌન્દર્ય કોડ ભરિયાં સમતા વિનાનાં,
ને વર્ણમાં વિવિધ, કાંઈ વિતર્ક્ય વેરી
આ ભૂમિની વિવિધ તે થઇ હાસલે'રી. ૨

ડોલે ગુલાબકળિ ખેલવિ મત્ત વાયે
તેને કરેજ સુવિનીત સુસ્પર્શતાએ;
જો કેતકી ભણિ રસે રમતો અબોલે
તો રંગમાં નિજ રજે સહસાજ રોળે! ૩

---

શ્લોક ૨ જો—જ્યહાં (જે ભારતવર્ષમાં) ગૌર (ગોરી–ધોળી) જૂઇ (જૂઇનાં ફૂલ) ધરી (અંગમાં પ્હેરનારી) ભારતઅંગનાનાં કોડ ભરિયાં (રસિક ભાવથી ભરેલાં, રસિકત્વને લીધે લલિત બનેલાં), અને સમતા વિનાનાં (અનુપમ) અને વર્ણમાં વિવિધ (શરીરના ગૌરત્વ વગેરે જૂદી જૂદી તરેહના વર્ણમાં જૂદી જૂદી તરેહનાં) સૌન્દર્ય, તે કાંઇ વિતર્ક્ય (તર્કથી જ ખૂબી જે'ની સમઝાય હેવી રીતે) વેરી (વેરેલી), આ ભૂમિની વિવિધ હાસલહરી થઇ છે.

('વેરી' તે 'લે'રી' નું વિશેષણ). અર્થાત્ વિવિધ સૌન્દર્યયુક્ત અને કુસુમ–અલંકારયુક્ત ભારતસ્ત્રીયો તે ભારતભૂમિની હાસલહરી રૂપ છે.

જૂઇ—એ ભારતવર્ષની જ ખાસ પેદાશ છે. એટલે અંશે આ વર્ણન આ દેશને માટેનુંજ છે. જૂદા જૂદા વર્ણની સ્ત્રીયો તે પણ ભારતવર્ષમાંજ મળવાની.

શ્લોક ૩ જો—(જે ભારતવર્ષમાં) મત્ત વાએ (પવને) ડોલવી (ડોલવેલી) ગુલાબકળી ડોલે (છે); (અને) તેને (તે પવનને) સુસ્પર્શતાએ (સુખમયસ્પર્શવાળાપણાને લીધે;—સુકુમારતાને લીધે)—(એ ગુલાબ કળીઓ) સુવિનીત કરે (છે); (પણ એનો એ પવન) જો કેતકી ભણી (જઇને) અબોલે (છાનોમાનો) રસે રમતો (રમે છે), તો (કેતકી તે પવનને નિજરજે (પોતાના પરાગથી) સહસા રંગમાં રોળે છે.

એકનો એક પવન મૃદુ ગુલાબકળીના સંસર્ગથી મત્ત મટી જઇ સુવિનીત થાય છે. અને પ્રગલ્ભ કેતકીના સંસર્ગે હેનો મદ વિકાસ પામી મત્તખેલ અનુભવી કલુષિત થાય છે.

જ્યાં પંકજે પુર સરોવર સૌમ્ય ખીલી,
જેને તટે કુમુદિની સિત પંક ઝીલી,
ને બાલ ભાનુ હસતે રમિ રાગ ધર્તાં,
સૌ પાંખડી નચવિને પ્રતિહાસ કર્તાં. ૪

ન્હાની નદી રમતિ લ્હેંકતિ જાય લાડે,
મીઠાં જળે અનિલ કાંઈ સુતો જગાડે,
આવી મળે વિહગકૂજિતવૃક્ષકુંજે,
ક્ષોભે ખળે ખડકથી કદિ રેણુપુંજે. ૫

---

કેતકી તે ભારતવર્ષનું ખાસ અંગ છે. 'સુસ્પર્શતાએ'—'સુ' થડકાય છે છતાં લઘુ સ્થળે આવે છે; એ પદ્યદોષ છે.

**શ્લોક ૪ થો**—આ શ્લોકનો અન્વય પ્રથમ દર્શને અસંગત લાગે છે. ખીલી, ધરતાં, કરતાં, સર્વનો દેખીતો કર્તૃશબ્દ 'સરોવર' છે; પણ અર્થ-સંબન્ધ 'પંકજ' જોડે લાગે છે. સંગતિ એક રીતે બેસાડાય એમ છે. 'સરોવર' તે કર્તા છે જ; અને પંકજમય સરોવર હોવાને લીધે પંકજના સર્વ ધર્મ સરોવરને જ લક્ષણાદ્વારા આરોપ્યા છે. પંકજથી ભરેલાં સરોવરો સૂર્યોદય થતે લાલ રંગ ધરે છે, અને સહુ પાંખડીઓ નચવીને પ્રતિહાસ કરે છે; અર્થાત્ હેમાંનાં અનંત કમળો તેમ કરે છે; તે જાણે સરોવરજ તેમ કરે છે. બીજું ચરણ તે 'સરોવર'નું વિશેષણવાક્ય છે. હેમાં "સિત પંક ઝીલી" એ કડકાનો અર્થ સ્પષ્ટ સમઝાતો નથી, તેમજ 'કુમુદિની' એ શબ્દ પૂર્ણ ક્રિયાપદ વિનાનું પડે છે.

'પ્રતિહાસ'—(બાલ ભાનુ (સ્હવારના સૂર્ય)ના હાસના) જવાબમાં હાસ. પંકજ—એ ભારતવર્ષનું વિશેષ અંગ ગણાય.

**શ્લોક ૫ મો**—આ શ્લોકમાં તો ભારતવર્ષનું જ વિશેષ અંગ કશુંએ નથી. હેમાં વર્ણન કરેલા પદાર્થ આખી પૃથ્વીમાં મળે એમ છે.

ચરણ ૨ જું—મીઠાં જળ વડે સૂતેલા અનિલને શી રીતે જગાડે તે સમઝાતું નથી. જળના મૃદુ ખળખળાટથી પણ પવન શી રીતે જાગે?

ચરણ ૩ જું—વિહગ (પક્ષીઓ)ના કૂજિત (ગાન) વાળાં (અથવા પક્ષીઓથી કૂજિત થયેલાં–ગવાઇ ગયેલાં–ગાનમય થયેલાં) વૃક્ષોના કુંજમાં (ઘટાઓમાં)—(ન્હાની ન્હાની નદીઓ) આવી મળે છે.

ઊભી તટે મૃદુલ સારસપંક્તિ ડોલી
માળા થતી રચિત મૌક્તિકની અતોલી,
સ્વચ્છન્દ જ્યાં ભ્રમર આમ જ તેમ દોડે,
તે પ્રેક્ષણે મદભરી જતિ કાંઈ તોડે. ૬

જે બાલવૃક્ષ તણિ જ્યાં કરિ મૈત્રી પાસે
સ્નેહાર્દ્ર દૃષ્ટિ કરી મત્ત મયૂર વાસે,
તે નૃત્યથી રિઝવતો સુહૃદાંગ ઝીણાં
છાયા કરી સુપિચ્છ તે ધરિ રંગભીનાં. ૭

---

ચરણ ૪ થું—( અને વળી ) કદિ ખડકથી ક્ષોભે ( પથ્થરના ખડક વચમાં આવે તો ક્ષુબ્ધ—ખળભળાટવાળી—થાય ), અને રેણુપુંજે ( ધૂળ્ય–અર્થાત્ રેતી–ના ઢગલામાં ) ખળે–રોકાય; રેતીનો ઊંચો પ્રદેશ આવતાં પ્રવાહ રોકાય.

'ક્ષોભે' અને 'ખળે' એ 'ખડકથી' અને 'રેણુ પુંજે' સાથે યથાક્રમ લેવાનાં છે.

**શ્લોક ૬ ઠ્ઠો**—અર્થ અને અન્વય જરાક અસ્પષ્ટ છે.—

જ્હાં—જે **ભારતવર્ષ**માં—તટે ( હેની નદીઓને કિનારે ) ઊભેલી મૃદુલ સારસપંક્તિ ( કોમળ સારસોની હારચ ) ડોલીને મૌક્તિકની રચિત ( મોતીની રચેલી ) અતોલી ( તુલના જે'ની ન થાય હેવી ) માળા થતી ( થાય ) તે પ્રેક્ષણે મદભરી જતી ( દેખાવામાં મદભરેલી જતી ), આમ તેમ સ્વચ્છંદ ભ્રમર ( ભમરા ) દોડે ( અને )—તે સારસમાળાને—કાંઈ ( જરા ) તોડે; હારચમાં તૂટ પાડે. ભમરા ઊડીને સારસોને ગભરાવીને હેમની હારચમાં તૂટક પાડે છે.

સારસ ઘણું કરીને **ભારતવર્ષ**નું વિશેષ લક્ષણ ગણાય.

સારસનો રંગ મોતી જેવો નથી હોતો તેથી મોતીની માળા કહેવામાં જરાક ખામી આવે છે.

**શ્લોક ૭ મો**—જ્હાં ( જે **ભારતવર્ષ**માં ) મત્ત મયૂર ( મદભરેલો મોર ) પાસે ( પોતાનાથી થોડેક જ છેટે રહેલા ) વાસે ( પોતાના વાસસ્થાન તરફ—ત્હાં પોતાની પ્રિયા—મયૂરી, હેલ—હોય તેથી તે તરફ ) સ્નેહાર્દ્ર દૃષ્ટિ કરીને ( આ પ્રેમના કારણથી જ વાસસ્થાનથી દૂર ના ગએલો માટે

જ્યાં કોકિલા મદકલે મૃદુ વાક્ય બોલી
આજ્ઞાવિધે મદનકિંકરી તુલ્ય તોળી;
રંગીન પંખિ તરુપર્ણ જયહાં રમાડે,
સ્વચ્છાનિલે મધુર ગાઇ ધિમે જગાડે. ૮

---

'પાસે' એમ કહ્યું છે ),—જે બાલવૃક્ષ ( ન્હાના ઝાડ )ની મૈત્રી ( મિત્રતા ) કરી ( કરેલી ) તે સુહૃદાંગ ( તે મિત્ર–ઝાડ–નાં અંગ ) ઝીણાં–તે મિત્રનાં ઝીણાં અંગ, રંગભીનાં ( રંગને લીધે રસમય ભીનાં જણાતાં–હેવા રંગવાળાં ) સુપિછ ( સુંદર પીંછાં ). ધરીને છાયા કરીને ( પીંછાંની કળા વિસ્તારીને ), નૃત્યથી રીઝવતો ( રીઝવે છે ).

સુહૃદાંગ—શુદ્ધ 'સુહૃદંગ' છે. તે સુહૃદનાં ઝીણાં અંગ એમ સાપેક્ષતા શબ્દોની છે છતાં ' તે ઝીણાં સુહૃદંગ ' એમ સમાસને લીધે વિક્ષેપ પડ્યા છતાં અર્થ સુગમતા ટકે છે એટલે બાધ નથી. અથવા 'ઝીણાં' તે 'સુપિછ'નું વિશેષણ લેવું એટલે અર્થ પણ વધારે ઠીક થશે. ઝાડનાં અંગ ઝીણાં કહેવામાં બહુ સાર્થક્ય નથી. પીંછાં ઝીણા વાળવાળાં હોવાથી બરોબર યોગ્ય વિશેષણ છે.

નૃત્ય વડે વૃક્ષનાં અંગ રીઝવવાનાં શી રીતે? વૃક્ષ ઉપર નાચે તેથી વૃક્ષની શાખાઓ તથા પાંદડાં નાચે એટલે તે હર્ષ પામ્યાં જણાય. મોર તે **ભારતવર્ષ**નું વિશેષ સ્વરૂપ જ ગણાય.

**શ્લોક ૮ મો**—જ્યહાં ( જે **ભારતવર્ષ**માં ) કોકિલા ( કોયલ )મદકલે ( મદકલ–મદને લીધે અવ્યક્ત મધુર–સ્વરવડે ) મૃદુવાક્ય બોલીને, **આજ્ઞાવિધે** ( આજ્ઞા પાળવાની ક્રિયાથી ) ( મદનની આજ્ઞા પાળવાને લીધે ) મદનકિંકરી ( કામદેવની ચાકરડી—કહ્યા પ્રમાણે કરનારી દાસી—હેનાથી તરત કામવિકાર ઉત્પન્ન થાય તેથી મદનકિંકરી )ની તુલ્ય તોળી ( ગણાઇ છે ); ( અને ) જ્યહાં ( જે **ભારતવર્ષ**માં ) રંગીન પંખી ( અનેક વિધવિધ રંગનાં પંખી ) તરુ-પર્ણને રમાડે ( છે ); અને ( જ્યહાં ) સ્વચ્છાનિલે ( સ્વચ્છ—દુર્ગંધાદિવિકાર રહિત—પવન પણ ) મધુર ગાઇને ધીમે ( રહીને )—( રાત્રિયે સૂતેલાં મનુષ્ય-જનને ) જગાડે ( છે ).

કોયલ, **ભારતવર્ષ**માં જ મળવાની. એ તો જે હિંદુસ્તાનની કોયલ છે તે. બાકી એ જાત્યનાં cuckoo વગેરે પક્ષી બીજે ઠેકાણે હોય છે તે

જ્યાં મેઘમાન ચઢતે વહિ મત્તવાયુ
આજ્ઞા કરે ઉદધિને, જળ જાય ધાયૂં,
ગાજી ચતુર્દિશ મહોર્મિ બળે ઉછાળે,
ઐશ્વર્ય-ઉદ્ધરણ સામ્ય પ્રમાણિ પાળે. ૯

તે મેઘરાજ ગરજી ગરજી અસંખ્ય
આવે દિશા વટવતો ધરિ દિવ્ય અંગ,
જેને ભયે વિશમિતો તપિ તાપ ભારી
છેદ્યો જલાસ્ત્ર ઘણિ મૂશલધાર મારી. ૧૦

---

જૂદી વાત. તેમજ પર્વત, જંગલ, વગેરેથી ભરપૂર હિંદુસ્તાનમાં જેટલાં રંગરંગનાં પક્ષી જડશે તેટલાં બીજે નહિં જડે. અને હિંદુસ્તાન જેવા ગરમ દેશમાં પ્રાતઃકાળનો મન્દ પવન તે પણ ખાસ જ છે; ઈંગ્લાંડ જેવા ઠંડા દેશના તીક્ષ્ણ અને જોસભેર વાતા પવનો જેવો નહિં આમ કાંઈક ભાવ જણાય છે.

**શ્લોક ૯ મો**—જ્યહાં ( જે **ભારતવર્ષ**માં ) મેઘમાન ચઢતે ( મેઘનું માન વધે ત્યહારે, અર્થાત્ વર્ષાકાળમાં ) મત્ત વાયુ વહીને ઉદધિને આજ્ઞા કરે. અને ( =કે તરત ) જળ ધાયું જાય ( ધશી દોડતું જાય ); અને ચતુર્દિશ ગાજીને બળે ( બળથી ). મહોર્મિ ( સમુદ્રના મ્હોટા મોજાને )—એ મત્તવાયુ ઉછાળે છે; ઐશ્વર્યનું—મ્હોટાઇનું—ઉદ્ધરણ ( ઉચ્છેદન ) કરવું તે ( એ મત્તપવન ) સામ્ય પ્રમાણીને ( સરખાપણું જોઇને-પોતાનો બરોબરિઓ જોઇને ) પાળે ( છે ). અર્થાત્-સમુદ્ર પોતાના બરોબરિઓ બળિયો માટે જ ત્હેની મ્હોટાઇ તોડવાને પ્રવર્તે છે.

**ભારતવર્ષ**ના મન્દ અનિલનો અપવાદ જ આ છે માત્ર વર્ષાકાળમાં જ પવન મન્દતા તજી મત્ત થાય છે. અને વર્ષાકાળ વર્ષના અમુકજ ભાગમાં એ પણ હિન્દુસ્તાનનું વિશેષ લક્ષણ છે—બીજા દેશોમાં ચોમાસું એમ નિયંત્રિત વર્ષાઋતુ નથી.

**શ્લોક ૧૦ મો**—તે મેઘરાજ અસંખ્ય ( વાર ) ગરજી ગરજીને દિવ્ય અંગ ધરીને ( આકાશમાં અનેક રંગનાં તથા આકૃતિનાં અલૌકિક સ્વરૂપ ધારીને ) દિશા વટવતો ( ઓળંગતો—કાપતો ) આવે ( છે ). ( ચોમાસામાં

જે વાર વાર વરશી ઘન ધાર ધાર
આ ભૂમિ સાથ સમયે કરતો વિહાર,
તેથી ધરે અભિનવાભરણો સલૂણી
વર્ષાર્દ્ર તો સુવરણાં વસને ન ઊણી. ૧૧

જ્યાં પર્વતો ઉપર પર્વત થોક થોક
ઊભેલ અભ્ર અડિને થઇ ઝોક ઝોક,

---

ક્ષિતિજમાંથી ગાજવીજ કરતા ચારે બાજૂથી ધશી આવતા, અનુપમ આકૃતિના ઘનદળનું આ ટૂંકું પણ સચોટ વર્ણન છે ).

ઉત્તરાર્ધ ક્લિષ્ટ અને અસ્પષ્ટ છે—'વિશમિતો 'નો અર્થ અથવા સંબન્ધ સમઝાતો નથી. 'છેદ્યો' નું કર્મપદ જડતું નથી. 'જલાસ્ત્ર'નો વિભક્તિસંબન્ધ બેસતો નથી.

**શ્લોક ૧૧ મો**—અર્થ સરલ છે.—

ચરણ ૨ જું—"આ ભૂમિ"—**ભ**રતભૂમિ. "સમયે"—વર્ષાઋતુમાં જ મેઘ ભૂમિ સાથે વિહાર કરે છે. અકાળે નહિં. ( ઉપર ૯ મા શ્લોકની ટીકાને અંતે કહ્યું તે પ્રમાણે હિંદુસ્તાનમાં જ વર્ષાની જૂદી ઋતુ હોવાથી ). નરનારીનો વિહાર પણ સમયે જ યુક્ત છે. ( અકાળે નહિં ) એ અર્થ ધ્વનિત થાય છે.

ચરણ ૩ જું—સલૂણી—લાવણ્યવાળી. ભૂમિનું વિશેષણ.

અભિનવાભરણો—અભિનવ+આભરણો. નવાં નવાં લૂગડાં ઘરેણાં.

નિયમિત [illegible] આવે તેથી એ નવાં નવાં આભરણથી [illegible] લાધે નવાં આભરણ ધરેછે; જે અર્થ ૪થા ચરણમાં સ્પષ્ટ કર્યો છે. તેમ જ—



( ચરણ ૪ શું ) વર્ષાર્દ્ર તો ( વરસાદ પડ્યાથી ભીની થઇ તો પછી) સુવરણાં ( સુંદર વર્ણનાં—રંગનાં ) વસને ( વસ્ત્રોમાં ) એ ઊણી ન થવાની. હેને સુંદર રંગનાં વસ્ત્રની પછી ખોટય નહિં. વરસાદ પડયા પછી લીલોતરી, ઝાડપાનના રંગ, જમીનના અનેકધારા રંગ વગેરેનો સમાવેશ આ વર્ણનમાં છે.

**શ્લોક ૧૨ મો**—જ્યહાં ( જે **ભા**રતવર્ષમાં ) પર્વતો ઉપર પર્વત ( એમ ) થોકથોક ( ઉપરા ઉપરી થોકડા ચઢેલા ) થઇને, ઝોકઝોક થઇને

તે મેઘની સમકૃતિ કરિ આકૃતિમાં
ધારા સહસ્ર ગ્રહિ દે ઝરણોજ ધીમાં. ૧૨

---

(ઝૂકી ઝૂકીને) અભ્ર (આકાશને) અડીને ઊભેલા (હોય છે); તે આકૃતિમાં મેઘની સમ (મેઘના જેવી) કૃતિ કરીને (મેઘ જેવું કામ કરીને—૪ થા ચરણમાં ઝરણ આપવાનું તે વર્ષણની ધારા જેવું કામ માટે—ત્હેવી કૃતિ કરીને;—અથવા—પર્વતમાળ દૂરથી મેઘમાળા જેવી જ જણાય છે. એ અર્થ હોય—અને એ વધારે સુંદર અર્થ છે—તો આકૃતિમાં મેઘના જેવી કૃતિ કરીને એટલે આકારમાં મેઘના જેવા બનીને—ત્હેના જેવો આકાર કરવો તેજ કૃતિ માટે—ત્હેવી કૃતિ કરીને) સહસ્ર ધારા ગ્રહીને (મેઘની હજારો ધારા લઇને) ધીમાં (ધીમાં વ્હેતાં અથવા ધીમા સ્વરવાળાં, અથવા બન્ને) ઝરણો દે (આપે છે).

પર્વતમાળનું આ સુંદર ચિત્ર છે; અને તે સર્વને રસિક તથા યથાર્થ લાગે હેવું છે. પર્વતોનો ભંડાર હિંદુસ્તાન જેવો બીજા દેશમાં ક્વચિત્ જ જડશે; માટે ભારતવર્ષનું વિશેષ સ્વરૂપ ગણી સકાશે.

મેઘ કનેથી વર્ષાધાર લઇને ઝરણો (પૃથ્વીમાં) આપવાના કાર્યમાં ધનિક કનેથી લઇ નિર્ધનને આપનાર નિઃસ્વાર્થ સાધુજનના કાર્યનો ધ્વનિ છે.



